# સરિતાથી સાગર

[ દાંડી-યાત્રાની નવલકથા ]

: લેખક :

શિવશંકર આણુશંકર શુક્લ



સ્વ. ગાંધી સાંકળચંદ નરસિંહદાસ સ્મારકમાળા : પુ. ૭

# સરિતાથી સાગર

## [ દાંડી-યાત્રાની નવલકથા ]

: લેખક :
શિવશંકર પ્રાણશંકર શુક્લ



: પ્રકાશક :
ગુર્જર ગ્રંથરત્ન કાર્યાલય
ગાંધીરસ્તો : અમદાવાદ

પહેલી આવૃત્તિ : ૧૨, માર્ચ ૧૯૪૯
(દાંડી કૂચ દિન)
કીંમત : ચાર રૂપિયા

પ્રકાશક :
શંભુલાલ જગશીભાઈ શાહ,
ગૂર્જર ગ્રન્થરત્ન કાર્યાલય
ગાંધીરસ્તો : અમદાવાદ.

મુદ્રક :
ગોવિંદલાલ જગશીભાઈ શાહ,
શારદા મુદ્રણાલય,
પાનકોર નાકા : અમદાવાદ.




દાંડીયાત્રાના અમર યાત્રી બાપુ

અને

એમના અમર ૮૧ સૈનિકોના

ચરણકમળમાં

એમની જ આ શૌર્યગાથા

અર્પણ કરી ધન્યતા અનુભવું છું.

—શિવશંકર

આવવું ન આશ્રમે—મળે નહિ સ્વતંત્રતા !
જંપવું નથી લગીર, જો નહિ સ્વતંત્રતા !
સ્નેહ સૌખ્ય સૌ હરામ ના મળે સ્વતંત્રતા
પુત્ર દાર !
જન્મ-મૃત્યુના જુહાર !
જંપવું ન—જાલિમોય જંપશે ન—સૌ ખુવાર.

( મેઘાણી )



સ્વ. ગાંધી સાંકળચંદ નરસિંહદાસ

| જન્મ | અવસાન |
| --- | --- |
| વૈશાખ સુદ ૨, ૧૯૧૭ | માગશર સુદ [illegible], ૧૯૮૮ |

# નિવેદન

**આ**મારા વડીલ સ્વ. ગાંધી સાકળચંદ નરસિંહદાસના સ્મરણમાં એક સ્મારકમાળા શરૂ કરી તેમાં, જનતાને નવી દૃષ્ટિ આપવામાં અથવા તો પોતાની દૃષ્ટિ બરાબર કરવામાં મદદરૂપ થાય એવાં પ્રકાશનો આપવાં એ વિચાર આજથી લગભગ ૧૩ વર્ષ પહેલાં અમને થયો. પોતાના આખા જીવન દરમિયાન પ્રમાણિકતા અને આપબળને મોખરે રાખી પોતાનું તથા અન્ય જનોનું હિત સાધનાર અમારા એ વડીલનું તર્પણ અમોએ આ 'સ્મારક ગ્રંથમાળા' ચાલુ કરવાના અમારા વિચારને અમલમાં મૂકીને તે વખતે કર્યું.

તેર વર્ષના ગાળામાં આજ સુધીમાં છ પ્રકાશનો આ ગ્રંથમાળામાં બહાર પાડી શકાયાં છે. સનાતન સત્યોનું પ્રતિપાદન કરતું અને આજના પ્રશ્નોના ઉકેલ સારુ ઘણી વિચારપ્રદ સામગ્રી આપતું પુસ્તક, પ્રિન્સ ક્રોપોટ્કીન કૃત '**ભુખમરાનો ઉપાય**' એ અમારી ગ્રંથમાળાનું સૌથી પહેલું પ્રકાશન. સ્મારક ગ્રંથમાળાના બીજા મણકારૂપે, મરાઠી ભાષાના એક અદ્વિતીય ગ્રંથ તરીકે પ્રસિદ્ધિ પામેલ અને જેમાં યુરોપીય શાસ્ત્રીય વિવેચન પદ્ધતિનો ઉપયોગ કર્યો છે તથા આપણે ત્યાંની પણ ઘણીખરી નીતિવિષયક કલ્પનાઓ જેમાં પરોવી છે, એવું અધ્યાપક વામન મલ્હાર જોશીનું '**નીતિશાસ્ત્રપ્રવેશ**' અમોએ પસંદ કર્યું હતું. આપણો અણમોલ વારસો રામાયણ ઉપરથી ગુજરાતની કિશોર પ્રજાને ઉપયોગી થાય એ રીતે શ્રી દેસાઈભાઈ પટેલે તૈયાર કરેલું '**કિશોર રામાયણ**'

અમારી ગ્રંથમાળાના ત્રીજા મણુકારૂપે અમોએ બહાર પાડ્યું હતું. ચોથા પ્રકાશન 'સુશીલાના દેવ'માં સમાજ જીવનનાં અનેક અંગોની ચર્ચા ઉપરાંત બાળપણની ભોળી ભક્તિથી માંડીને મોટ-પણમાં તર્કનું સહરા વટાવ્યા પછી, કેવળ ધ્યેયનિષ્ઠા સુધી ઈશ્વર વિશે જે જે કલ્પનાઓ માણસ સેવે છે, તેનું આછું ચિત્ર તેના વિદ્વાન લેખક અધ્યાપક વામનરાવ જોશીએ આપ્યું છે. આજે આપણી જીવનનૌકા મતમતાંતરો અને પાશવી વૃત્તિઓના દરિયા-માં ચકડોળે ચડેલી છે તેને માર્ગદર્શન આપતું 'એશિયાના ધર્મદીપકો' નામનું પુસ્તક અમારી માળાનું પાંચમું પ્રકાશન છે. છઠ્ઠા પ્રકાશનરૂપે અમોએ ગુજરાતનાં સૌ બાળકો દક્ષિણ હિંદના પ્રવાસનો આનંદ પામે તેવું અને દક્ષિણ હિંદની યાત્રા કરાવતું પુસ્તક 'દક્ષિણ ભારતનાં તીર્થધામો' બહાર પાડ્યું.

'સરિતાથી સાગર'નું આ પુસ્તક અમારી ગ્રંથમાળાનું સાતમું પુસ્તક છે, આ પુસ્તકના લેખક શ્રી શિવશંકર શુક્લ પાસે જગતના સર્વશ્રેષ્ઠ પ્રસંગ–દાંડીયાત્રા વિષેનું તેમનું આ લખાણ અમારા વડીલની સ્મારકમાળાના પુષ્પ તરીકે આપવા અમે માગણી કરી, તે તેમણે સહર્ષ સ્વીકારી અમને આભારી કર્યા છે.

મહેમદાવાદ જેવા નાના ગામમાં લગભગ અર્ધી સદી મહેનત કરી, પોતાનો રોટલો મેળવનારનું નામ આવા સમર્થ વિચારકોનાં લખાણો સાથે જોડાય તેથી હરકોઈને આશ્ચર્ય થાય તો નવાઈ નહિ. પરંતુ સારા પ્રગતિકારી વિચારો પ્રસિદ્ધ કરવા એ જ મુખ્ય હેતુ હોય તો, તે કયા નિમિત્તે પ્રસિદ્ધ થાય છે, તે તરફ ધ્યાન આપવાપણું ઓછું હોય છે. આ માળા મારફતે સમાજને ઉપયોગી અને માર્ગદર્શક સાહિત્ય આપવાનું બને એમાં જ અમારું સમાધાન અને અમારા વડીલ પ્રત્યેના ઋણમાંથી મુક્તિ છે.

આ પુસ્તક બહાર પાડવામાં મદદ કરનાર સ્નેહીઓનો અમે

ઉલ્લેખ કરવો ઘટે છે. ભાઈ શિવશંકરે પોતાનું લખાણ અમોને આપવાનું સહર્ષ સ્વીકાર્યું; ગૂર્જર ગ્રંથરત્ન કાર્યાલયના માલિક શ્રી. શંભુલાલ જગશીભાઈએ તેનું પ્રકાશન કરવાની જવાબદારી ઉઠાવી; શારદા મુદ્રણાલયના માલિક શ્રી. ગોવિંદલાલ જગશીભાઈએ ત્વરાથી પુસ્તક છાપી આપ્યું; ગુજરાતના જાણીતા લેખક શ્રી. 'જયભિખ્ખુ'એ આ પુસ્તક અંગે અનેક કીંમતી સૂચનો કર્યાં, પ્રુફ જોવામાં મદદ કરી અને પુસ્તકનો ઉઠાવ સારો અને આકર્ષક થાય તે માટે ભારે જહેમત ઊઠાવી; અને ચિત્રકાર 'ચંદ્રે' જેકેટ ઉપરનું ચિત્ર તૈયાર કરી આપ્યું. અમારી તરફની મમતાને લઈને આ સૌ સ્નેહીઓએ અમારું આ કામ પોતાનું સમજીને કર્યું છે, તે સૌનો અમે આભાર માનીએ છીએ.

ગૂજરાતની જનતા સમક્ષ આ પુસ્તક રજુ કરતાં અમને ખૂબ આનંદ થાય છે.

પંચભાઈની પોળ, મહેમદાવાદ — જેઠાલાલ જીવણલાલ ગાંધી
તા. ૧-૩-૧૯૪૯ — શાન્તિલાલ જીવણલાલ ગાંધી

# અનુક્રમ

# इतिहासनो सवश्रष्ठ प्रसंग

**જ**ગતના ઇતિહાસનો અભ્યાસ કરતાં મહાત્મા ગાંધીજી જેવી સર્વતોમુખ અને સર્વતોભદ્ર વિભૂતિ ક્યાંય પૃથ્વીપટ પર જોવા જડતી નથી. આપણે એમના યુગમાં જીવ્યા છીએ એ આપણું મહા સદ્‌ભાગ્ય છે. આપણી સગી આંખોને સત્ય અને અહિંસાના એમના પ્રયોગો જોવાના મળ્યા, એમની ઇશ્વરશ્રદ્ધા ને સંસારની વિકરાળમાં વિકરાળ હિંસક તાકાતો સામેના ભવ્ય સવિનય સત્યાગ્રહ નીરખવા મળ્યા; અને સહુથી વિશેષ તો સ્વાતંત્ર્ય અર્થેની એમની કૂચ નિહાળવા મળી : એ જેવું તેવું પુણ્યભાગ્ય નથી ! એ પુણ્યભાગ્યની આપણી આવતી પેઢીઓને હંમેશાં ઈર્ષ્યા થવાની !

એ મહાન વિભૂતિના સર્વ જીવનપ્રસંગોમાં દાંડીકૂચ એ અનેક દૃષ્ટિએ સર્વોત્તમ પ્રસંગ છે, અને તે રીતે જગતના ઇતિહાસમાં પણ સર્વશ્રેષ્ઠ પ્રસંગ એ છે, એમ ઇતિહાસ પર ઊડતી નજર ફેરવી જોતાં લાગ્યા વિના રહેતું નથી.

ધર્મને માર્ગે એટલે સત્ય વાટે અને અહિંસાદ્વારા જગતના આજ સુધીના મોટામાં મોટા અને સર્વ પ્રકારની આસુરી સંપત અને આસુરી ભાવનાથી ભરેલા સામ્રાજ્ય સામે એક ડોસો યુદ્ધ પોકારે છે ને કૂચ કરે છે. એ લડાઈ આત્મા ને શેતાન સાથેનો મુકાબલો છે. એક વ્યક્તિ જ નહીં પણ તેની પાછળ એક મોટું રાષ્ટ્ર જાગ્રતિ અનુભવે છે, અને જગતની કચડાયેલી પ્રજાઓ એને

આશાભરી નજરે નીરખી રહે છે. ૧૯૩૦ના માર્ચની ૧૧મી તારીખની રાતે એક મન્વંતર પૂરો થઈ, ૧૨મી માર્ચ ને બુધવારને દિવસે એક નૂતન મન્વન્તરનું પ્રભાત પ્રગટે છે. આજે નહીં તો કાલે, ઇતિહાસકાર આ જ દૃષ્ટિએ એ દિવસ ને પ્રસંગનું જરૂર મૂલ્યાંકન કરશે : અને મૂલ્યાંકન કરનાર હરકોઈ તટસ્થ ઇતિહાસકારનું હૈયું જરૂર એથી ગર્વ અનુભવશે.

જગતમાં અનેક સશસ્ત્ર, આક્રમક ને રક્ષણાત્મક કૂચો ને હિજરતો થઈ છે. એકથી માંડીને લાખો માણસોએ એક દેશમાંથી બીજા દેશમાં અથવા અનેક દેશોની ગિરિમાળાઓ ને સાગરો ભેદીને હલ્લા કર્યા છે. પરરાષ્ટ્રને પાદાક્રાંત કરવા કે સ્વદેશને સ્વતંત્ર કરવા માટે નાની-મોટી અસંખ્ય સફળનિષ્ફળ સશસ્ત્ર કૂચો જગતના ઇતિહાસને પાનેપાને નોંધાયેલી પડેલી છે.

એ સર્વ કૂચોમાં દાંડી–કૂચ સર્વશ્રેષ્ઠ છે.

કારણ કે એ બધી ને આ કૂચમાં ફરક એ છે કે આમાં લોહી લેવાનું નથી, પોતાનું લોહી આપી દેવાનું છે, આમાં શત્રુને મારવાની હિંસકવૃત્તિ નથી પણ શુદ્ધ પવિત્ર ' મરીને હૃદય પરિવર્તન કરવાની ' અહિંસક ને પ્રેમમયી ભાવના છે. આ લડાઈ કદી નિષ્ફળ જતી નથી. સત્યાગ્રહી આદિથી અંત સુધી વિજયી જ હોય છે; એ ' કરેંગે યા મરેંગે 'નું સૂત્ર પોકારે છે, ' કરેંગે યા મારેંગે 'નું નહીં. એ મરે છે ત્યારે પણ એના કંઠમાં વિજયમાળ આરોપાઈ જ ગયેલી હોય છે...એને કશાં જ શસ્ત્રની જરૂર નથી અને ખરી વાત તો એ છે કે બાળકથી માંડીને તે વૃદ્ધ સુધી ગમે તે, પોતાના આત્માનો અવાજ લઈ સમસ્ત ત્રિભુવન સામે પણ અડગ ઊભું રહી અન્યાયનો સામનો કરી શકે છે. દાંડીયાત્રા યા દાંડીકૂચ આવા સાચા ધર્મયુદ્ધ માટે હોઈ એનું સ્થાન અદ્વિતીય છે. અને તેથી ૧૨ મી માર્ચના પ્રભાત વિષે

આપણે કહી શકીએ:

"પૃથ્વીવાસીઓ ! ભૂલશો નહીં,
આજનું પયગામવાહી પ્રભાત.
પૃથ્વીમાં ક્યારેક જ ઊગે છે,
આજનાં સમોવડાં પ્રભાત." )

એક લેખકે પ્રશ્ન પૂછ્યો છે, "જગતના ઇતિહાસનો સર્વોત્કૃષ્ટ પ્રસંગ કયો ?" એનો ઉતર પણ એણે પોતે જ આપતાં કહ્યું છે, "ગોલગોથાના ( ખોપરિયોના) મેદાનમાં થયેલું ભગવાન ઇશુનું ક્રુસારોહણ." ઈશુ જરૂર જગતની એક તારકનૈયા છે. સત્ય, ક્ષમા ને માનવપ્રેમ માટે એમણે પોતાના શરીરને ક્રુસ ઉપર ખીલાઓથી જડાઈ જવા દીધું. સત્ય ને અહિંસાના નામ પર, માનવતાના નામ પર કરેલું સમર્પણ કદી નિરર્થક જતું નથી. ઈશુના શરીરના અંત સાથે જ ઇશુનો સાચો જન્મ થયો. એ પ્રસંગ આ નશ્વર જગતના યાત્રીને જરૂર હંમેશાં પથપ્રદર્શક રહ્યા જ કરશે. પરંતુ ગાંધીકૂચ એ ઇશુનો જ માર્ગ હોવા છતાં તેમાં ઘણુંઘણું વધારે હતું. આધ્યાત્મિક ઉત્ક્રાંતિ ઉપરાંત એક પદદલિત રાષ્ટ્રને પણ પોતાની રીતે જાગ્રત કરવાનું હતું અને એમની પ્રયોગનલિકામાં જગતના એક મહાન છતાં પરતંત્ર થઈ પડેલા રાષ્ટ્રે સ્વેચ્છાએ સમાઈ જવાનું પસંદ કર્યું હતું.

ગાંધીકૂચ પછી હિટલરની મોસ્કો સુધીની કૂચ આપણે જોઈ છે. કરોડો માણસો પશુ બને છે; સંહાર કરવાની જ સૌના હૃદયમાં તાલાવેલી છે. પરિણામે હિટલરના ને જગતના શા હાલ થયા તે આપણે જોયા છે ને જોઈએ છીએ. જગતે પોતાની નોંધપોથીમાં આ નરવીરોને માનવસંહારક તરીકે પિછાન્યા, જ્યારે પૂજ્ય મહાત્માજીએ માનવ–રક્ષક બની સુખ અને શાંતિનો સનાતન માર્ગ બતાવ્યો. ગાંધીજીની દાંડીકૂચે જગતને આજે તો પોતાને માર્ગે જ જવાની ઝંખના કરતું જ કરી મૂક્યું છે. દાંડીકૂચ એ તો જગતને જીવનમો

સાચો માર્ગ હમેશાં બતાવનાર વૈજયંતિ પતાકાસમું બની રહેશે. માટે જગતના ઇતિહાસનો માત્ર અદ્વિતીય જ નહીં પણ સર્વશ્રેષ્ઠ પ્રસંગ પણ આ દાંડીકૂચ હતી, એવો મારો દૃઢ અભિપ્રાય થતો જાય છે.

ગાંધીજીના એક અંતેવાસી અને દાંડીયાત્રાના સૈનિક શ્રી. વાલજીભાઈએ પણ સહેજે આવા ઉદ્ગારો કાઢ્યા છે:

"યાત્રા શબ્દના બે અર્થ થાય છે. એક તો તીર્થયાત્રા અને બીજો શત્રુ પર ચડાઈ એવો અર્થ છે. ગાંધીજીનું જીવન આ બેય અર્થમાં યાત્રામય છે, એમ કહી શકાય. ચાર ધામ ને સાત પુરીમાં આંટો મારી આવવો, આળસુ અને કદાચ અનીતિમાન તીર્થવાસી બ્રાહ્મણને થોડુંક, થોડુંક દેવદ્રવ્યને પણ નહીં છોડનાર લોભિયા રાજાને મુંડકારૂપે, અને બીજું બધું ધન આગગાડીના દુષ્ટ તથા પ્રજાપીડક ધણીને આપવું એમાં પુણ્ય નહિ પણ પાપ જ થાય છે. મનનો મેલ ઊખડી જાય એ સાચું સ્નાન છે; સત્યની ઉપાસના, ભૂતદયા, પરોપકાર એ સાચી તીર્થયાત્રા છે. આ અર્થમાં ગાંધીજી જેવો યાત્રિક, પ્રેમપંથનો પથિક ધરણી ઉપર આજે બીજો એકેય નથી, એવી સર્વસંમતિ છે. પણ ગાંધીજીની સાધના આપણા દેશના ઘણાખરા સાધુઓની સાધનાથી નોખી તરી આવે છે. ગાંધીજીની યાત્રા યાત્રા તો છે જ, પણ સાથેસાથે અન્યાય, અનીતિ, અધર્મના દળવાદળ ઉપર તે ચડાઈ પણ છે. પણ રાજકારણમાં દયાધર્મ ઉતારવાનો ગાંધીજીનો પ્રયત્ન તો જગતના ભૂતકાળમાં અપૂર્વ જ છે. ૧૯૧૫ના જાન્યુઆરીથી માંડીને આજસુધી ગાંધીજીએ કંઈક યાત્રા કરી છે. પણ સં. ૧૯૮૬ના ફાગણ સુદી ૧૧ (૧૨-૩-'૩૦) ને બુધવારે પ્રભાતના પહોરમાં ગાંધીજી જે યાત્રાએ સિધાવ્યા તે તો એના અપૂર્વ જીવનમાં પણ અપૂર્વ છે."

આ સમરવિજયી સત્યાગ્રહોને અદ્ભુત અહિંસક કૂચોનું બીજ વર્ષો પહેલાં એક નાનાશા ઘટનાપ્રસંગમાં પડ્યું દેખાય છે.

આફ્રિકા દેશ છે. એનું ડરબન સ્ટેશન છે. એક હિંદી નવજવાન બેરિસ્ટર ત્યાં ઊતરે છે. ઈંગ્લેન્ડથી આવ્યા બહુ વખત વીત્યો નથી. એને બીજે ગામ જવું છે. ઘોડાગાડીવાળા સાથે આગલી સીટમાં બેસવાનું નક્કી કરે છે!

એક ગૌરાંગ દેવ ત્યાં આવે છે! એની ઇચ્છા પણ આગળની જગ્યાએ બેસવાની છે. પણ જુએ છે, કે કોઈ કાળો માણસ ત્યાં ચડી બેઠો છે. ગોરાએ પેલા કાળાને જગ્યા ખાલી કરવા કહ્યું: કારણ કે પોતાને બેસવું હતું:–ને પોતે એક ગોરો આદમી હતો: જે હંમેશાં કાળા આદમી કરતાં શ્રેષ્ઠ હતો.

વિનયથી વાત થઈ હોત તો કદાચ પેલો કાળો આદમી સ્નેહથી જગ્યા ખાલી કરી આપત, પણ આવી રીતે જગ્યા આપવી એને પોતાનું અપમાન લાગ્યું. એણે કહ્યું: "મેં પહેલી આ જગ્યા લીધી છે, ને મોંમાગ્યું ભાડુ ચુકવી દીધું છે.'

ગોરા આદમીને લાગ્યું કે કાળો જંગલી આદમી પોતાની મર્યાદાને અને મારી શ્રેષ્ઠતાને જાણતો નથી. એણે કાળા આદમીને પોતાની લાકડીથી ઝૂડવા માંડ્યો. પેલો આ અન્યાય સામે નમતું આપવા તૈયાર નહોતો, કાળા આદમી પર દયા કરવા ગૌરાંગ તૈયાર નહોતો. આખરે કાળો આદમી માર ખાતો ખાતો બેભાન બની ગયો, પણ જળોની જેમ ગાડીને ચીટકી રહ્યો.

જોનારાઓ આ અત્યાચાર જીરવી ન શક્યા, વચ્ચે પડ્યા. ગોરો હાર્યો, શરમાયો, અંદર બેઠો. કાળો આદમી પોતાની જગાએ ફરી ગોઠવાઈ ગયો. આમ આ અન્યાય સામે સત્યનો–અહિંસાનો પહેલો વિજય થયો. આ નાનાશા ઘટના-બીજમાંથી સવિનય સત્યાગ્રહનો ઘેઘૂર વડ થયો.

વર્ષો પૂર્વની આ વાત છે. એ દહાડે ડરબનના 'કોચ' ઉપર મિ એન્ડ્રુઝ લખે છે તેમ "અસહકારનો આખો કાર્યક્રમ તેનાં બધાં અંગોસહિત ઘડાયો."

કોણુ હતો એ યુવાન બૅરિસ્ટર ? ઉત્તર તો આપોઆપ મળી રહે છે; ગાંધી !

ત્યાર પછી બાપુએ એ મંત્રને સક્રિય રૂપ આપ્યું, ને અનેક સત્યાગ્રહો કર્યાં ને અનેક સફળ સ્વાતંત્ર્ય કૂચ કરાવી; જેની ટૂંક યાદી નીચે મુજબ છે.

૧૯૦૬, ૧૧ સપ્ટેંબર: દક્ષિણુ આફ્રિકામાં એશિયાવાસીઓના હક પર તરાપ મારતા કાયદા સામે અહિંસક સામનો.

૧૯૦૮, ૧૬ ઑગસ્ટઃ આફ્રિકામાં ઉપરની લડતના અનુસંધાનમાં.

૧૯૧૩, ૨૮ ઑક્ટોબર: ઉપરની લડતના અનુસંધાનમાં. આ વખતે ગાંધીજીએ નાતાલમાં ન્યૂકેસલથી ટ્રાન્સવાલમાં વોલ્કરસ્ટ સુધી ૩૬ માઈલની કૂચ કરી.

૧૯૧૫–વીરમગામની લાઈનદોરી માટે સત્યાગ્રહની તૈયારી માત્ર.

૧૯૧૭, ૧૭ ઍપ્રિલ : ચંપારણુ (બિહારના ખેડૂતો માટે) સત્યાગ્રહ.

૧૯૧૭, ૩૧ મે, : ગિરમીટિયા પદ્ધતિ સામે મુંબઈમાં સત્યાગ્રહની તૈયારી.

૧૯૧૮, ૨૬ ફેબ્રુઆરી : અમદાવાદમાં મજૂર હડતાલ.

૧૯૧૮, માર્ચ : ખેડા જિલ્લામાં ના–કરની લડત.

૧૯૧૯, ૬, ઍપ્રિલ : રૉલેટ–કાયદા અંગેનો સત્યાગ્રહ.

૧૯૨૦, ૧ ઑગસ્ટ : પંજાબ, ખિલાફત અન્યાય ને સ્વરાજ માટે દેશવ્યાપી અસહકાર : પોતાનો 'કૈસરે હિંદ' ચાંદ પાછો આપ્યો. ત્રીસ હજાર માણુસો જેલમાં ગયાં.

૧૯૩૦, ૧૨, માર્ચ : દાંડીકૂચ : ૯૫ હજાર માણુસો જેલમાં ગયાં.

૧૯૩૧, ૩૧, ડિસેંબર : દેશવ્યાપી ચળવળ : એક લાખ માણુસો જેલમાં ગયાં.

૧૯૪૦, ઑક્ટોબર : વ્યક્તિગત સત્યાગ્રહ.

૧૯૪૨, ૮ ઑક્ટોબર : 'હિંદ છોડો 'ની લડત.

આ બધી દાંડીયાત્રાની જ વાંકીચૂંકી ભૂમિકાઓ હતી. આખરે દાંડી–યાત્રાએ સ્વરાજ અપાવી દીધું.

અવતાર-કાર્ય પુરું થઈ ચૂક્યું પંદરમી ઑગસ્ટ પછીના પ્રસંગો આપણે આપણી આંખે જોયા છે. એ મહાન વિભૂતિની હત્યાથી ખરડાયેલા આપણા હાથ હજુયે લોહીભીના જ છે. જે જાતના સ્વરાજનું સ્વપ્ન ગાંધીજીએ સેવ્યું હતું તે જોવા માટે ૧૫મી ઑગસ્ટ પછી આપણે મોકળા થયા. પણ કમભાગ્યે ગાંધીજી પાછા ફરી શકયા નથી. ગાંધીજી પોતાના પ્રિયમાં પ્રિય માણસનો ભોગ સૌથી પહેલો અપાવતા, એમ ભગવાન પોતાના એ પ્રિયતમનો ભોગ અપાવી ચૂકયા છે. હવે વળી કોઈ બીજા દુખિયારા લોકમાં પોતાનો સંદેશો લઈ એમને કોઈ નવી જ યાત્રા માટે મોકલ્યા હશે.

આવો પ્રસંગ ગુજરાતમાં જ બની જાય છે એ પણ ગુજરાતનું મહાભાગ્ય છે. અને ગુજરાતે એ મહા સદ્ભાગ્યની પુણ્ય સ્મૃતિઓને સંઘરી રાખવાની પોતાની ફરજને ન ભુલવી જોઈએ. મારા અભિપ્રાય પ્રમાણે આશ્રમથી દાંડી સુધી પાકી સડક થવી જોઈએ અને તે 'ગાંધીમાર્ગ' કહેવાવો જોઈએ ને જે જે ગામે એમણે વિસામા કરેલા ત્યાં સ્મારકો ઊભાં થવાં જોઈએ. એ માર્ગ જગતનો પ્રેરણામાર્ગ ને યાત્રીઓનું યાત્રાસ્થાન બની રહેશે. પણ આપણે હવે કરવાની દાંડીયાત્રા એ તો ગાંધીજીએ બતાવેલા ચારિત્ર્યમાર્ગે ચાલવું તે જ થવી જોઈએ.

× × × ×

હવે બે શબ્દો આ પુસ્તક અંગે કહેવાના તે એ કે મારી માંદગી દરમિયાન આ પુસ્તકના કેટલાંક પ્રકરણો લખીને મેં વડોદરાના દૈનિક પત્ર 'જય ગુજરાત'માં આપેલાં અને તે વાચકોને ખૂબ ગમેલાં પણ ખરાં. આ લખવાની પ્રેરણા આપમેળે થયેલી છતાં તેના તંત્રી શ્રી. જયંતકુમાર યાજ્ઞિક તથા શ્રી. કિશોરકાંત યાજ્ઞિકના પ્રોત્સાહથી જ હું આ પુસ્તક પૂરું કરી શકયો હતો.

એટલે હું આ ગ્રંથ ગુજરાતની જનતાના હાથમાં મૂકી શક્યો હોઉં તો તેનો બધો જ યશ એ બન્ને ભાઈઓને ઘટે છે.

મારા સહાધ્યાયી શ્રી. જેઠાલાલ ગાંધી તથા શ્રી. શાન્તિલાલ ગાંધીના દાદા શ્રી. સાંકળચંદ ગાંધીના સ્મારક ગ્રંથમાળાના એક પુષ્પ તરીકે આ ગ્રંથને પસંદ કરી એ બન્ને ભાઈઓએ તેમના દાદાજીને શ્રદ્ધાંજલિ અર્પવાની મને જે તક આપી છે તે માટે તેમનો આભારી છું. ગૂજરાત વિદ્યાપીઠના અમે સ્નાતકો. અમારો સૌનો સંબંધ સગાભાઈ જેવો હોઈ આ ગ્રંથ એ રીતે પ્રસિદ્ધ થાય છે તે જોઈને પણ મને આનંદ થયા વિના રહેતો નથી.

આ વાર્તાનાં ત્રણ પાત્રો ગણુ, કેકી ને આચાર્ય વાર્તાનો પ્રવાહ વહેવડાવવા માટે જ કલ્પેલાં છે. તેવી જ રીતે 'વાઈસરૉયનું સ્વપ્ન,' 'ગોળમેજિયાઓની ગોળમાલ,' '૧૦ ડાઉનિંગ સ્ટ્રીટ,' એ પ્રકરણો પણ આ લડતની અસર હિંદ સરકાર, ગોળમેજીના સભ્યો, અને બ્રિટનની સરકાર પર કેવી થઈ હશે એ બતાવવા માટે કલ્પેલાં છે. વાઈસરૉયના સ્વપ્નમાં સ્વ. શ્રી. વિઠ્ઠલભાઈ વિષે જે લખ્યું છે તે પણ એ જ દૃષ્ટિએ. જો વાઈસરૉય એમને પૂછે તો એ એથી બીજો કયો ઉત્તર આપે ! આવો કેટલોક ગગનવિહાર કર્યો હોવા છતાં વાર્તાનો મૂળ ધાગો તો યથાતથ જ છે.

જગતના ઈતિહાસનો આવડો મોટો ભવ્ય પ્રસંગ ગુજરાતની ભૂમિ પર બની ગયો છે. ભલે જેમણે એ જોયો તે તો ધન્ય થઈ ગયા; પણ જેમણે નથી જોયો તેમને કંઈક્ય આછોપાતળો ખ્યાલ આ પુસ્તક આપશે. આ પ્રસંગ વિષેનું સાહિત્ય આપણી પાસે નહિ જેવું જ છે. જે જે ભાઈબહેનો પાસે તેની નોંધ, ચિત્રો, વર્ણનો કે સ્મૃતિઓ હોય તે જો મને મોકલી આપશે તો તેનો ઉપયોગ હું બીજી આવૃત્તિમાં જરૂર કરીશ.

ગૂજરાત વિદ્યાપીઠ
અમદાવાદ
તા. ૧-૩-૧૯૪૯

**શિવશંકર પ્રાણશંકર શુક્લ**

"યુગપલટો ઊગ્યો આજ
આત્માની સરિતાના સાગર થયા"

# ૧. કાલરાત્રી

"कालरात्रिर्महारात्रिर्मोहरात्रिश्च दारुणा ।"

(दुर्गा सप्तशती)

ઈશુને મરણ પામે ૧૯૩૦મું વર્ષ ચાલતું હતું. માર્ચ માસની ૧૧મી તારીખની ઊજળી દૂધ જેવી ને આંબલી અગિયારશની પવિત્ર રાત કાલરાત્રિ હતી. કોને માટે? એક જાલીમ સામ્રાજ્ય માટે ને સાથેસાથે સામ્રાજ્યવાદ માટે. એક મૂઠી હાડકાંના માળખાએ ધા પાડી હતી: "મને લાગ્યા જ કરે છે કે બ્રિટિશ સામ્રાજ્યનો નાશ કરવા માટે મારો જન્મ થયેલો છે."

સાબરમતી અને ચંદ્રભાગાનું એ સંગમસ્થાન ભવિષ્યમાં પ્રયાગરાજ જેટલું જ પવિત્ર ગણાશે. ત્યાં એ અવાજ પોકારનારની મઢી આવેલી છે. આજે રાતે સામે તીરે વસેલા રાજનગરનો માનવસમુદાય ત્યાં ઊલટી આવ્યો હતો. હજારો સ્ત્રીપુરુષો ને બાળકો! સંધ્યાકાળે સાબરમતી માતાના પટ ઉપર એ માનવ-સળેકડે લોકોને ઘણી ભવિષ્યવાણીઓ સંભળાવી હતી. આજની મોહરાત્રી પૂરી થાય તો કાલે મંગલ પ્રભાત પ્રગટવાનું હતું.

એક સપ્તાહથી ચાલતી સભાઓમાં માનવસાગરનો જુવાળ વધતો જ જતો હતો, અને આજે ચસકવા ય જગા મળતી નહોતી. સામે તીરથી અસંખ્ય લોકો આવ્યા હતા, તેમ બજારથી પણ તેથીયે વધુ ઊલટ્યા હતા. મોટરો, બસો, ઘોડાગાડીઓ, સાયકલો

માણુસોને ઠાલવ્યે જ જતી હતી. અને પગપાળાં માણુસો તો કીડિયારાની માફક ઉભરાયે જ જતાં હતાં.

"સાહેબ, કાલે એક લાખ માણુસ સવારી જોવા આવવાનું."

"એમ કેમ? અમારામાં એવું શું જોવાનું છે? અમને શિંગડાં ઊગ્યાં છે કે પૂંછડાં ઊગ્યાં છે?"

"એમ નહીં, પણ પેલા ચકલાભાઈ અકડકુકડકી વહેલડી ને ઉંદરડા જોડીને

અકડકૂકડકી વહેલડી, બે જોડયા છે ઊંદરડા;
મોચીએ મારી ચકલી, એનું વેર લેવા ચાલ્યા.

એ વાત લોકોએ વાંચી છે. આપ ૮૦ જણુ બ્રિટિશ સામ્રાજ્યને ઉથલાવવા કેવા જાઓ છો, એ જોવા લોકો આવવાના છે."

"તમે પણુ એમ જ માનો છો?"

"હા, જી."

"તો પછી સરકારમાં આટલી બધી હાલાહાલી કેમ?"

આ છેલ્લા પ્રશ્નનો ઉત્તર ન મળી શક્યો. આટલા પ્રશ્નોત્તર કરી બન્ને જણુ ખડખડાટ હસી પડયા. એક હતા પેલા મૂઠી હાડકાંના ગાંધીજી ને બીજા હતા ડૉ. હરિપ્રસાદ. લોકોમાં સખત અફવા ફેલાયેલી હતી કે ગાંધીજીને પકડી જ લેશે, પણુ કોઈ આવતું નહોતું, છતાં ઘડીએ ને પળે તેના ભણકારા તો વાગ્યા જ કરતા હતા. મોડી રાત સુધીયે વાટ જોઈ પણુ કોઈ ન આવ્યું. એટલે ગપ્પાં-ગોષ્ઠી કરતાકરતા સૌ જરા આડા પડવા લાગ્યા.

છતાં, 'લઈ તો જશે જ.'

એવા ભણુકારા વાતાવરણુમાં આંદોલિત થતા જ રહ્યા.

મધરાત થઈ ગઈ હતી ને થાક્યાપાક્યા લોકો કંઈક જંપી જવાનો પ્રયત્ન કરતા હતા. આશ્રમને વીંધીને જતી સડકના પૂર્વાંતા ભાગના ઝાંપા લોકો માટે તો બંધ થઈ ગયા હતા. પરંતુ કેટલાક ઓળખીતા પારખીતા અગાઉથી અંદર રહી ગયા હતા. નદીની પાસેના કૂવાની બાજુ પર આવેલી પડાળી પર એક યુવાન ટૂંટિયું વાળીને સૂતો હતો અને બીજા બે કંઈક ધીમે ધીમે વાતો કરી રહ્યા હતા.

"શું સાચે જ, ગાંધીજીનો અવતાર બ્રિટિશ સામ્રાજ્યનો નાશ કરવા માટે થયો હશે?" સૂતેલા જુવાને જરા પાસું મરડીને બહુ જ ધીરેથી પૂછ્યું. "મને તો આજે સાંજે નદીની રેતીમાં કહેલા એ શબ્દોના પડઘા હજુયે સામી દિશામાંથી આવતા સંભળાયા જ કરે છે."

"એવું લાગ્યા વિના આવડી પ્રચંડ, ભયાનક ને વ્યવસ્થિત હિંસક સરકાર સામે એ હોડ બકે? પણ એ વાક્ય તો માત્ર પૂર્વાર્ધ છે. એમાં આપણે ઉમેરી લેવું જોઈએ, 'વિશ્વશાંતિ માટે પણ.' વળી એમણે તો વાઇસરોયને લખેલા વિષ્ટિપત્રમાં અંગ્રેજી અમલને 'બલા' કહી છે." પેલા બેઠેલામાંથી એકે કહ્યું.

"અને એ પત્ર તો બ્રિટિશ સત્તા સામેનું તહોમતનામું હતું," ત્રીજાએ પૂર્તિ કરી.

પડાળી પર પડતા ઓછાયામાં આ ત્રણેયનાં મોં પર, બોલતી વખતે થતા ફેરફારો દેખાતા ન હતા.

મધરાતની ખીલેલી ચાંદનીમાં કંઈકકંઈક આછાંઆછાં બળી રહેલાં ફાનસોના દીવા દેખાતા હતા. સામે મોટો પૂલ હતો, ને જમણી દિશામાં મિલોનાં કાળાં ભૂંગળાં ડોકિયાં કરી રહ્યાં હતાં. લોકોનાં નાનાં-નાનાં જૂથ જામ્યાં હતાં. "આ આવ્યા, આવવા જ જોઈએ; પકડાઈ ગયા, લઈ ગયા, એવી બૂમો પડતી ને લોકો ઝબકી જતા. સૂતા

હતા તેમને કોઈને ઊંઘ આવતી નહોતી. સત્યાગ્રહીઓનું પિયર લેખાતી પાસેની જેલમાં અને સામા કિનારાની મિલોમાં કલાકે કલાકે ટકોરા થતા ને લોકો ધ્યાન દઈને તે ટકોરા ગણતા હતા. સૌ પરોઢ થવાની વાટ જોતાં હરિકીર્તન કરતાં હતાં.

"कोकास्तदन्तिममुखाब्जविलोकनेन
स्पर्शेन तच्चरणयोः स्वकृतार्थनावै ।
नद्यास्तटेषु विमलेषु च सैकतेषु
निन्युर्निशामविकलां हरिकीर्तनेन ॥"

માત્ર ધસધસાટ ઊંઘતો હતો એક જ માનવી. નદી ઉપરની એક લંબચોરસ ઓરડીમાં એ રોજની જેમ નિયમિત ઊંઘી રહ્યો હતો. જેને વિષે લોકોને ચિંતા હતી, તેને પોતાની ચિંતા નહોતી, ભડક નહોતી, બીક તો હતી જ નહીં. એણે આજે પણ નિદ્રાના ખોળામાં માથું મૂકી દીધું હતું.

આચાર્યે કંઇક ઊંઘવા માટે આમતેમ પાસાં બદલ્યાં પણ ગાંધીજીના શબ્દો એને કાને અથડાયા જ કરતા હતા:

**"હું કાગડાને મોતે મરીશ, કૂતરાને મોતે મરીશ, પણ સ્વરાજ લીધા વિના આ આશ્રમમાં પગ મૂકવાનો નથી."**

એણે જરા મૂંઝાતાં કહ્યું, "ગુણવંત, ત્યારે તો એ માણસના આ સ્થાનને છેલ્લા જ પ્રણામ સમજવા. પ્રચંડ સલ્તનત આગળ આ સુકલકડી ડોસાનું શું ચાલશે?"

"ને ચોટ્ટાઓ એમ સ્વરાજ બી સું આપી દેશે!" કેખુશરૂએ પણ જરા નિરાશાજનક વાણી કાઢી. "આ તમાશો જોવા આવેલા કાલે એમની પીઠ પાછળ વેરાઈ જશે: કોઈ સારું કહેશે, કોઈ ખોટું કહેશે--માત્ર એના સિવાય કે બેચાર બીજા સિવાય લાંબે ગાળે તો બધા ખરી પડવાના!"

"ને આપણે ?" આચાર્યે વચ્ચે પૂછ્યું.

"આપણે વળી કઈ વાડીના મૂળા ! આજથી ૧૯૩૦ વર્ષની વાત છે; ભગવાન ઈશુને સૌ છોડી ગયા હતા. એમના પટ્ટ શિષ્ય પીટરે ત્રણત્રણ વાર ના પાડી કે, 'એ માણસને હું ઓળખતો નથી' કેટલી કરુણ ઘટના ! ને તે વાત એમણે પોતાના શિષ્યોને અગાઉથી જ કહી મૂકી હતી; 'કૂકડો બોલતાં તો ત્રણ વાર તું મારો ઇનકાર ભણીશ.' વળી મને તો કોણ જાણે કેમ આ માણસ બીજા ઈશુ જ લાગે છે. માથા સિવાયનો નીચેનો ભાગ તો બંનેનો એકસરખો. દેશેદેશે ને કાળેકાળે ચહેરા બદલાય પણ એ જ વાણી, ને એ જ ભાવનાઓ—એ જ માણસ."

"એ તો ભગવાન જાણે, પણ આપણે નિશ્ચય કરીને આવ્યા છીએ તેમ આ જંગમાં ઝુકાવવાનું તો ખરું જ. આવડા મોટા વિપ્લવના, અને યુગપરિવર્તનના કેવળ મૂક દ્રષ્ટા થઈને ઓછું જ આપણાથી બેસી રહેવાવાનું છે ? ને કોલેજો તો બધેય બંધ થશે. શાકુંતલ કે સાહિત્યદર્પણ, શેક્સપિયર કે ગાલ્સવર્ધી ભણાવનારાંઓનું તો ગમે તેમ પણ તે ભણનારા નવલોહિયા નહીં શોભે !" આચાર્ય આમ ધીમે ધીમે બોલ્યે જતો હતો.

લોકો કંઈક ઊંઘને વશ થઈ ગયા હતા. પૂલ પરથી પસાર થતા ભારખાનાના અવાજ ને ઓતરાતી દીવાલો પાછળથી આલબેલના અવાજ વચ્ચે વચ્ચે સંભળાતા હતા,

"ત્યારે ગુણવંત, ગાંધીજીને ક્રોસ પર પણ ચડવું પડશે એવું તને લાગે છે ?" કેખુશરૂએ પૂછ્યું.

"ક્રોસ તો કોણ જાણે પણ તેથીયે વધુ કારમી અનેક યાતનાઓ વેઠવી પડશે, ને એ જ વિચારે હું કંપું છું." ગુણવંતે વ્યગ્ર સ્વરે ઉત્તર આપ્યો.

સાબરમતીનાં પાણી પણ ઘડીભર થંભી જઈ આવતી કાલનું મહાપર્વ જોવાની ઇચ્છા કરી રહ્યાં હતાં; પણ એ બિચારાં કુદરતના

યોગને આધીન એટલે મન સાથે નક્કી કર્યું, "હશે, એ આવે છે તો સાગરને તીર. આપણે ત્યાં જ એમને જોઈશું.' અને માતા સાબરમતી પોતાને બહુ ભાગ્યશાળી થયેલી માનતી હતી. એને જ તીરે દધિચીએ ઇંદ્ર માટે પોતાનાં હાડકાંનાં શસ્ત્રો બનાવ્યાં હતાં, અને માનવજાતિ માટે આ મહાત્માએ પણ એને જ કિનારે હાડ ગાળ્યાં હતાં; ભારતવર્ષમાં ગંગા, યમુના, સરસ્વતી, સરયૂ, નર્મદા, ગોદાવરી જેવી મહાન ને પૂજનીય ગણાય છે તેવી હવે પોતે પણ ગણાશે એ વિચારે જાણે એનું મન પ્રસન્ન થઈ રહ્યું હતું.

આકાશમાં ખીલેલો ચંદ્ર પાણીમાં રમી રહ્યો હતો. અને ચંદ્રભાગા પણ પોતાની બહેનને ભેટી પડતાં પુલકિત થતી હતી. તારાઓ આવતું મહાપ્રસ્થાન જોવા માટે બહુ ઉત્સુક હતા પણ આ મહારાત્રીએ એમને કહી દીધું હતું, "ચલો, વિખરાઈ જાઓ, મારો આજે છેલ્લો વારો છે, એટલે બીચારા વીલે મોઢે છુપાઈને પશ્ચિમ તરફ ચાલ્યા ગયા હતા. કાળી રાત્રીએ સફેદ સાડી ઓઢી લીધી હતી.

એવામાં ચાર ટકોરા થયા. સૂતેલાં જાગ્યાં, બધે સળવળાટ થઈ રહ્યો. કાળીકાળી પ્રતિમાઓ બધે ફરવા લાગી. તંબૂરાનો અવાજ ધીરેધીરે વધુ સ્પષ્ટ થવા લાગ્યો. નદીની ધારને પાણી ઘસાઈને જતાં હતાં, તે જ કિનારા ઉપર ગાંધીજીનું નિવાસસ્થાન ને પ્રાર્થનાસ્થાન આવેલાં છે. એમની આસપાસ રેતીમાં સફેદ દાઢીવાળા બે બુઝર્ગો બેઠા છે; એક છે પક્કો મુત્સદ્દી ને બીજો છે મુત્સદ્દી મટી બનેલો પક્કો સૈનિક! હિંદુ ને મુસ્લિમ સંસ્કૃતિ ગાંધીજીની બે પડખે બેસી, એમનાદ્વારા જાણે એકતા સાધવા મથી ન રહી હોય! લોકો તો ચોગરદમ માતા નથી. ફરી બે ટકોરા પડયા, ને પંડિતજીએ આજે અત્યંત અદ્ભુત સ્વરે એ ગીત ગાયું :

"શૂર સંગ્રામ કો દેખ ભાગે નહીં,
દેખ ભાગે સોઇ શૂર નાહીં"

ગુણવંત ને એના મિત્રો તો ક્યારનાયે આવી જઈ છેક ઘાસ ઉપરના આંબા નીચે બેસી ગયા હતા. રોજની જેમ પ્રાર્થના થઈ. સવારના ચાર ને બ્રાહ્મમુહૂર્તમાં તંબૂરાના સૂર; સંસ્કૃત શ્લોકોના સુમધુર સ્વરો, ભજનનું તાલબદ્ધ સંગીત નીરવ શાંતિની આરપાર નીકળી જઈ ન કહી શકાય એવું સચેતન વાતાવરણ ઉત્પન્ન કરતું હતું. એવી જ રીતે પ્રાતઃકાળની શાંતિમાં મસ્જિદના મિનારા પર ચડી પાડેલી, 'ઈશ્વર મહાન છે, ઈશ્વર મહાન છે' (અલ્લા હો અકબર. અલ્લા હો અકબર)ની બાંગ પણ સામે કિનારે આવેલી મસ્જિદમાંથી સંભળાતી હતી, અને સાચે જ ગમે તે ધર્મના સાચા ભાવિક હૃદયના તારને ઝણઝણાવી મૂકતી હતી.

પ્રાર્થના પછી લોકો વેરાયા, સૈનિકો તૈયારીમાં પડ્યા; ને સેનાપતિ? સેનાપતિ બાકીની ઊંઘ પૂરી કરવા પોતાના ખંડમાં આવી ઘસઘસાટ ઊંઘી ગયા. બહાર લોકોમાં તો હજુયે ડર ને ઉધામો હતાં, "હમણાં આવશે, પકડાશે જ." પણ એમને ન મળે ફાળ કે ચિંતા. લોકોની ભરતી વધે જતી હતી. કોટચાધીશો, ચીંથરેહાલ, સ્ત્રીઓ, બાળકો, હિંદુ, મુસલમાન, પારસી, શીખ—એમ સૌ કોઈ! શહેરી ને ગામડિયા, છાપાંના પ્રતિનિધિઓ ને કૅમેરાવાળા, દેશનેતાઓ ને ખાદીધારીઓ ને એ બધામાં અવનવે વેશે છુપાયેલા છૂપી પોલિસો. ચસકવાનીયે જગ્યા નહોતી. સૌ સૂર્યોદય થવાની રાહ જોઈ રહ્યાં હતાં; પૂર્વમાં મીટ માંડી રહ્યાં હતાં, ઘડિયાળના કાંટાઓ તરફ જોતાં હતાં.

કરેણના છોડ પાસેથી આચાર્યે ધીરેથી અંદરના ખંડમાં ડોક માંડી. એક મહાન સલ્તનત સામે ઘડી પછી લડાઈ શરૂ કરનારને જાણે કંઈ જ નિસબત ન હોય એમ પછેડી ઓઢી એ ઘસઘસાટ ઊંઘી રહ્યો છે. ખૂણામાં ઝીણો દીવો બળી રહ્યો છે. જેની હૂંફે એ જીવે છે, શ્વાસે શ્વાસે જેનું એ રટણ કરે છે એ 'રામ' સિવાય અત્યારે ત્યાં કોઈ નથી.

સૂર્યને પણ થયું, 'ભલે ઊંઘે, જરા મોડો ઊગું.'

## ૨. મંગલ પ્રભાત

**"પૃથ્વીવાસીઓ ભૂલશો નહીં,**
**આજનું પયગામવાળી પ્રભાત.**
**પૃથ્વીમાં ક્યારેક જ ઊગે છે,**
**આજનાં સમોવડાં પ્રભાત."**

(નાનાલાલ)

જે સૈનિકો ગાંધીજીની સાથે કૂચ કરવાના હતા તેઓ પોતાની તૈયારીમાં પડ્યા હતા. ભારતમાતાની મુક્તિનો આ છેલ્લો સંગ્રામ હતો અને તેમાં એમણે કેસરિયાં કર્યાં હતાં. ઘરમાં જેને પત્ની, બ્હેન, મા કે દીકરી હતાં તેમણે કંઈક છુપાવેલે અશ્રુએ પણ હિંમત ને હસતે મોઢે વિદાય આપવા માંડી, અને સાચી ક્ષત્રિયાણીઓની પેઠે પોતે પણ એમની પાછળ આ મુક્તિસંગ્રામમાં ઝુકાવવા માટે તલપાપડ થઈ રહી. નાનાં બાળકો ઉત્સાહિત હતાં. તેમને તો જાણે કે આ એક ઉત્સવ કે મેળો હતો, પરંતુ પોતાના પિતા, ભાઈ કે સગા દૂરદૂર જતા હોવાથી અને સ્વરાજ લીધા વિના કદી પાછા ન આવવાના હોઈ ઘડીભર તેમના મોં પર વિષાદની છાયા દેખાઈ જતી.

"કનુ, હું ક્યાં જાઉં છું, તને ખબર છે?"

"હા, કેમ નહીં? સ્વરાજ લેવા?" ને વનુ ઝટઝટ વચ્ચે બોલી ઊઠતી, "ના, ના, બાપુજી જોડે મીઠું પકવવા!"

"બન્ને સાચાં; અને જો જો હોં! અમે એ બન્ને લઈને આમ આવ્યા! સ્વરાજ આવશે કે પછી આપણે ખૂબ રમીશું હોં!"

આમ ગપ્પાં ચાલતાં. અંધકારમાં તેજ ફૂટે કે મેઘમાં વીજળી ઝબકે એમ ગંભીરતામાં હાસ્ય ફૂટી નીકળતું. પણ એ સૈનિકોને તો એટલી જ ખબર હતી. :

"નથી જાણ્યું અમારે પંથ શી આફત ખડી છે,
ખબર છે એટલી કે માતની હાકલ પડી છે."

(મેઘાણી)

"अथ गता रजनी विजनीभवद्युतिबराश्रम एव नृणां सताम् ।
दिवि च भास्करभाः सुताः शनकैरुपसृता वसुधा वसुधातले ।।"

છેવટે રાત્રિનો અમલ પૂરો થયો. પૂર્વમાં મંગલ પ્રભાત પ્રગટયું. ગાંધીજીના શૂર અગણ્યાએંશી સૈનિકો વણાટશાળાની સામેના ચોગાનમાં બબ્બેની હારમાં ગોઠવાઈ ગયા હતા. સૌ હવે ગાંધીજીના બહાર આવવાની વાટ જોતા હતા.

ગાંધીજીને કસ્તૂરબાએ કુમકુમનો ચાંલ્લો કર્યો, સૂતરનો હાર પહેરાવ્યો, જાણે આજે જ વરમાળા ન નાખતાં હોય! ને હાથમાં લાકડી આપી, નમસ્કાર કર્યાં. ગાંધીજીએ બે ખભે થેલીઓ ભરવી હતી. અને આ અભિનવ સંગ્રામના જગતના ઇતિહાસે કદી ન જોયેલા કે કલ્પેલા સેનાપતિએ શસ્ત્રો કયાં સજ્યાં હતાં!

"ત્રિભુવનપતિ તલવાર, ઢાલ ધરણીધરધારી,
કેશવ તીરકમાન, બાંધ લે કૃષ્ણકટારી.
ધર બખ્તર બલવીર, નામ ભગવંત કો ભાલા,
બનવારી બંધૂક, ભર ગોલી ગોપાલા.
સંતસંગ તૂરી દયા, ધર્મ સંગ જોડ દે,
કાળમહેવાસી મારનેકો, ધર્મ કિલ્લા મોડ લે"

(દયારામ)

તેમની આંખો પર મૂકેલાં કાચનાં ચશ્માંમાંથી સૂર્યનારાયણ પ્રત્યે જતું તેમની આંખોનું સૌમ્ય તેજ અને તેમની આંખોમાં જતાં સૂર્યરશ્મિઓનો મેળાપ અવર્ણનીય હતો. એમના મુખ પર અકથ્ય ભાવોની વિધવિધ રેખાઓ તરવરતી હતી...કપાળની કરચલીઓ મક્કમતા ને અગાધતાના, હોઠ પર ફરકતું મૃદુ સ્મિત પરમાનંદના, આંખોની આભા પરમ સૌંદર્ય ને સૌમ્યતાના, હાથની આંગળીઓનું લાક્ષણિક હલનચલન અદમ્ય આગ્રહ ને સ્પષ્ટ ચોક્કસતાના, હરણ જેવા પાતળા પગ અમાપ ચપળતાના મૂર્તિમંત પ્રતીક જેવાં દીપી રહ્યાં હતાં.

"અંગ અંગ પ્રત માધુરી, નખશિખ છબી અતોલ."

સ્ત્રી અને પુરુષ, પતિ અને પત્ની, કહી બા ને બાપુ—એક બીજાને માટે બન્યાં છે! પણ માનવકલ્યાણ માટે એ એકબીજાનાં બા-બાપુ બન્યાં, ને સાથેસાથે કરોડો ભારતવાસીઓનાં પણ બા ને બાપુ બની ગયાં.

સૂર્ય હવે કહેતો હતો, "ઋષિદેવ, ઉતાવળ કરો. મારા ઘોડાઓનો વેગ હવે રોક્યો રોકાય એમ નથી."

છેવટે બાપુ નીકળ્યા. તેમની પાછળ બા મીટ માંડીને જોઈ રહ્યાં. આચાર્ય ને તેના મિત્રો આ સ્થાને આવી એક બાજુ ઊભા-ઊભા આ વિરલ દૃશ્ય જોઈ રહ્યા હતા. પપૈયાના ઘટાદાર પર્ણોમાંથી એકત્રણ પપૈયાં ગરી પડ્યાં, વૃક્ષોએ પુષ્પો વેર્યાં, વેલીઓએ આંસુ સાર્યાં; વિનોબાની ઓરડી પાસે ઊભા રહી તેમણે ચોમરદમ દૃષ્ટિ ફેરવી જોઈ. કેટલાંક ચિત્રોમાં મહાન માણસોના મસ્તકને ફરતી ગોળ આભા ચીતરેલી હોય છે, એમ સૂર્યે બાપુના મસ્તકની આસપાસ આભા રચી. લોકોએ જયનાદ કરવા માંડ્યા. માનવસાગર હિલોળે ચડ્યો. છેવટે તે સૈનિકોમાં આવી ભળ્યા. અગણ્યાએંશીના એંશી થયા. સૈનિકો તો હરોળમાં ગોઠવાઈ જ ગયા હતા. દરેકના

કપાળમાં કુમકુમનો ચાંદલો સ્વજનોએ કર્યો હતો. કેટલાકના હાથમાં નાળિયેર પણ હતાં. એક સૈનિક કુમકુમ વગરનો રહી ગયો હતો તેને દૂરથી એક બહેને હાક મારી બોલાવ્યો ને પોતાના ઉમળકાના પ્રતીક સમો ગોળ ચાંદલો પેલા સૈનિકના કપાળમાં કરી દીધો.

"વૈષ્ણવજન તો તેને કહીએ." એ ગાંધીજીને પ્રિય ભજન ખરેસાહેબે ગાયું. તે વખતે ગાંધીજીએ નેત્રો મીંચી દીધાં, ને ઘડીભર અગાધ વિચારસમુદ્રમાં ડૂબી ગયા.

આચાર્ય, ગુણવંત ને કેખુશરૂ મૂક રહી એ દશ્ય નિહાળી રહ્યા હતા.

"હવે એ બુદ્ધ જેવા લાગે છે, એ કમલલોચન ને બિડાયેલી પાંખડીઓ!" ગુણવંતે બહુ જ ધીમેથી કેખુશરૂનો હાથ દબાવતાં કહ્યું.

"બુદ્ધ તો સ્ત્રીપુત્રને તજી મધરાતે મહાભિનિષ્ક્રમણ કરી એકાકી ચાલી નીકળ્યા હતા. આ મહાભિનિષ્ક્રમણ નહીં પણ યુદ્ધપ્રસ્થાન છે. આ માણસની વાણીમાં યુદ્ધના જ શબ્દો ભરેલા છે. પણ એ યુદ્ધ સત્ય અને અહિંસાનું એટલે જનકલ્યાણ માટે; એટલે બન્ને ગૃહત્યાગનો ઉદ્દેશ તો એક સરખો જ—" એટલું બોલી કેખુશરૂ ચૂપ રહ્યો.

ભજન પૂરું થયું. બાપુએ થોડી પુછપરછ કરી લીધી. સૈનિકોને ફરી સજ્જ કર્યા, આ આખરી સંગ્રામ છે એમ જણાવ્યું ને કોઈ પણ સંજોગોમાં સ્વરાજ્ય વિના પાછું ફરવાનું નથી; હજુયે કોઈને પાછા વળવું હોય તો વખત છે એમ સ્પષ્ટતા કરી. બેચાર શબ્દો લોકોને પણ કહ્યા, ને પછી ચાલ્યા—ચાલ્યા, ચાલવા માંડયું, સપાટાબંધ, નમણી દૃષ્ટિએ પણ વેગપૂર્વક. એમની પાછળ એમના સૈનિકો હતા. લોકો તો રસ્તાની બન્ને બાજુએ ને વૃક્ષો પર પણ થોકથોક જામ્યા હતા. તેમની પાછળ પાછળ પણ લોકોનું ધાડું ચાલ્યું.

આંબલી ને કણજીનાં વૃક્ષો રસ્તાની બન્ને બાજુએ આવેલાં છે. તે પૂરાં થતાં નદીમાતા ચંદ્રભાગાએ ફૂલના ને સૂતરના હાર પહેરાવ્યા ને પોતાના પુત્ર મોહનને આશીર્વાદ આપ્યા, "જીત મેળવી વહેલો પાછો વળજે, ભાઈ!" ચંદ્રભાગાનો પૂલ વટી ગયો. સતીમાની દેરી પણ આવી ગઈ. વાડજ ગામ આગળ આસપાસનાં ગામડાંના લોકોએ ઉમળકાભર્યો સત્કાર કર્યો. એક વૃદ્ધ હરિજન માતાજીએ બાપુને રોક્યા, સૂતરનો હાર પહેરાવ્યો, કંકુનો ચાંલ્લો કર્યો, નમસ્કાર કર્યા ને આંસુનાં મોતીની માળા આંખમાંથી વરસી પડી. એ ડોસીએ આ ડોસાને લડત માટે પોતાનો દીકરો ને જમાઈ સોંપી દીધા. બાપુએ નમસ્કાર કર્યા ને ચાલ્યા. ડોસી પાંપણો પર હાથ મૂકી ક્યાંયે સુધી એકીટસે પાછળ પાછળ જોઈ રહ્યાં.

ગેલા મિત્રો સાયકલો પર સપાટાબંધ પાછળ પાછળ ચાલ્યા આવતા હતા. લોકોએ રસ્તા શણગાર્યા હતા, પુષ્પો વેર્યાં હતાં, પાણી છાંટયાં હતાં. આ રસ્તાની રજ પણ પાવન બની. ઉસમાનપુર ને વિદ્યાપીઠ આવ્યાં. વિદ્યાપીઠને ઝાંપે આચાર્ય ને વિદ્યાર્થીઓ ઊભા હતા. બાપુ ત્યાં અટક્યા—કાકાસાહેબે નમસ્કાર કર્યા ને બાપુએ જોરથી બરડા પર ધબ્બો માર્યો.

વિદ્યાપીઠના મકાન પરથી ત્રિરંગી રાષ્ટ્રધ્વજ હસીહસીને બાપુને સલામી આપી રહ્યો હતો. ત્યાંથી તો પછી ગાંધીજીએ ઓર વેગ વધાર્યો. નવરંગપુર ને મીઠાખળી આવ્યાં એટલે અમદાવાદ શરૂ થયું. બંગલેબંગલેથી બહેનો થાળ ભરીભરીને વધાવવા આવી હતી. તેમણે આરતીઓ પણ ઉતારી. પારસી ને શીખ બહેનો પણ હતી.

આ દૃશ્યો કેમેરાવાળા ઝડપી લેતા. સિનેમાવાળા તો છોડે જ શેના? ગુજરાતનો એક ચિત્રકાર પણ સાથે થઈ ગયેલો તેણે મનમાં ને મનમાં તસ્વીરો ખેંચી લીધી. ખોટ માત્ર હતી એક કવિની!

ત્રણ સાયકલો એટલી ઊભેલા પેલા મિત્રોમાંથી ગુણવંતે કહ્યું, "આજે આ ટોળામાં બધા છે, પણ કોઈ સમર્થ કવિ નથી; જગતના અદ્વિતીય મહાકાવ્યનો પ્રસંગ છે, પણ તેને શબ્દબદ્ધ કરનાર કોઈ મહાકવિ આ માનવસમુદાયમાં જડતો નથી."

તેઓ પાછા સાયકલ પર સવાર થયા. છેવટે એલિસપુલ આવ્યો. ત્યાં લોકોએ એક મોટો દરવાજો બનાવ્યો હતો, ધજાપતાકા ને તોરણોની મનોરમ ને ભવ્ય શોભા કરી હતી. આથમણી દિશાના એક મકાન તરફ આંગળી ચીંધતાં કેખુશરૂએ કહ્યું, "પેલા મકાનમાં એવો એક પુરુષ છે. કવિતાદેવી એને પ્રસન્ન છે, શબ્દોને એ રમાડી શકે છે, લાગણીઓના સમુદ્રમાં ધારે તેવા તરંગો એ ઊભા કરી શકે છે, મહાત્માના આ મહાપ્રસંગનું મહાકાવ્ય એ જ લખી શકે એમ છે. તે અત્યારે અહીં હોત તો કેવું સારું થાત!"

"ધૂળમાં કંકુની પગલીઓ પડે છે. પુષ્પોની અમીવૃષ્ટિ થાય છે. લોકહૃદયના અવર્ણનીય મૂક ઉમળકા, કરુણ આંખોના અકલ્પ્ય ભાવ, અબોલ આશીર્વાદ, સજળ નયનો; એ બધું કેટલું અદ્ભુત!" ગુણવંતે ચોગરદમ આંખ ફેરવતાં કહ્યું.

"પણ હવે સાયકલો દબાવો....બાપુ તો હરણફાળ ભરતા ચાલે છે. આ ઉસમાનપુર વટી ગયું. પ્રીતમનગર પણ ગયું. જરા જલદી કરો." આચાર્ય પેડલ દબાવતાં બોલ્યો.

જૂના આશ્રમ પાસે બાપુ થોભ્યા. જૂનાં સ્મરણો તાજાં થયાં. કોચરબ–પાલડી બે ગામો વચ્ચેથી એક રસ્તો ચાલ્યો જતો હતો. આજે અહીં પાકી સડકો બંધાઈ ગઈ છે, નદી ઉપર પુલ બંધાયો છે, વસ્તી આગળ માઈલો સુધી વધી છે, પણ ત્યારે તો લગભગ અહીં અમદાવાદની હદ પૂરી થતી. ગાંધીજીએ જીવણલાલ બેરિસ્ટરના આ બંગલામાં પહેલવહેલો આશ્રમ સ્થાપ્યો હતો. એ વખતે તે મહાત્મા થયેલા નહિ. હરિજનોને અડવું એ પાપ મનાતું, તે

વખતે એમણે એક હરિજન કુટુંબને આશ્રમમાં દાખલ કર્યું. લોકોમાં ખળભળાટ મચ્યો. આશ્રમવાસીઓ માટે પણ નવો પ્રયોગ એટલે ત્યાં પણ અસ્વસ્થતા સળવળવા લાગી. લોકોએ મદદ બંધ કરી. હાંલ્લાં ખાલી થયાં. આવતી કાલે શું કરવું એ વિષે ચિંતા ફેલાવા લાગી. પણ ગાંધીજીની ઈશ્વર પરની શ્રદ્ધા ન ડગી. ઈતિહાસ ચમત્કાર માને કે ગમે તે કહે, એકાએક બીજે દિવસે એક મોટર એ સ્થાને આવી ઊભી રહી. એમાં આવનારને તે વખતે બાપુ ઓળખતા નહોતા.

પેલા ગૃહસ્થે પૂછ્યું, "આપના આશ્રમને પૈસાની જરૂર છે?"

"હા, જરૂર તો છે જ." બાપુએ ઉત્તર આપ્યો.

ને બસ. બીજે દિવસે ફરી એ મોટર આવી ને પેલા જ સદ્‌ગૃહસ્થે રૂપિયા તેર હજારની નોટો ગાંધીજીના હાથમાં મૂકી વિદાય લીધી.

શામળાએ લાજ રાખી એ આ સ્થાન!

બાપુએ ત્યાંથી દૃષ્ટિ ખસેડી લીધી ને આગળ ચાલ્યા.

હવે રસ્તો પૂર્વ દિશા તરફ ફંટાતો હતો. પાકી સડક પૂરી થઈ ગઈ, ને દડવાળો રસ્તો શરૂ થયો. અહીં પાલડી ને કોચરબના હરિજનોએ પૂજન કર્યું. હિંદને સ્વરાજ તો ગાંધીજી સિવાય બીજા કોઈ એ પણ અપાવ્યું હોત; બ્રિટિશ સલ્તનતના નાશનું બીડું ઝડપનાર ભારતને મળી રહ્યા હોત; પરંતુ અસ્પૃશ્યતારૂપી હિંદુ સમાજને કપાળે ચોંટેલું કલંક ધોનાર, હરિજનોને પશુમાંથી માનવી બનાવનાર ગાંધી સિવાય બીજો ન પાક્યો હોત. 'હરિજન સિવાય તો સ્વરાજ પણ ન ખપે,' એમ કહેનાર તો તે એક જ ને પ્રાણને પણ હોડમાં મૂકી હરિજનોનો બેલી બનનાર પણ એ એક જ. અરે, ભંગી, ઓળગાણા, ઢેડિયા, મહાર, માંગ જેવાં તોછડાં ને અપમાનકારક નામો પર પડદો ઢાંકી તેમને 'હરિજન' કહેનાર પણ તે જ.

"તારણહાર સૌને વહાલસોયો લાગે છે." આચાર્યથી બોલાઈ જવાયું.

"ખરી વાત છે. વીરપૂજા જગતના હાડમાં જ રહેલી છે." કેખુશરૂએ પણ કહ્યું.

હવે ધૂળના ગોટ ઊડવા લાગ્યા. કૂચ આગળ ચાલી.

"આપણે તો આ કિનારે ઘડીભર બેસો. બાપુ આ સપ્તર્ષિને આરે નદી ઓળંગશે......અહીં બેઠા બેઠા આ આખા જનસમુદાયને જોવાની કંઈક અજબ મજા પડશે. જુઓ, હવે આ ટોળામાં નવાનવા ચહેરા પ્રવેશતા જાય છે." એમ કહી ગુણવંતે સાયકલ નીચે ટેકવી ને ઉપર આવેલા ટિંબા પર ચડ્યો. બીજા બન્ને પણ ત્યાં જ સાયકલો ટેકવીને તેની પાછળ ચડયા.

"શો એ ડોસાનો વેગ! આચાર્ય! જાણે હવે કોઈ પણ રીતે સ્વરાજ ઝડપી લઉં એવા વિચારે એ ધસી રહ્યો છે." કેખુશરૂ દિગ્મૂઢ થઈને બોલ્યો.

ધસ ઉપરથી ધૂળના ગોટેગોટા ઊડી રહ્યા હતા. "હા, હા કેકી, બંધિયાર પાણી હવે છૂટાં થયાં ને ઘોડાપૂરે વહી રહ્યાં છે. એને હવે કોઈ નહીં રોકી શકે. ગમે તેવા કુદરતી કે કૃત્રિમ બંધોને તોડતાં, ભુક્કા ઉડાડતાં, આ ધસમસતી સરિતાનાં વહેણ સાગરને જઈને મળશે ત્યારે જ શાંત પડશે. અને જુઓ, જુઓ, બાપુ તો સપ્તર્ષિના આરાને યે વટાવી ગયા. હવે ચાલો." ગુણવંતે કહ્યું.

હવે લોકો પણ ઓછા થતા જતા હતા, તેથી ધૂળ પણ ઓછી જ ઊડતી હતી. તેઓ ટીંબા પરથી ઊતર્યા અને નદીમાં સાયકલો ઉતારી.

બાપુ રાજનગરમાં પેઠા. પણ હવે સોનાના તલ્લાવાળી લાલચટક અમદાવાદી પાઘડીઓ નહીં, લોહીની ટશો ફૂટતા ગોરટિયા

ફૂલફટાક જુવાનો નહીં, લોહીની ઝમકને સૌંદર્ય ને યૌવન કહેવાતું હોય તો તેથી ઓપતી કે દીપતી લલનાઓ નહીં—રે ત્યારે ત્યાં કોણ હતું ?

" લથડી લથડી ડગલાં ભરતી,
લાખો નાર ગલીગલીએ ફરતી,
સારી રાત ભૂખે મજૂરી કરતી,
મારાં બાળ પરોઢિયે જાગીને માગશે,
ભાત વિચારી એ દેહ દમે.

અને

" લાખો મિલમજૂરોની આંખ મહીં,
ઘુમે મૃત્યુની છાંય શું દીઠી નહીં ?
એની યંત્રોમાં કાય પિસાઈ રહી,
એની જિંદગી સારી રુધિરભીની
કથનીસમી કેમ સુઝે ન તને ? "

એવાં મજૂરણો ને હજારો મિલમજૂરોનાં ટોળેટોળાં ઉમટ્યાં હતાં.

મિલો બધી બંધ હતી. આજે ભૂંગળાં વાગ્યાં જ નહોતાં. કોઈ એના સાદને સાંભળે એમ નહોતું. એ લોકોની આંખ તો આ ક્યાંક ચાલી નીકળતા મહાત્માને જોવા તલસી રહી હતી. દશકાથી અમદાવાદના આ રંકનો પણ એ જ બેલી થયો હતો.

" લખડી, આ ગોંધી મહાત્મ્યા તે ઓમ કેમ હેંડતા જતા અહે ? પેણે પરદેશી હેંથરાં હળગાવવા આયા'તા તારે તો મોટરમાં બેહી આયા'તા. બળ્યું, આ ઓમ તે ચ્યોં જતા અહે ? " ટોળામાંની એક મજૂરણે આશ્ચર્યને ન રોકી શકાવાથી પોતાની સાથીદારને પૂછ્યું.

" ચ્યમ બળ્યું તું નહીં જોણુતી ? આ સરકારે મેઠા પર વેરો નાખ્યો સે તે આ ગોંધી મહાત્મ્યા કહે સે કે કાઢી નાખ્ય ને નહીં

કહ્યું તો હું દરિયે જઈને મેઠું પકવેશ. આપણી મિલમાં રોજ સભાઓ થાય છે ને હમજાવે સે તે અમ ભૂલી ગઈ?" ચંદીએ કહ્યું.

જમાલપુર દરવાજા બહાર ચોગાનમાં માણસને માણસ ઘસાતું હતું.

"શાંતિ રાખજો, ને પ્રભુ સુઝાડે એ રીતે સંપૂર્ણ અહિંસાથી આ આખરી સંગ્રામમાં ભાગ લેજો."

એવો બાપુનો સંદેશો સાંભળી, 'મહાત્મા ગાંધી કી જય, સરદાર કી જય, જવાહર કી જય; ઈનકિલાબ ઝિંદાબાદ, વંદેમાતરમ્' વગેરે અનેક પોકારોથી ગગનમંડળ ભરાઈ ગયું. સૂતરના ને ફૂલોના હારોથી બાપુ ઢંકાઈ ગયા. પછી ત્યાંથી આગળ ચાલવા માંડ્યું.

હજારો મજૂરો તેમની પાછળપાછળ ચાલ્યા. દાણીલીમડા વટાવ્યા પછી ચંડોળા તળાવ આવ્યું.

ચંડોળા એ રળિયામણું તળાવ છે. અહીં અમદાવાદની હદ પૂરી થઈ. બાપુ બેઠા. એક બહુ ટૂંકું પ્રવચન કર્યું. ભગવાન રામચંદ્રે અયોધ્યાવાસીઓને સરયૂ તીરેથી પાછા જવાની વિનંતિ કરી હતી, તેમ બાપુએ સૌ પ્રજાજનોને પાછાં વળી જવા સમજાવ્યાં. નગરદેવતા વળાવી રહી હોય એમ સરલાદેવીએ અક્ષત કુંકુમ ભાલપ્રદેશે લગાડ્યાં, શ્રીફળ આપ્યું ને આશીર્વાદ દીધા. અંબાલાલ શેઠ ગળગળા થઈ ગયા. લોકો દદડતી આંખે ને ખિન્ન હૃદયે થંભી ગયા.

आश्वास्याग्रे सजलनयनान्संस्थितान्मानवांस्तान्
सर्वानेव व्यथितहृदयान्बोधयित्वा महात्मा ।
दुर्दम्यानां प्रबलबलिनां निष्कृपाणां प्रमादम्
दूरीकर्तुं जगदघहरः सानुकंपो ययौ सः ॥

બાપુએ કૂચ આગળ ચલાવી; ને પાછળ? માનવ મેદની વિરહસાગરમાં ડૂબી ગઈ.

## ૩. દીપશિખા

'संचारितो दीपशिखेव रात्रौ ।'

(कालीदास !)

હવે કંઈક ભીડ ઓછી થવા લાગી હતી, પરંતુ છાપાંના પ્રતિનિધિઓ, કેમેરાવાળા, ચિત્રકારો, કેટલાક કાર્યકરો ને લોકો પાછળ-પાછળ ચાલ્યા આવતા હતા. આપણા ત્રણ સાયકલસવારો ધીરેધીરે હાંકતા હતા. રસ્તો ઘટાદાર હતો. આસપાસનાં ગામડાંમાંથી લોકો રસ્તાની બન્ને બાજુએ ઊભા રહ્યા હતા. પગે લાગતા. તેમની આંખમાં આશ્ચર્ય ને કરુણા હતાં. નારેલ આવ્યું ને ગયું. છેવટે આવ્યું અસલાલી. અહીં પ્રથમ રાત ગાળવાની હતી. અસલાલી પાટીદારોનું ગામ. ધારાળાભાઈઓ પણ ખરા. બધા જ ખેડૂતો.

બાપુની સેનાની આગળ ચોવીસ કલાક અગાઉ નીકળેલી વિદ્યાપીઠની અરુણ ટુકડીએ ગામ વાળીચોળીને સાફ કરી નાખ્યું હતું. આ ટુકડી લશ્કરની 'સાઈપર માઈનર્સ'ના જેવું કામ કરતી આગળ ચાલતી હતી. જ્યાં ગાંધીજીનો ઉતારો થવાનો હોય ત્યાં સફાઈ, વ્યવસ્થા વગેરે કરી ગાંધીજીના આવવાની ઘોષણા કરી આગળ નીકળી જતી.

આખું અસલાલી ગામ એક માઈલ ઉપર સામૈયે આવ્યું. બાપુ ને સૈનિકોનો ખૂબ ભાવભીનો સત્કાર થયો. માથે પાણીનાં બેડાં મૂકીને બહેનો ગાતી હતી;

"ઉતારો આરતી ગાંધી ઘેર આવ્યા,
મેં તો શગમોતીડે વધાવ્યા રે. ઉતારો."

એમ બાપુજીને સાથે લઈ સૌ ગામમાં આવ્યાં. સડક પાસેની ધર્મશાળામાં ઉતારો આપ્યો. લોકો તો અનેક રાષ્ટ્રગીતો ગાવા લાગ્યા, ને જયજયકાર બોલાવવા લાગ્યા. સાંજે સભા થઈ. બાપુએ લોકોની પાસે હિસાબ માગ્યો, ખાદી ન પહેરવા માટે ઠપકો પણ આપ્યો ને એ જ ગામના ચોરા પરથી મીઠાના કરનું આર્થિક રહસ્ય સમજાવ્યું. મુખીએ રાજીનામું આપ્યું ને અસહકારીમાંથી જ લડતનાં શુભ ચિહ્નો દેખાવા લાગ્યાં. બાગ બહારથી આવેલા સૌને બાગે ભોજન આપ્યું.

આચાર્ય અને તેના સાથીદારો જમીને સડકની એક બાજુએ પોતાની સાઈકલો ટેકવી, પાસેની ત્રણેય શેતરંજીઓ પાથરીને બેઠા.

"સારું થયું કે આજે આપણે ભોજનની ભાંજગડમાંથી બચી ગયા, નહીં તો હાંલ્લાની ખીચડી ખાવી પડત!" આચાર્યે જરા નિરાંતે આળસ મરડતાં કહ્યું. "પણ કેશી, તને ખીચડી ભાવે?"

"અરે ભાઈ, પ્રવાસમાં તો બધુંયે ભાવે કકડીને ભૂખ લાગે કે બધું જ મીઠું સોનાનું લાગે." એણે તરત જ ઉત્તર આપ્યો. "એ તો ઠીક, પણ અહીંના મુખીએ રાજીનામું પટકાવી દઈ કમાલ કીધી. શ્રીગણેશ મજેના મંડાઈ ગયા. ગણુ, તું તારી ડાયરી રોજ નિયમિત ભરજે. પાછળથી બહુ કામ આવશે."

"મને તો ડાયરી ભરવા કરતાં મગજ ભરવું બહુ ગમે છે. ને જેવું મગજમાં ઠાંસવા જાઉં છું કે નવાનવા તરંગો, કલ્પનાઓ, તુક્કાઓ ઉત્પન્ન થાય છે. હું તો આ બધાં દશ્યો જોઉં છું પણ મારું મન પછી ગગનમંડળમાં ઊડે છે." ગણુ વિચાર કરતો હતો એ તો એના કપાળની રેખાઓ ને આંખની મરોડ કહી આપતી.

"ત્યારે તું ભવિષ્યનો મહાકવિ થવાનો! કહે જોય, તારા મગજમાં શું શું આવે છે ને જાય છે?" ડેકીએ પૂછ્યું.

"બાપુને લોકસમુદાયમાં ઘૂમતા, રસ્તે ચાલતા, કે પલાંઠી વાળી બેઠેલા જોઈ ઘણી કલ્પનાઓ મારા મનમાં અવરજવર કર્યા કરે છે; એડવિન આર્નોલ્ડના 'લાઇટ ઓફ્ એશિયા'માં—

"ચાલ્યો, શ્યામ રજનીમાં ચાલ્યો."

"એમ બુદ્ધના મહાભિનિષ્ક્રમણનું વર્ણન કરતાં કહ્યું છે. એ કલ્પના લઈ બાપુનું કોઈ ચિત્રકાર ચિત્ર દોરે તો મને તે સંપૂર્ણ સુરેખ ન લાગે. વળી કાર્ડિનલ ન્યૂમેનનું પેલું,

"Lead kindly light,
Amidst the encircling gloom;"

કે જેનો અનુવાદ

"પ્રેમળ જ્યોતિ તારો દાખવી
મુજ જીવનપંથ ઉજાળ."

થયેલો છે; એ અનુવાદમાંયે મને એક ક્ષતિ ભાસ્યા કરે છે. અહીં 'તારો' શબ્દ અર્થ બદલી નાખે છે. મૂળમાં પ્રેમળ જ્યોતિને જ સંબોધન થયેલું છે. મને તો બાપુને જોઈ તેમને જ ઉદ્દેશીને આ પંક્તિ બોલવાનું મન થઈ જાય છે. અને હજારો મૂક વાણી એ જ બોલી રહી છે. એ બાપુને જ પ્રેમળ જ્યોતિ માને છે. શું, લોકોની આંખોમાં તમે એ ભાષા વાંચી શકતા નથી? પણ, જો હું ચિત્રકાર હોઉં તો એ ચિત્ર દોરીને પણ ન થંભું," મણુ જરા થંભ્યો.

"ત્યારે તું શું કરે?" ડેકી વચ્ચે બોલી ઊઠ્યો. "હું ચિત્રકાર છું. તું કલ્પના કર, હું રંગ પૂરી દઈશ."

"ત્યારે જો કેકી, મને તારો આતશ બહેરામ યાદ આવે છે. આ તો હરતો ફરતો આતશબહેરામ છે. એ ચેતવે છે–પણ મારી કલ્પના અહીં થંભી જતી નથી." ફરીથી એ અટક્યો.

"ત્યારે કેટલે દોડે છે? સાચે ગણુ તું કવિ છે." આચાર્યે એની પીઠ પર હાથ ફેરવતાં કહ્યું.

"દોડે છે, ઘણાં વર્ષો પાછળ. કાલીદાસના રઘુવંશમાં. સ્વયંવરમાં વરમાળ કોને પહેરાવવી તે માટે સુનંદા સાથે એકએક રાજા પાસેથી પસાર થતી ઈંદુમતીનું કાલિદાસે જે વર્ણન કર્યું છે તે મને બાપુને હરતાફરતા જોઈ વારંવાર યાદ આવે છે. એ કહે છે, 'બન્ને બાજુએ બેઠેલા રાજાઓની ઓળ વચ્ચેથી પસાર થતી ઈંદુમતી કેવી દેખાતી હતી?

"संचारिणी दीपशिखेव रात्रौ ॥"

આ ચાર શબ્દોમાં કવિરાજે કલ્પનાની એક ભવ્ય મૂર્તિ ખડી કરી દીધી છે." ગણુની આંખો જરા ફરકવા લાગી અને એણે ઘડીભર મૌન પકડયું.

પણ કેકી એમ મૂંગો રહેવા દે એવો નહોતો.

"જો, ભાઈ ગણુ, આ તારું સંસ્કૃત બંસ્કૃત મને ન સમજાય; તું કહે તો ફારસીના મોટામોટા શેર કે ગઝલો બોલી નાખું પણ હવે તું જલદી કહે પેલી લીટીનો શો અર્થ?"

"રાત્રીમાં મશાલ—શગની જેમ એ ચાલતી હતી. એ તેનો અર્થ? ત્યાં તો સ્વયંવરનો પ્રસંગ છે. એ બધું અત્યારે જવા દો, ફરી કોઈક વાર તમને એ બધો કહીશ, પણ એ જ કલ્પના મને બાપુ વિષે બહુ ગમી ગઈ છે.

"सञ्चारिणी दीपशिखेव रात्रौ।

'અને આ શબ્દો મારું મન તેમને જોતાં ઘણીવાર બોલી ઊઠે છે. અને જો કે એમને તારે ચીતરવા હોય તો 'ચાલ્યો શ્યામ

રજનીમાં ચાલ્યો.' એમ એમની પીઠ ન ચીતરીશ' પરંતુ તદ્દન ભયંકર અંધકારમાં એક નાનીશી દીપશિખા—શગ ચાલી જતી હોય તેવા એમને ચીતરજે. એ મશાલેમશાલે તો અનેક દીવા પ્રગટ્યા છે, પગટી રહ્યા છે ને પ્રગટશે. એ પોતે જ એક ભવ્ય કલ્પના છે, જીવંત મહાકાવ્ય છે. એમનું શરીર, એમના શરીરનો રંગ, ને લાખો માનવીઓમાં તરી આવતો એ દેહ જોઈ મને આ જ પંક્તિ વારંવાર યાદ આવે છે:

"સઞ્ચારિતો દીપશિખેવ રાત્રૌ ।"

ત્રણે જણ અવાક્ રહ્યા. થાક્યાપાક્યા બાપુ તો ધર્મશાળામાં સૂઈ રહ્યા હતા. સૈનિકો પણ ઊંઘી ગયા હતા. પણ ગામનો સળવળાટ કેમેય કર્યો મટતો નહોતો...ગામમાં મુખીને ત્યાં બેઠેલી ભજનમંડળીનાં ભજનોના સૂર હવામાં તણાઈ આવતા હતા:

"ઝટ જાવું, સ્વરાજ ઘેર લાવું,
મેં હઠ નહીં છોડુંગા.
મને વાગ્યો પરતંત્રતાનો ભાલો,
મેં હઠ નહીં છોડુંગા.

(સાખી)

મીઠાનો કર તોડવા અમે જાશું દાંડી ગામ;
ત્યાં સર્વે ભેગા મળી, અમે કરશું સવિનય ભંગ રે.
મેં હઠ નહીં છોડુંગા....ઝટ૦

## ૪. ખેડા જિલ્લામાં પ્રવેશ

"જ્યમ શતશત પહાડ-શિખરથી
જળધોધ ઘૂઘવતો જાય.
જ્યમ ખુશખુશાલ કો જોદ્ધો
નિજ અશ્વ નચવતો જાય;
ત્યમ સત્યતણો શોધક નિજ પંથે ધસે સદા અવિરામ,
એ સુભટ કાજ કો' નવ કહેજો "પ્રભુ દે એને વિશ્રામ!"
(મેઘાણી)



ત્રણેય મિત્રો તળાવમાં નાહ્યા, ધોયા ને અરુણોદય થયો. પવન પણ ખુશનુમા વાતો હતો. તળાવમાં કમળ ખીલ્યાં હતાં ને કમળનાં ગોળમટોળ ને નિર્લેપ યોગી જેવાં લીલાં પાન પર પાણીનાં મોતી પથરાયેલાં હતાં. પૂર્વાકાશ ગુલાબી હતું. એ ગુલાબી ફલક આગળ કાળાકાળા ઓળા ફરકવા લાગ્યા. જ્યાં જુઓ ત્યાં સફેદ ટોપીઓનો ઘેર જામ્યો હતો. સફેદ પોતડીવાળા બાપુ, ઊજળી દૂધ જેવી બેંબેં કરતી બકરીઓ ને સફેદ ચાંદની જેવું એમનું દૂધ! બાપુએ એવા શ્વેત વાતાવરણમાં સૈનિકો સાથે નાસ્તો લીધો.

"ઊગે છે પ્રભાત આજ ધીમેધીમે"

ફકીએ કપડાં બદલતે બદલતે ગાવા માંડ્યું. આચાર્યે સાયકલો તૈયાર કરી.

"એ બધું તો ઠીક પણ નાસ્તાનું શું ? પેટના યંત્રને કોલસો જોઈશે." આચાર્યે હસતાંહસતાં કહ્યું.

"કોલસો ને પાણી પૂરવાનું સ્ટેશન બારેજે છે." કેકી વચ્ચે બોલી ઊઠયો.

બાપુ બહાર આવ્યા ને બકરીઓએ બેંબેં કરી વાતાવરણ કરુણ બનાવી મૂક્યું.

"હાતણુ કરતા જાઓ રે ગાંધીજી
સવરાજ લઈ વહેલા આવજો રે."

એમ વિદાયગીત ગાતી બહેનોના મુખ પર ગમગીની હતી. એક રાતમાં બધું સ્વપ્નવત્ શું બની ગયું ! અમદાવાદથી આવ્યા હતા એ જ માર્ગે દક્ષિણ તરફ બાપુએ પગ ઉપાડયા.

એન્જિન ચાલ્યું એટલે આગગાડીના બધા ડબા ચાલવા માંડે એમ પાછળ સેના ને લોકો ચાલવા લાગ્યા. લાકડીને ટેકે આવેલાં ઘરડાં ને કેડે બાળકો વીંટાળીને આવેલી બહેનો ઉદ્વિગ્ન મને એ દિશા તરફ જોતાંજોતાં ત્યાં જ ઊભાં રહ્યાં.

"હવે આ ધેડેધડપણે તો હેમાળો ગાળવાનો હોય કે નારાયણનું નામ લેવાનું હોય—પણ આ ભગવાન જેવો ડોહો પગે હેંડતો છેક દરિયે જહે એ બધું આપણે માટેને !" એક કાકા બહુ જ ધીરેથી બોલ્યા.

"ભગવાન એનું ભલું કરજો." પાસે ઊભેલા સાપની કાંચળી જેવી કરચલીઓવાળાં એક ડોસીમાએ હૃદયના આશીર્વાદ આપ્યા.

અસલાલીમાં પાછી નીરવ શાંતિ છવાઈ ગઈ. રસ્તાની બન્ને બાજુએ વૃક્ષો આવેલાં હતાં; તેમણે રસ્તા પર ફૂલ વેર્યાં હતાં. વાડો પર વાદળી, લાલ, પીળાં ને ભાત ભાતનાં પુષ્પો ખીલ્યાં હતાં, ને તેમના પર પ્રભાતનો મીઠો ગુલાબી તડકો પડતો હતો.

" અબ તો બાત ફૈલ ગઈ, જાને સબ કોઈ. "

એમ હવે વાત છાની રહી નહોતી. ગામડેગામડે, મુવાડેમુવાડે ને નેસેનેસે, " સવરાજ લેવા ને મેંહુ પકવવા " જતા મહાત્માની કૂચના વાવડ ફેલાઈ ગયા હતા. ખેડૂતો ગાડામાં બેસીને રાતોરાત એ રસ્તાની બન્ને બાજુએ સિકાઈ ગયા હતા. બહેનો હાથ જોડીને અને ભાઈઓ ફાળિયાં ઉતારીને કેડેથી નમી નમસ્કાર કરતા, ને, " હેલ્લા, ઉઘાડાપુઘાડા લાકડી ઝાલી હેંડે છે તે ગોંધી મહાતમા "– એમ બાળકોને આંગળી ચીંધી બતાવતાં. બાળકો પણ કમળની કળી જેવા કુમળા હાથ જોડી માથું નમાવતાં. પળેપળે, " ગોંધી મહાત્મ્યાની જે. " થી વાતાવરણ ગાજી ઊઠતું. આ પોકારો સાંભળી આચાર્ય બોલ્યો: " આ આપણું ભારતવર્ષ. સ્વરાજ ને સબરસ એ બધું આ કિસાનો ને પેલા પાછળ મૂક્યા એ મજૂરો માટે જ જોઈએ. "

" ને મૂડીદારોને તો સ્વરાજ હોય કે પરચક્ર તેની ઝાઝી પડી હોતી નથી. તેમને વિપ્લવ ન સદે–ન ગમે. " ગણુએ ઉમેર્યું.

" તું તો ગણુ કવિ !...આવા સુંદર પ્રભાતમાં મૂડી ને કૂડી એવું તને કેમ યાદ આવે છે ? કાલ રાત જેવી કંઈક ઉપમાઓ ને કલ્પનાઓ દોડાવ ! " કેકીએ કહ્યું.

તેઓ ત્રણે જણ સાથે સાથે સાથે સાયકલ પર ધીરેધીરે ચાલતા હતા. ક્યાંક ક્યાંક માથે દૂધના પિત્તળના ઘુમણિયા મૂકી દર્પણિયાં ઓઢેલી ભરવાડણો, રબારણો ને ચારણીઓ રસ્તાની બાજુએ ઊભેલી દેખાતી. તેમનાં બેડાં પર સૂર્ય ચમકારા લેતો ને જાણે કળશોવાળાં દેવળનાં શિખરો ઊભાં હોય તેવી તે દેખાતી.

સ્વામીનારાયણે પશુયજ્ઞ અટકાવવા માટે પશુહોમ વગરનો અહિંસક યજ્ઞ પહેલવહેલો શરૂ કર્યો હતો, એ જેતલસર આવ્યું. ત્યાં આજે સ્વામીનારાયણનું મંદિર એ વાતની સાક્ષી પૂરતું ઊભું છે.

ત્યાં પણ લોકોએ સારો સત્કાર કર્યો. અને બેપાંચ ઘડી સંઘ રોકાઈ આગળ ચાલ્યો.

"મૂડીવાદ ને શાહીવાદ સગાં ભાઈબહેન છે." ગણુએ આંબા ઉપર વાંદા જોતાં સાયકલ રોકી, ને કહ્યું. "ઊભા રહો; ઉપમા બતાવું." તે સૌને આગળ નીકળી જવા દીધા ને આગળ ચલાવ્યું, "આ આંબા પર દેખાય એવા. જુઓ, પેલો વાંદો આખા આંબાને ચૂસી કેવો મદમાતો થયો છે! કેટી, અંગ્રેજીમાં જેને 'પેરેસાઈટ' કહેવામાં આવે છે તે આ. મૂડીદારો એ સમાજના વાંદા છે." ગણુએ સમજાવ્યું.

"પણ મૂડીવાદને તો ગાંધીજી પંપાળે છે!" કેટીએ જાણી-બૂઝીને વચ્ચે પથરો નાખ્યો.

"એ ભ્રમ છે. ને તારો ભ્રમ આ કૂચમાં જ આગળ ઉપર તૂટી જશે."

આમ વાતો કરતા તેઓ આગળ ચાલ્યા ને ફરી સૌની આગળ નીકળી ગયા. તેવામાં દૂરથી ઢોલ ને શરણાઈનો અવાજ સંભળાયો. સામે ધૂળ ઊડતી દેખાઈ; અને એમ ગાતાગાતા ને કૂચ કરતા યુવકો ને બાળકોની સેના દેખાઈ.

"સ્વતંત્રતા, સ્વતંત્રતા,
રહો દિલે તું મૂર્તિમંત,
દેશકાજ કીર્તિ, મોત,
મેળવી બજાવી ફર્જ,
કરું અદા, કૃપા કરી,
બતાવ એવું સ્ફૂર્તિમંત."

સડકનો એક ફાંટો બારેજડી તરફ હાથ લંબાવીને તે તરફ આમંત્રી રહ્યો હતો, અને બીજો બારેજા થઈ ખેડા જિલ્લામાં પ્રવેશતો હતો. બાપુ અટકી ગયા, ને ગોવાળિયા ઊભા રહે છે એમ

લાકડીને ટેકે ઊભા રહ્યા. લોકો હર્ષઘેલા થયા હતા અને ખેડૂતોની આંખોમાં કંઈક નવીન આશા ચમકતી હતી.

અસલાલીના પટેલે એક વૃદ્ધ ગૃહસ્થને જરા બાજુ પર લઈ જઈને પૂછ્યું,

"કેમ કાશીભાઈ, સિંહ કે શિયાળ?"

આ પ્રશ્ન સાંભળી એ જરા ખિન્ન થયા ને લાચાર આંખે ને ગરીબડે સ્વરે ઉત્તર આપ્યો.

"પટેલ, શિયાળ. ઘણું હમજાયો; મખી તો પલળ્યો પણ પેલો ગદ્દુ નાખીને બેઠો સે તે રાગ નહીં આવવા દે."

"કંઈ હરકત નહીં. જવા દો ત્યારે." પટેલે આશ્વાસન આપ્યું.

ફરી તેઓ ટોળામાં આવ્યા. હિંદ માતાની ને ગાંધીજીની જય બોલાવતા ગાંધીજી અને સૈનિકોને લઈ સૌ ગામમાં ગયા. ગામ ધજા-પતાકાઓ, તોરણો ને કમાનોથી શણગારેલું હતું, અને એક સુંદર મંડપ પણ બાંધ્યો હતો. તેમાં બાપુ ને સૈનિકોને બેસાડયા.

"જો કેખુશરૂ, હવે આપણે આ મેદનીમાં ભળી જવાનું." આચાર્ય બોલ્યો. તેમણે પોતાની સાયકલો ને સામાન એક દુકાને મૂકી દીધાં ને કેકીએ ચમકતી આંખે ને બન્નેના ખભા ઉપર લટકતાં લટકતાં ગાયું.

"But the Saviour's come Yea blessed
All our labour will repay,
When we gather in the morning
Where the mists have rolled away.*

---

* હે આશીર્વાદ પામેલાંઓ! ધૂમસ ઊડી ગયેલા પ્રભાતમાં આપણે સૌ ભેગાં થઈએ છીએ ત્યારે આપણને ઉગારનાર આવી પહોંચ્યા છે, હવે આપણો બધો શ્રમ સફળ થશે.

અને આ કડીઓ પૂરી થાય ન થાય એવામાં તો,
મંડપમાંથી ખરે સાહેબના ભજનના સૂર સંભળાયા.

ટોળામાં વચ્ચે વચ્ચે ક્યાંક ક્યાંક અમદાવાદથી આવેલા શેઠિયાઓની પાઘડીઓ દેખાતી હતી. સભામાં ટૂંકું પ્રવચન કરી બાપુ જમવા ને આરામ લેવા ઉપડ્યા. તેમની પાછળ પાછળ 'ટાઈમ્સ'નો પ્રતિનિધિ પણ ગયો. આખા ગામમાં આનંદ આનંદ થઈ રહ્યો હતો. લોકોનાં નાનાં નાનાં ટોળાં આમતેમ જામતાં ને વિખરાતાં હતાં. બહેનો પ્રેમ ને દયાથી ગદ્‌ગદિત થઈ ગઈ હતી.

"આપણે બૈરાં પેકટિંગ કરીશું. જોઈએ તો ખરાં કે ચયો પીટ્યો દારૂ પીવા આવે છે તે! તકલી ને રેંટિયો કાંતીશું." મંછાએ કહ્યું.

"પેલે રાજીનામું ન આલવા દીધું તો ધર્યો રહ્યો. ચયું મોં લઈને ફરવાનો છે? આપણે બૈરાં સરઘસ કાઢીશું. આવા મહાત્મા જેવા મહાત્મા તે વારેઘડિયે બારેજે આવવાના છે? ને બચારાં મૂડી હાડકાંના ને વાયે ઊડી જાય એવા ને ઓમ હેંડતાં હેંડતાં દરિયે જહે! ધનધન એ મનખા દેહને ને એની જનેતાને—" કાશીબહેન જરા લાલચોળ થઈને બોલ્યાં.

"ને જવાનિયા કંઈ બેહી રહેવાના સે? એ તો મેઠું પકવવા જવાના ને જેલમાયે જવાના, ના જાય તો બારેજાની આબરૂ જાય. માડી, મારો કશનિયો તો ક્યારનોયે નોમ લખાવી આયો છે." બહેનો આમ અંદર અંદર વાતો કરી હતી.

ગામના એક નાના ઘરમાં કેટલાક લોકો બેસી કંઈક ચૂંથણાં ચૂંથી રહ્યા હતા.

"આવા તે કંઈ મહાતમા હાલી મળે, કિશોરભાઈ! આપણે તો આજે એ મહાતમાના યે ખરા ને કાલે અંગ્રેજ સરકારનાયે ખરાના,

કેમ ભૂલો છો ? 'વિવેકથી બન્યો રહે હોળી ને વળી દૂધ !' દહાડા પહેલાં આજ તમારા ગોખીએ એક વરહમાં સવરાજ અપાવાનો ખૂંગિયો સાર્યો હતો. તેને વરહ થઈ ગર્યાં દહ. હવે ના મલ્યું ત્યારે હેંડી નેકળ્યા, મેઠું પકવવા ! !" એક ટૂંકી ગરદનવાળો માણસ બોલી રહ્યો હતો.

"પણ આપણા ગોમની આબરુ ?...મનોરદાસ એ વાક્ય પૂરું કરે એ પહેલાં તો એણે વચ્ચે જ ઉપાડી લીધું. "જાય, એમને ? આ બધો તમાહો તો હોંજે હેંડતાં થહે ને બે દહાડા પછે તમે જ કહેશો કે અલ્યા...પેલા મારા કેસને માટે કલેકટરને કહેજે ને બીજો ચિયો નેકળશે તે કહેશે જરા મોમલતદારને કહેજે, ને ફોજદારને કહેજે...આપણે તો એમનાથી છેજળા."

પછી તો સૌ ચૂપ થઈ ગયા ને ઊઠયા.

આરામનો સમય પૂરો થયો ને આગળ ચાલવાની તૈયારી થઈ. વાતાવરણ પાછું તેજ થયું.

બારેજાથી હવે નવાગામ–નાયકા તરફ આથમણી દિશાએ સડક ચાલી જતી હતી...દળ તો હાલવા માંડયું. રસ્તાનું વાતાવરણ હવે ધીરેધીરે બદલાતું હતું. ગમે તેમ તોયે અસલાલી અને બારેજા એ શહેરના રંગે રંગાયેલાં. પણ આ પશ્ચિમ દિશા તરફ અમદાવાદ જિલ્લાની હદ આસ્તેઆસ્તે કપાતી જતી હતી ને શહેરની સંસ્કૃતિ પાછળ ને પાછળ રહી જતી હતી. નવાગામ આવ્યું ને બાપુએ ખેડા જિલ્લામાં પ્રવેશ કર્યો.

"હવે કંઈક નવાજૂની થવાની જ." ગણુએ ગામમાં પેસતાં જ ભવિષ્યવાણી ભાખી. "આ તો ખેડા જિલ્લો !"

નવાગામ સુધી બારેજાના લોકો આવ્યા. ગામમાં ધોળી ટોપીનો ઘેર જામ્યો...એ બધામાં પાંચ ટોપીઓ ને પાંચ ચહેરા એકદમ તરી આવતા હતા. એમને જોઈ બાપુ ખડખડાટ હસી પડયા.

"જોયું એનું મુક્ત હાસ્ય ? એ હાસ્ય ત્રિભુવનવિજયી છે. શત્રુ-મિત્ર સૌને એ જીતી લે છે." આચાર્યથી બોલાઈ જવાયું.

સામેથી પાંચેયે નમસ્કાર કર્યા અને બદલામાં ધબ્બા મળ્યા. એ પાંચને જોઈ સાઠ વર્ષના ડોસામાં નવીન પ્રાણે સંચાર કર્યો. ને લોકો તો પેલો ધબ્બો પડતાં ગાજી ઊઠ્યા :

"મોહન ગાંધી મેઠું ચોર,
મોહન પંડ્યા ડુંગળી ચોર;
જે રણછોડ, માખણચોર."

એ પાંચ જણ સત્યાગ્રહની લડાઈના વાવડને ચોદિશ ફેલાવતા ને આ યુગપુરુષની વાટ સાફ કરતા, માનવસાગરને ભરતી ચડાવતા, યુદ્ધની નોબત વગાડતા વગાડતા, ખેડા જિલ્લાને દ્વારે સેનાપતિનું સ્વાગત કરવા આવી ઊભા હતા. બાપુને લઈ તેઓ ગામમાં પેઠા. બાપુને અમદાવાદ જિલ્લાની હદ સુધી વળાવવા આવેલા બે હરિપ્રસાદો–એક દેસાઈ ને બીજા મહેતા પ્રણામ કરી પાછા ફર્યા.

## ૫. વાઈસરૉયનું સ્વપ્ન

" દીપજ્યોત એક અગ્નિથી સઘળે જુઓ જાગે. "

( દયારામ )

પૃથ્વી અંતરિક્ષમાં દિવસરાત સપાટાબંધ ઘૂમી રહી હતી. આપણને ખોળામાં, કેડે કે ખભા પર વળગાડી એ ફેરફૂદડી ફરી રહી છે, એટલે એનો એ અથાગ વેગ આપણે અનુભવી શકતા નથી. આટલી બધી ગતિથી ચક્કર લેતી ને પાછી સૂર્યની આસપાસ ફૂદડી લેતી પૃથ્વીમાતા અંતરિક્ષમાં પાણી, પવન ને બીજા પરમાણુઓના ગોટેગોટા ઉડાડતી કદી પણ થાકને ઓળખતી નથી; આરામ લેવા થોભતી નથી.

ફ્રંટિયર મેલ, તોફાન મેલ, ડેક્કન ક્વીન સુસવાટા લેતી, રેલના પાટા પર જ્યારે ગાંડીતૂર થઈ આગળ ધસમસી રહી હોય છે ત્યારે અંદર બેઠેલાને એ વેગનો યથાર્થ અનુભવ થતો નથી, પરંતુ બહારથી જોનારને તો તેની બારીઓ પણ પૂરી દેખાતી નથી. એમ પૃથ્વી માતા તો તેથી યે અનંતગણી ગતિથી ગરબે રમી રહી છે...જે સૂર્યદેવમાંથી છૂટી પડી ગઈ છે એને મનાવવા, એના વિયોગની મારી બેબાકળીબેબાકળી એ જાણે સૂર્યદેવ ગરબો હોય અને પોતે એમની આસપાસ રાસ ખેલી રહી હોય, ગરબે રમી રહી હોય એમ ઘૂમ્યા જ કરે છે.

દિવસરાત, દિવસરાત, રાત ને દિવસ, પ્રકાશ ને અંધકારમાં એનાં પાસાં ફરે એમ ફર્યા કરે છે, ને મનુષ્યનું આયુષ્ય એ રીતે મપાયા કરે છે.

૩

પૃથ્વી માતાને ફરતેફરતે હિંદુસ્તાન તરફનો ભાગ અંધકાર તરફ આવી ગયેલો છે. રાતનો સમય છે...ભારતવર્ષના પાટનગર દિલ્હીમાં જળજંપી ગયું છે ..દિલ્હી એ હિંદની પ્રાચીન રાજધાની! ઈંદ્રપ્રસ્થ, કુરુક્ષેત્ર, જૂની ને હવે નવી દિલ્હી! સામ્રાજ્યોનાં અભ્યુદય ને પતન, પારણાં ને કબ્બર, હાસ્ય ને આંસુ, કાવાદાવા ને દગલબાજી; અને અનેક સદોષ ને નિર્દોષ, નાનાં ને મોટાં, પુરુષો તેમજ સ્ત્રીઓના રક્તથી તરબોળાયેલી એ ભૂમિ...દિલ્હીમાં ને દિલ્હીની આસપાસ માઈલો સુધી ફરો તો આ પતનઅભ્યુદયનો ઇતિહાસ જાણે ઠેરઠેર ભટકતો દેખાશે...ઈતિહાસનાં આ રખડતાં-રવડતાં, જીર્ણ થઈ ગયેલાં કે કંઈક નામમાત્ર દેખાતાં ખંડિયેરોની વચ્ચે, નષ્ટ થઈ દટાઈ ગયેલાં સામ્રાજ્યોનાં વીંખાઈપીંખાઈ ગયેલાં રખડતાં રવડતાં હાડકાંઓની વચ્ચે, પાંચ હજાર માઈલથી આવી અનેક કાવાદાવા, કાવતરાં ને હત્યાકાંડનું સત્ર સમાપ્ત કરી અંગ્રેજોએ અભિનવ સામ્રાજ્યના પ્રતીકસમાં ભવ્ય મકાનો, બાગબગીચાઓ, હોજ ફુવારાઓ, ભૂમિતિની સુરેખ રેખાઓ જેવા સ્વચ્છ ને માપબંધી રસ્તાઓ બાંધ્યા છે. વડી ધારાસભાનું ગોળ સફેદ મકાન રોમન સામ્રાજ્ય વખતના કોઈ સભાગૃહની, સેક્રેટરિયટ ને વાઈસરીગલ લૉજ દિલ્હી ને આગ્રાના લાલ કિલ્લાઓની ને ત્યાં આસપાસ વાઈસરૉયો વગેરેનાં પૂતળાં ભારતવર્ષની પરતંત્રતા ને ચાલીસ કોટિ માનવોની અસહાયતાની યાદ આપ્યા કરે છે...

એ નવું દિલ્હી!

મધરાતે વાઈસરૉય લૉર્ડ અરવિન થાકયાપાકયા, અનેક વિચારો ને આઘાતપ્રત્યાઘાતોને મનમાં ગૂંથતા ગૂંથતા હમણાં જ જરા નિદ્રાદેવીને આધીન થઈ ગયા છે...દિલ્હીમાં માથે મુગટ પહેરનાર કદી નિરાંતે ઊંઘ્યા છે? વાઈસરૉયની આંખ મિંચાઈ ગઈ અને તેમને સ્વપ્ન આવ્યું.

સ્વપ્નમાં તેમણે શું જોયું?

દિલ્હીના લાલ કિલ્લામાં મોગલ વંશનો છેલ્લો બાદશાહ બહાદુરશાહ અને તેની અત્યંત રૂપાળી ને બુદ્ધિશાળી બેગમ જિન્નત-મહાલના આત્માઓ રંગૂનની કબરોમાંથી ઊડી માઈલોની મુસાફરી કરી આવીને ઊભા છે. અને વર્ષો પછી પોતાના આ જૂના આવાસને ફરીફરીને જોઈ રહ્યા છે...

"જિન્નત! જો મેં વખ્તખાંની સલાહ માની હોત અને ઈલાહીબક્ષ અને અંગ્રેજો પર વિશ્વાસ ન મૂક્યો હોત તો 'પછની બાજી ન બગડી હોત! મારા શબ્દોથી બીચારો વખ્તખાં નિરાશ થઈ ગયો હશે..." આમ બહાદુરશાહ બોલતો સંભળાયો. એટલી-વારમાં લાલ કિલ્લાના ભોંયરામાંથી જાણે અવાજ આવતો કાને પડ્યો. નમ્ર પણ બુલંદ અવાજ હતો.

"પણ માલિક આપે તો કહ્યું, 'મેં નહીં, મેરે ખાનદાનમેં સે નહીં, ન સહી, તુમ યા ઔર કોઈ હિન્દોસ્તાનકી લાજ રકખેં.' ને પછી હું સંપૂર્ણ નિરાશ થઈ ચાલી નીકળ્યો. લશ્કર વિખેરી નાખ્યું. ફકીર બન્યો. પણ મારો રુહ જ્યાં સુધી હિન્દુસ્તાનની લાજ સાચવાયેલી નહીં જુએ ત્યાં સુધી શાંત નહીં રહી શકે, માલિક!"

એટલામાં તો હડસનની ગોળીએ વીંધાયેલા બહાદુરશાહના બે દીકરા મિરજા મુગલ, મિરજા અનવર સુલતાન અને દીકરાના દીકરા મિરજા અબૂબકરની ચીસો સંભળાઈ.

"બાપુ, બાપુ, દાદાજી, હડસેને અમને દગાથી ગોળીએ વીંધ્યા છે. પ્યાસ, પ્યાસ, બાપુ અમારી તરસ હજુ છીપાતી નથી!"

જિન્નત જરા બેબાકળી બની ગઈ, ને બોલી જવાયું.

"ક્યાંથી છીપે, બેટા! તમારા લોહીના ખોબા પીને હડસનની પ્યાસ છીપી...નહીં તો એ ગાંડો થઈ જાત."

એટલામાં તો એ ત્રણે શાહજાદાનાં માથાં લઈને જાણે

હડસન સામેથી આવતો હોય એમ દેખાયું; ત્યાંથી હવામાંથી જ અવાજ આવ્યો.

"બાદશાહ; વરસોથી કંપનીએ બંધ કરેલી આ ભેટ લો."

બુઢ્ઢા બાદશાહની આંખો ચમકી ઊઠી. મોગલ સલ્તનતનો બધો પ્રકાશ એકસામટો એની આંખોમાં આવીને બળી રહેતો દેખાયો; ને તેણે ધીરજથી પેલાં લબડતાં મસ્તકોને કહ્યું :

"અલ હમદોલિલ્લાહ ! તૈમુર કી ઔલાદ ઐસી હી સુર્ખ રૂહ હોકર બાપકે સામને આયા કરતી થી."

બહાદુર આટલું બોલી રહ્યો એટલામાં તો સામેના ખૂણાઓમાંથી બુઢ્ઢો શાહજાદો મિરજા કૈસર લાકડીને ટેકેટેકે અને શાહજાદો મોહમદ મિરજા સંધિવાના દરદથી પિડાતો જમીન પર ઢસડાતા ઢસડાતા આવતા દેખાયા. એમના ગળામાં હજુ ફાંસીનાં દોરડાંની નિશાની હતી, અને એમની પાછળ ચક્કી પીસીપીસીને ને જેલોમાં કોયડાના માર ખાઈખાઈને મરણ પામેલા કેટલાક રાજકુટુંબીઓ આવ્યા.

મિરજા કોયાશ ઘોડા પર બેઠેલો હાજર થયો.

બહાદુરશાહથી હવે ઊભું રહેવાતું નહોતું. તે અને બેગમ નીચે બેઠાં. જે ફર્શ પર ગાલીચાઓ પથરાતા ને સિંહાસનો ગોઠવવામાં આવતાં ત્યાં આજે પાથરવા એક સાદડી પણ નહોતી. વર્ષોથી ધૂળ ચડેલી હતી, જંતુઓ ખદબદતાં હતાં. આ 'દીવાનેખાસ' એક કબર જેવો જ થઈ ગયો હતો.

"બેટા કોયાશ, તારો ઘોડો કેમ રડી રહ્યો છે ?" જિન્નતે પૂછ્યું.

"વાલીદન, એટલા માટે કે હડસનનું વેર લીધા વિના, ન જંપવાના એણે શપથ લીધા છે. એ મને નીચે પણ ઊતરવા દેતો નથી." કોયાશે કહ્યું.

"પણ હવે એ વેર લેવાના દિવસો રહ્યા નથી, બચ્ચા. મોગલ સલ્તનત ધૂળધાણી થઈ ગયેલી છે. નામ તેનો નાશ ! સામ્રાજ્યોની કબરો એમ જ ચણાય છે, બેટા." બહાદુરે નિરાશાથી કહ્યું.

"પણ બાપુ, આઝાદીની કદી કબરો ચણાતી નથી. આઝાદી કદી મરતી નથી. અને આપે કહ્યું હતું ને કે:

"યા ઔર કોઈ હિંદુસ્તાનકી લાજ રકખે." એ શબ્દો યાદ કરીકરી મારો ઘોડો મને નીચે ઊતરવા દેતો નથી. હિંદોસ્તાં આઝાદ થયા વિના એ નહીં જંપે." આ શબ્દો બોલતાં બોલતાં એના ઘોડાના નેત્રોમાંથી અગ્નિની જ્વાળા વરસવા લાગી.

લૉર્ડ અરવિન જરા ચમક્યા. દિલ્હીના લાલ કિલ્લામાં આ દિવંગત આત્માઓને જોતાં નહીં, પરંતુ ઘોડાની આંખનો અગ્નિ જોઈ એ છળ્યા, ને પલંગમાં એમનાથી પાસું બદલાઈ ગયું. એમની આંખ એ ઝગારાથી જરા ઊઘડી ગઈ, પણ ઊંઘનો ભાર એવો હતો કે પાછી તે બિડાઈ ગઈ.

બાદશાહની વહાલી દીકરી રાબિયાએ રોટીના ટુકડાઓ પણ ન મળવાથી હુસેની નામના એક બબરચી સાથે લગ્ન કર્યું અને બીજી દીકરી ફાતમા પેટનો ખાડો પૂરવા માટે પાદરીઓની એક કન્યાશાળામાં શિક્ષિકા થઈ...તેમના આત્મા પણ ગતે નહોતા ગયા. મોટી જબરદસ્ત સલ્તનતની શાહજાદીઓ આમ રોટીના ટુકડાઓ માટે વિવશ થઈ ગઈ હતી.

આ બન્ને શાહજાદીઓ જ્યારે નત મસ્તકે એક હલકટ ગણાતા બબરચીની સાથે આવતી જણાઈ ત્યારે ધૈર્યની મૂર્તિસમા બહાદુર-શાહની આંખોમાંથી અશ્રુના દાણા સરી પડ્યા. ને આ સ્વપ્ન જોઈ રહેલા ભલા વાઈસરૉયને પોતાની દીકરીઓનું સ્મરણ થઈ આવવાથી તેમના ચિત્રગુપ્ત મને પણ આંસુ સારી દીધાં.

બાબરથી બહાદુરશાહ...મોગલ સામ્રાજ્યનો ઉષ:કાળ ને

અસ્તાચળ. ઊગ્યું તે આથમ્યું. જે જહેમત, કત્લેઆમ, સાચુંજૂઠું, વેર, લોભ, ભાઈભાઈનાં ખૂન વગેરે શેતાનિયતથી પાળ્યુંપોષેલું હાથમાંથી સરી ગયું. અરવિંને બહાદુરશાહના કુટુંબની લાલ કિલ્લાના દીવાનેખાસમાં અપમૃત્યુએ મરેલી વ્યક્તિઓના આત્માઓને છેલ-વેલ્લા મળી લેતા જોયા. હૃદય ખિન્ન થયું.

"સામ્રાજ્યો જે રીતે બંધાય છે તે જ રીતે નાશ પામે છે." તેમનાથી બબડી જવાયું.

સ્વપ્નનો પૂર્વાર્ધ પૂરો થયો...૧૮૫૭ થી ૧૯૩૦, આશરે ૭૦ વર્ષનો ગાળો...વાઈસરૉયો આવ્યા ને ગયા–બ્રિટિશ સામ્રાજ્ય-વાદ દિલ્હીમાં યાવચ્ચંદ્રદિવાકરૌ ટકી રહેવાની આશાએ મોટાં-મોટાં આલીશાન મકાનો બાંધીને નિરાંત અનુભવવા લાગ્યો...ચારે-કોર નજર ફેરવતાં એની સામે આંખ ઊંચી કરે એવું કોઈ ન દેખાયું; ચોગરદમથી નજરાણાં, કુરનીશો, જીલ્લમેક...લળીલળીને લાગું પાય—ચરણચુંબન એ સિવાય બીજું કાંઈ નહીં; કાંઈ નહીં! કાંઈ કહેતાં કાંઈ જ નહીં!

પણ...

'૫૭ પછી મહારાણી વિક્ટોરિયાનો ઢંઢેરો પ્રસિદ્ધ કરવામાં આવ્યો હતો...પણ અવધની પરાક્રમી, સુચતુર સતી–બેગમ હજરત મહેલે એ ઢંઢેરાનો ઉત્તર આપતાં પ્રજા જોગો એક ઢંઢેરો બહાર પાડ્યો હતો.

"આપણી પ્રજામાંથી કોઈ પણ અંગ્રેજોના ઢંઢેરાની જાળમાં ન ફસાય."

વળી નાનાસાહેબે હોપ ગ્રાંટને લખેલો ઠેલ્લો પત્ર,–

"હિંદુસ્તાન પર રાજ્ય કરવાનો તમને કોણે અધિકાર આપ્યો? શું તમે ફિરંગીઓ બાદશાહ છો અને અમે આ અમારી માતૃભૂમિમાં ચોર છીએ?"

હજરતમહાલ ને નાનાસાહેબના ઉપલા શબ્દો હિંદના વાતાવરણમાં ફરતા રહ્યા. આ નાનાસાહેબ પણ ઠંડીગાર શાંતિમાં કાળમહાસાગરમાં ગરકાવ થઈ ગયા. અને મિરજા કોયાશનો ઘોડો ફાટી આંખે અગ્નિ વરસાવતો સારાયે મુલકમાં ઘૂમવા લાગ્યો.

પછી તો સમ્રાટ બહાદુરશાહ, જિન્નતમહાલ અને શાહજાદા જવાંવખ્તખાંના પાક આત્માઓ પોતાને સ્થાને ચાલી નીકળ્યા. ને દીવાનેખાસ સદાને માટે સૂનો પડ્યો.

અરવિનનું સ્વપ્ન અહીંથી તૂટયું નહીં. ૧૮૫૭ થી ૧૦૦ વર્ષ પાછળ બરાબર ૧૭૫૭ના પ્લાસીના રણસંગ્રામમાં એણે લૉર્ડ ક્લાઇવિને લડતો જોયો. પણ એ શુદ્ધ આત્માને કલાઇવ લડતો નહીં પણ લુચ્ચાઈ કરતો, કુટનીતિઓ ખેલતો દેખાયો; ને એ પ્લાસીના રણક્ષેત્રમાં હિંદમાં અંગ્રેજી સામ્રાજ્યનાં બી વેરાઈ જતાં એણે જોયાં. ૧૭૫૭ થી ૧૮૫૭—વર્ષો ફક્ત ૧૦૦! આ ત્રણ આંકડા પર એમની આંખની પાંપણો ફરતાંફરતાં તો એમણે ઘણુંઘણું જોયું! બી તેવું વૃક્ષ! ૧૦૦ વર્ષ સુધી એ ફાલ્યું ફૂલ્યું. ૧૮૫૭માં એ વિષવૃક્ષને છેદનારા ઊભા થયા, પણ પોતે જ કપાઈ મૂઆ. આ કરુણ ઇતિહાસ લૉર્ડ અરવિનનાં કરુણ ચક્ષુઓએ વાંચી લીધો, ને બેચેની અનુભવી.

પણ પછી એ દશ્ય પસાર થઈ ગયું. ને ફરી ૧૮૫૭ના વિજય તરફ આંખો ફરી. મહાભારતના ૧૮ દિવસના નરમેધ —હત્યાકાંડ પછી યુધિષ્ઠિરે નિરાશાનાં વચનો કાઢ્યાં હતાં:

"હે ભગવાન, આ વિજય મને પરાજય જેવો લાગે છે."
... તેવા શબ્દો આ ભલા હાકેમનું હૃદય બોલી ઊઠયું. હવે તે એકલા દિલ્હીમાં ફરવા લાગ્યા.

"લાહોરી દરવાજાથી ચાંદની ચોક સુધી ફરતાં એમને આખું શહેર મડદાંથી ભરેલું દેખાયું, કોઈ જીવતું માણસ જ ન મળે.

મડદાંથી જ જમીન છવાઈ ગઈ હતી અને કેટલાક તો છેવટની પળોએ અસહ્ય વેદનાથી કરુણ ચીસો પાડી રહ્યા હતા.

ક્યાંક મડદાંને કૂતરાં ચૂંથી રહ્યાં હતાં ને ક્યાંક ગીધ ઉજાણી ઉડાવી રહ્યાં હતાં. આ મુડદામાંથી એવી ગંધાતી દુર્ગંધ આવી રહી હતી અને દૃશ્ય એટલું ભયંકર લાગતું કે ત્યાં ઊભું ન રહેવાય..."

પણ એવા શવનગરમાં એક પલિત જેવો માણસ બેબાકળો બેબાકળો આવતો દેખાયો...જાણે કે એ બૂમો પાડી રહ્યો છે;

"ભાઈસાહેબ બચાવો. શીખો ને ગોરાઓએ મારું મોં સંગીનોથી ચાળણી જેવું વીંધી નાખ્યું છે, ને મારા શરીરને ધીમા અગ્નિ પર ભૂંજી રહ્યા છે."

આ અવાજની દિશા તરફ આંખ ટેકવી તો બળીને કાળા મેશ થઈ ગયેલા, શરીરમાંથી વરાળો નીકળતા, જલતા માંસની દુર્ગંધ હવામાં ફેલાવતા એક માણસને આવતો જોયો...પણ એ બીચારો છેક નજીક આવ્યો ત્યાં સુધીમાં તો તૂટીને ઢગલો થઈ ગયો.

આ ગોઝારું દૃશ્ય જોયું ન ગયાથી ત્યાંથી એમણે બીજી તરફ ચાલવા માંડયું.

પણ ત્યાંયે કોઈ ન મળે. બધું સુમસામ...એટલી વારમાં એક ગલીમાંથી એક બાઈ સડસડાટ દોડતી આવતી દેખાઈ. તેણે છેક પાસે આવી બૂમો પાડવા માંડી... એ વૃદ્ધ બાઈને જોઈ દયાળુ વાઇસ-રૉયથી સહેજે પૂછી જવાયું :

"માતાજી શી ફરિયાદ છે?" આવા માયાળુ શબ્દો સાંભળી તે દેહ થંભી ગયો...ને તેણે અત્યંત દબાયેલે અવાજે કહેવા માંડયું :

"મારો એકનો એક દીકરો હતો. એને તો છેક ઘરમાં આવી કાપી નાખ્યો. પછી મારી આંધળી બેટી ને હું બુઢ્ઢી મા બે જ બાકી રહ્યાં...બેટીને થયું હવે ઇજ્જત પર હુમલો થશે એટલે એ ઘરના ટાંકામાં પડી, ને તેની પાછળ પાછળ હું પણ પડી."

આટલું બોલતાંબોલતાં બાઈ જરા થંભી. સામે ઊભા રહેલા માણસની સહાનુભૂતિ, ને આંખોમાંથી દડદડતાં આંસુ જોઈ એને જરા હિમ્મત આવી.

"ને ભાઈ! જ્યારે દિલ્હીના કેટલાયે ઇજ્જતદાર ઇસમોને એમ લાગ્યું કે તેમની મા, બહેન કે દીકરીઓની આબરૂ સહીસલામત નથી જ ત્યારે તેમણે જાતે તેમની કતલ કરી નાખી ને પોતે આત્મઘાત કર્યો..."

આ બધા આત્માઓ ગતે ગયા નથી ને તેમનાં ટોળાંનાં ટોળાં ભટક્યાં કરે છે.

આ બધું હવે તેમનાથી જોયું કે સાંભળ્યું જતું નહોતું. આત્મા કંપી ઊઠયો હતો.

૧૮૫૭ પસાર થઈ ગઈ. મડદાંની સાફસુફી થઇ, અને ફરી નવી ઢબે દિલ્હી વસવા લાગી. પહેલાં તો હિંદુઓને કંઈ દંડ વસૂલ કરી એમના મહોલ્લાઓમાં વસવા દીધા. પછી ૧૮૫૮ના માર્ચમાં મુસલમાનોને પાસ આપીઆપીને શહેરમાં વસવા આવવાની રજા આપી.

વિપ્લકારીઓએ વિપ્લવને દેશને ખૂણેખૂણે ફેલાવવા માટે કમળ ને રોટીનાં પ્રતીક રાખ્યાં હતાં. કમળ એક પલટણમાંથી બીજીમાં ફરતું ને વિપ્લવનો આતશ વહેંચાતો. હવે તો પલટણો થાકી ગઈ હતી. રાજાઓ ને જમીનદારો ઠંડા પડી ગયા હતા, પણ વાઇસરૉયે, રોટી તો હજુયે ૭ લાખ ગામડાંમાં એકથી બીજે સ્થાને ફરતી જોઈ.

"રોટી જ બધા વિપ્લવોની કારણભૂત હોય છે" ગામેગામ ફરતી ભાખરીઓ જોઈ વાઇસરૉયથી સ્વપ્નમાં જ બોલાઈ જવાયું: "ને રોટીની ક્રાંતિ સૌથી ભૂંડી હોય છે."*

"ફ્રેંચ વિપ્લવ, અમારો જ વિપ્લવ, રશિયન વિપ્લવ, બધે જ

* "The rubellion of the belly is the worst." Bacon

રોટીનો જ પ્રશ્ન...કોઈક રોટી સારી ઘડાયેલી, મહોવણુવાળી ને ગોળમટોળ હતી, તો કોઈ બળેલી, દાઝેલી ને સૂકી હતી...એવામાં એક માણસ દેખાયો...પાછ તો વિસારે પડી ગઈ હતી. બધે શાંતિ દેખાતી હતી. તેવામાં એક ઠિંગણા માણસની આંખોમાં સ્વાતંત્ર્યની આગ દેખાવા લાગી. એણે માથે પૂણેરી પાઘડી મૂકી છે, પગમાં એ જ લાલચટક પૂણેરી જોડા, પેશવાઈ અંગરખું, અણનમ મસ્તક, મરજીવાની મૂછો, ગૌરવવંતી છાતી! વિપ્લવને શ્રાદ્ધદિને એનો જન્મ. એને આ મશાણની શાંતિમાં ઘોષણા કરતો સાંભળ્યોઃ

**"સ્વરાજ્ય મારો જન્મસિદ્ધ હક છે ને તે હું લેવાનો જ."**

આ મંત્રે હવામાંથી સુસ્તી ઉડાડી દીધી. એણે પણ કહ્યું,

"સ્વરાજ એ રોટીનો પ્રશ્ન છે."*

હવે આ વિપ્લવની રોટીઓ તો ઝપાટાબંધ ફરતી દેખાવા લાગી. આ માણસે દેશમાં ફરી ચારેકોર વંટોળ ચડાવી દીધો.

૧૯૨૦; ને જૂના વિપ્લવનો આ આત્મા દેશને મૃત્યુની શાંતિમાંથી સજીવન કરી કાળમહાસાગરમાં વિલીન થઈ ગયો...પણ દેશનો આત્મા ફરી ચેતી ઊઠ્યો.

આ બધું દશ્ય રૂપેરી પડદા પરથી સરી જાય એમ સરી જતાં અડધી રાત પૂરી થઈ ગઈ.

પાછલી રાતનો કૂકડો બોલ્યો.

"હું તમને કહું છું, કે તે રાતે એક પથારીમાં બે માણસો હશે; એક સૂતો જ રહેશે અને બીજાને લઈ જવામાં આવશે.

"બે બાઈઓ સાથે દળતી હશે; એક રહેશે ને બીજીને લઈ જવામાં આવશે.

"ખેતરમાં બે માણસો હશે; એકને લઈ જવામાં આવશે ને એક પાછળ રહેશે."

---

* स्वराज हे पोटपाण्याच्या प्रश्न आहे ।

એક વાઈસરૉય પથારીમાં સૂતા રહ્યા ને બીજા સ્વપ્નાવસ્થામાં સારો દેશ ફરવા લાગ્યા.

હવે તો ભૂતાવળ, દાવાનળ, ન દેખાયાં પણ તેમણે જગતને પાવન કરવા જતી સફેદ માનવસરિતા સ્વાતંત્ર્યસાગર તરફ જતી જોઈ...અને જિસસ જાણે કે એમાં ઘૂમી રહ્યા હોય અને પ્રભુનું રાજ્ય આવવાની વાત કલહથી થાકી ગયેલા જગતને સુણાવી રહ્યા હોય એમ લાગ્યું...કાશ્મીરથી કન્યાકુમારી અને અટકથી કટક સુધી એ માનવીની વાણી સાંભળવા, એને જોવા લોકો તલસી રહ્યા હતા:

" सर्वे वांछन्ति तं जना :
वेणुं मधुरनिध्वानं वने वनमृगा इव । "

ઘડીભર એ મનુષ્યને સાંભળવા વાઈસરૉય પણ થંભી ગયા.

" મૃત્યુની છાયા ને અંધકારમાં બેઠેલાઓને પ્રકાશ આપવા શાંતિને માર્ગે આપણને દોરવા માટે " આ માણસ આવેલ છે...

સવાર પડી ગઈ...સ્વપ્નસૃષ્ટિ અલોપ થઈ ગઈ...પથારીમાંથી બહાર ગયેલો માણસ પાછો આવીને પથારીમાં સઈ ગયો...રોજની જેમ લૉર્ડ અરવિન ઊઠયા, ચાપાણી પીધાં...પણ રાતનું સ્વપ્ન મગજમાંથી જતું નથી. ઘડીમાં પોતે દુનિયાને નાશમાંથી ઉગારવા માટે આવેલ ઈશુની પાવન પગલીઓ સરિતાથી સાગર તરફ જતી... પડતી ને કુંકુમવર્ણી છાપ પાડતી જુએ છે. મનમાં ઘડભાંગ ચાલ્યા કરતી હતી. એમનો સાચો ખ્રિસ્તી આત્મા એ મહાનુભાવ પાસે જઈ પીટર કે પાઉલ બનવા તલસી રહ્યો, પણ નોકરે આવી છાપું હાથમાં મૂક્યું.

**" ગાંધીજીની દાંડી કૂચ.**

**જગતનો અદ્ભુત બનાવ.**

**પકડાયા નહીં. સુખીઓએ ફગાવી દીધેલાં સુખી પદ.**

**ડોલી રહેલું અંગ્રેજી રાજ્ય "**

આ શબ્દોવાળાં છાપાંનાં મોટાં મથાળાં વાંચતાં વાઇસરોયમાં છુપાઈ રહેલો સામ્રાજ્યવાદી અંગ્રેજ ઝબકી ઊઠયો. અરે ! હું વાઈસરોય છું. રાજ્ય ચલાવવું છે. કાયદા પળાવા જ જોઈએ. એ ૮૦ જણને પકડી જેલના દરવાજા પાછળ ખોસી દીધા કે ખેલ ખલાસ... આંખો આ વિચારે લાલઘૂમ થઈ ગઈ. એમણે ચપરાશીને બૂમ મારી.

" રોબર્ટ્સ ! "

ચપરાસી એકદમ અંદર આવ્યો. ઝૂકીને સલામ કરી ઊભો રહ્યો.

" જા, મારા અંગત મંત્રી અને રાજદ્વારી મંત્રી તથા ગૃહમંત્રીને હમણાં ને હમણાં ફોન કરી બોલાવ "

" જી હજુર " કહી રોબર્ટ્સ વિદાય થયો.

પણ એવામાં પાછળથી કંઈક અવાજ આવતો સંભળાયો.

" અને હું તમને કહું છું કે મિત્રો ! આ શરીરનો નાશ કરી શકે તેમનાથી ડરતા ના...તેથી વધુ તેઓ કંઈ કરી શકવાના નથી."

સામે લટકી રહેલી ઈશુની છબી હસી રહી હતી અને ટેબલ ઉપર મૂકેલા કાંસાના ક્રોસમાંથી જાણે લોહીનાં ટપકાં ચૂઈ રહ્યાં હતાં.

વાઇસરોયે ફરી બૂમ મારી.

" ઈવાન્સ "

બીજો ચપરાશી દોડી આવ્યો.

" પ્રેસીડેંટ પટેલને હમણાં ને હમણાં ફોન કરો ને બોલાવો. "

ઈવાન્સ પણ ગયો. વાઇસરોયે આરામ ખુરશીમાં પડી છાપાં વાંચવા માંડયાં...બધે ગાંધી ગાંધી, સિવાય બીજી વાત જ નહોતી.

કલાકેક પછી વિઠ્ઠલભાઈ પટેલ અરવિનના ખંડમાં પેઠા...

" મિ. પટેલ, આ ગાંધીએ તો દેશને સળગાવી મૂક્યો. જગતનાં બધાં પત્રો એ જ સમાચારથી ભરેલાં છે. મારે હવે સત્તા વાપર્યા વિના છૂટકો જ નથી...એ માણસ તો અંગ્રેજી સામ્રાજ્યની જડ ખોતરવાની વાતો કરી રહ્યો છે."

વિઠ્ઠલભાઈ તે વિઠ્ઠલભાઈ! તેમણે ધીરે ને ઠાવકે મોઢે કહ્યું : "મારા નામદાર, તમે વ્યર્થ ગભરાઓ છો. આ તો એ ડોસાનો સ્ટંટ છે. આ મહિનો માસ રખડી ખાશે. નાનાંનાનાં પડીકામાં મીઠું વેચશે...દાંડી જશે. બીજું કરશે શું? વળી કંઈક ચૌરીચોરા જેવું છમકલું થયું કે હરહર મહાદેવ...પાછી પિછેહઠ! એમ તો કંઈ સામ્રાજ્યો ઊથલ્યાં છે? સામ્રાજ્યો તો અહીં ધારાસભામાં ઊથલે કે રણમેદાને ઊથલે."

આ શબ્દો સાંભળી વાઈસરૉયને ટાઢક વળી. બે રણજોધાર ભાઈ ઓમાંથી એક તો આપણે પડખે છે!

"ત્યારે તમારી શું સલાહ છે?"

"મારી? છાનામાના બેસીને જોયા કરવું. છાપાં વાંચવાં પણ તેમનાથી દોરવાવું નહીં."

આ પછી બીજી પરચૂરણ ગપ્પાગોષ્ઠી થઈ ને બન્ને મિત્રો છૂટા પડ્યા.

પછી આવ્યું પેલા મંત્રીઓનું ત્રેખડ. એમાં ગૃહમંત્રીનો ચોક્કસ મત કે, "પકડો, જેલમાં ધકેલો ને જ્યાં ચળવળ ફાટે ત્યાં સખ્ત હાથે દબાવી દો."

પણ શાણા વાઈસરૉયે કહ્યું. "એમ નહીં; એ માણસની પાછળ પાછળ જાસૂસો મૂકી દો. એની બધી પ્રવૃત્તિઓ પર લક્ષ રાખો અને છેવટે એને ગવર્નરના હાથમાં લાગ જોઈને સોંપી દેજો. જો જો, મારું નામ એમાં ન સંડોવાય."

અને પછી?

"They watched him, and sent forth spies, which should fein themselves just men, and they might take hold of their words, so that they might deliver him unto the power and authority of the governor."—Bible.

## ૬. વાત્રક ઓળંગી

"જાગ રે નર જાગ રે,
રૈની બસેરા કર લે ડેરા
ઊઠ ચલના પરભાત રે."

*

"કેકી, આ ત્રણ જણ ખાઈ બદેલા લડવૈયા છે. એમણે ઘર બાળીને આ ડોસા સાથે તીરથ કર્યાં છે. પ્રજા એમના ખોળામાં માથું મૂકી દેતાં અચકાતી નથી. જો દોસ્ત!

'મોહન કો મોહન મિલા
ચગી યુદ્ધ કી બાત.'

આચાર્યની છાતી આ નવું દૃશ્ય જોઈ ફૂલતી હતી.

"હવે આપણે રણભૂમિમાં પ્રવેશ્યા. ખેડા જિલ્લો એટલે સત્યાગ્રહનું રણમેદાન!" એણે જ આગળ ચલાવ્યું: "ને પેલા મોહન પંડ્યા, પહેલા સત્યાગ્રહી, ચોર ને કેદી!"

"પેલા ગામડિયા જેવા ને પાતળા મોંવાળા ને ગરીબ ગાય જેવા દેખાય છે તે મહારાજ. ને ચશ્માવાળા ફૂલચંદ શાહ. મહારાજ ડુંગળીચોરના ચેલા ને ફૂલચંદ શાહ નડિયાદનો સ્વયંભૂ સેવક... ત્રણેય મરજીવા, કદી ડગે નહિ."

"અડગ નવ ડોલવું, અધિક નવ બોલવું."

તેમણે રાત ગાળવા માટે એક પીંપળાનો ચોતરો શોધી કાઢયો. ને ત્યાં બધું ગોઠવ્યું.

પછી તો પ્રચંડ સભા થઈ. બાપુએ બારેજે કહ્યું હતું તેવું અહીં પણ કહ્યું; છતાં એટલું ઉમેરાયું:

"આ અહિંસક પણ સંગ્રામ છે. મારી પાછળ જે એમાં નામ નોંધાવે તેણે ગોળીથી વીંધાઈ જવાની તૈયારી રાખવી જોઈએ. ઘેર-ઘેરથી જુવાનો એમાં કૂદી પડે પણ કોઈ પાછો ન પડે તે જોજો."

સભા પૂરી થવા આવી ને પેલા શાંત દેખાતા મહારાજે મુખીને માથેથી ફાળિયું હેઠે મૂકી દઈ પોતાની ધોળી ટોપી તેમને માથે ગોઠવી દીધી ને લોકો ખડખડાટ હસી પડ્યા. ને ડોસાએ પણ ફરી મુક્ત હાસ્ય કર્યું. લોકોએ જયજયકારથી આભ ફાડી નાંખ્યું.

મુખીએ કહ્યું: "પંચ કહે તે પરમેશ્વર. ને આ મારાજ મૂકે તે માથા પર...મેં તો ફગાવી દીધું, ને મહાતમાજી! નવાંગામ ને નાયકા પાછાં નહીં પડે."

સાયં પ્રાર્થના ત્યાં જ થઈ.

પૈસો પડે તોયે સંભળાય એવી શાંતિ છવાઈ ગઈ...માત્ર નાનાં બચ્ચાં વચ્ચેવચ્ચે રડી લેતાં.

"મને હૈ મુસાફિર, તનુ ક સરાબિચ,
તૂ કીતા અનુરાગ રે;
રૈની બસેરા કર લે ડેરા,
ઊઠ ચલના પરભાત રે.
ક્યા સોયા ગફલત કા માતા,
જાગ રે નર જાગ રે.

શ્લોકો ને ભજન ગવાઈ ગયાં. પ્રાર્થના પછી સૌ વેરાયાં. બારેજાથી આવેલાં પાછાં ફર્યાં, ખિન્ન હૃદયે પણ દૃઢ નિશ્ચયથી કે, "સરકાર સામે લડશું."

સૈનિકો ને મહેમાનો જમવા ગયા. ને બાપુને માટે બનાવેલી એક સુંદર પર્ણકુટીમાં એક નાનોશો ડાયરો જામ્યો.

"કેકી, ગામડાં તે ગામડાં! કોઈને ભૂખ્યો ન સુવા દે!" રસોડા તરફ જતેજતે આચાર્યે કહ્યું.

"ને શહેરોમાં તો અનાજ પડીકે બંધાય! ગામડાં જ આપણાં અન્નદાતા!" એણે જ ઉમેર્યું.

"અને હવે તો ચરોતર આવશે" કેકીએ કહ્યું. આપણે હવે આમ એકલા રખડીએ એમાં મજા નહિ. છાપાંના પ્રતિનિધિઓ, પેલા ચિત્રકાર, કેમેરાવાળા ને છેવટે સૈનિકો સાથે દોસ્તી બાંધવી જોઈએ.

રસોડામાં હવે કંઈક વધુ વ્યવસ્થા આવતી દેખાઈ. નક્કી કરેલાં દૂધ, ઘી, રોટલા ને શાક...જીભલડીને ચટકો થાય ને ગ્રામજનો પાસેથી વધુપડતું લેવાય એવું કંઈ જ નહિ.

ભોજન પછી ગામલોકોની એક ખાનગી સભા થઈ ને તેમાં દારૂતાડી ન પીવાની પ્રતિજ્ઞાઓ લેવાઈ. પિકેટિંગ, પરદેશી કાપડનો બહિષ્કાર એ બધું નક્કી થયું. અને સંગ્રામ માટે ફટાફટ નામો પણ નોંધાઈ ગયાં.

"હવે રંગ જામશે" મણુએ હર્ષમાં આવી જઈ કહ્યું.

"આ ત્રણની ત્રિપુટી ને પછી પાટીદાર ને ધારાળા ભાયડા! અહીં કંઈ ગણતરી ને હિસાબ ન મળે, "ઝુકાવો" તો કહે "ઝુકાવો." આચાર્યે પણ ઉત્સાહથી પ્રેરાઈ કહ્યું.

કેકી આમ શાણો દેખાતો, પણ હતો ખૂબ ટીખળીખોર.

"હા ભાઈ હા, હવે આવશે ચડભીતર ને તમારા પાટીદારો ને ધારાળા અંદરઅંદર ધારિયાં ઉડાડતા હતા તે આ સરકાર સામે કુદાકુદ કરશે. ચ્યોં ને ચ્યમ શરૂ થાય કે હમજ્યા કે ચરોતર ને તમારા પાટીદાર કંઈ ક્ષત્રિયો નહિ હોં કે? ઇતિહાસ

તો તેમને હુણ કહે છે! હુણ! ને તેમના ચહેરા, રીતભાત ને બોલવાચાલવાની કઢંગાઈ ને વાનરો જેવી કુદાકુદ—એ બધું મજેનું હોં! ને પાટીદાર શબ્દ જ કોણ જાણે કયા ખોપાએ ઘડયો હોશે!" કેકી બોલતો હતો આમ પણ એની ખાતરી હતી કે આ વક્રોક્તિ ગુણવંતને ઉશ્કેરી મૂકશે ને પછી એના મગજમાંથી બોમ્બગોળા છૂટશે ને રસ જામશે।

"કેખુશરૂ કે ઇતિહાસસંશોધકો ગમે તે શોધી કાઢતા હોય પણ હું એમને પાટીદાર નહિ પણ પાણીદાર કહું છું. એમણે તો ગુજરાતનો આધુનિક ઇતિહાસ ઘડયો છે. ને તેઓ હળની કોશને એક ધક્કે માટીનાં મોટાંમોટાં ઢેફાં ઉખાડી કાઢે છે. એ ઢેફાં જેવા એ સખત છે. વાણી પણ એવી ને માનસ પણ એવું; પરંતુ જયાં એમની કોશ વાગે ત્યાં ઢેફાં ઉખડી જાય!!!" તેણે જરા ગંભીરતાથી ઉત્તર આપ્યો.

કેકીને થયું કે હવે ગણનો વિસુવિયસ ફાટશે ને તે રાજી થયો.

"ને કેકી, તમે પારસીઓ બેચાર બૂરાં નામોથી ઓળખાઓ છો તે?" આચાર્યે પૂછ્યું.

"અમો પારસીઓ? અમે તો ઉચ્ચ કોમ. મહાત્મા ગાંધીના હૈડાના હાર! અમે તો; ખબર છે?

"गौरा धीराः सुवीरा बहुगुणनिलयास्ते वयं पारसीकाः ॥

"અમે પારસીઓ ગોરા, ધીર, સુવીર ને ગુણગુણના ભંડાર છીએ."

આ સાંભળી બંને જણ ખડખડાટ હસી પડયા, ને કેકીએ માત્ર કૃત્રિમ જ ગંભીરતા ધારી.

"ને કેકી, તું પાટીદારો ને ધારાળાઓને વાનરો કહેતો હોય તોયે મને ગમે. મારા મનની કલ્પના તેં જ બોલી નાખી.

૪

જ્યાં કહેવાતા નર, નર મટી જાય ત્યાં રામની સેના વાનરો જ રચે ને સીતાની શોધમાં હનુમાન જેવા વાનરો જ જાય. ” ગણુએ ફરી કહ્યું.

કેકી ખુશ થતો હતો. ‘ હવે ગણુ ચગશે ! ’ તેને થયું.

“ ભણેલા, સુધરેલા, પરચક્ર સામે શું થયા ? એમાંથી જેમને પરતંત્રતાનો ભાલો વાગ્યો તેમણે જરૂર ભેખ લીધી, પણ સ્વાતંત્ર્યની સેનાઓ તો આ જ લોકો ઊભી કરી શકે. ” તેણે કહ્યું.

“ એ તો ઠીક ગણુ, પણ આ વાનરોમાં હનુમાન, જાંબવાન, સુગ્રીવ કોણ એ તેં વિચાર્યું છે ? ” આચાર્યે પૂછ્યું.

“ વજ્રાંગ વલ્લભભાઈ જોઈએ ને જયબજરંગ હનુમાન યાદ આવે જ ને ! પછી...સુગ્રીવ...જાંબવાન...અંગદ ” એણે તુરત જ જવાબ વાળ્યો. “ ને વાનરો તો દેવોનો અવતાર ! ”

“ ને પેલા મહાદેવ દેસાઈ ? ”

ગણુ જરા વિચારમાં પડ્યો, ને પછી બોલી ઊઠ્યો.

“ જો ગાંધીજી રામ, તો મહાદેવભાઈ લક્ષ્મણ ને ભારતની મુક્તિ એ સીતા ! ”

ત્રણે જણ શાંત પડી ગયા, પણ ગુણવંતનું મન જરા ઉશ્કેરાયેલું હતું એટલે એ ફરી બોલ્યોઃ “ ને કેકી, સીતાની શોધમાં નીકળેલા રામ વનવગડે ભમતાભમતા, પથ્થર ને ચટ્ટાનોને પૂછતા, પક્ષીઓને સીતાના સમાચાર માટે વીનવતા, વિરહવ્યાકુલ થઈ ચાલ્યા જ જાય છે. તેમને કોઈનો ડર નથી. સીતાને પાછી મેળવવા એ ત્રિભુવનની સામે ઊભા રહેવા તૈયાર છે, ને તેમની દૃષ્ટિ, મન, આત્મા ને એકેએક રોમકૂપમાં એ સિવાય બીજી કશી તમન્ના નથી. રામ યોગી બને છે, ને એ કહે છેઃ

> “न देवी तव दुःखेन स्वर्गमप्यभिरोचये ।
> नहि मेऽस्ति भयं किञ्चित्स्वयंभोरपि सर्वतः ॥

"એ જ આ મહાત્માની વાણી છે. ત્રિભુવનની શક્તિઓ સામે શાંત, અડગ, નિર્ભય ને નિર્લેપ ઊભા રહેવાની એની તૈયારી ને શક્તિ છે ને એણે ભારતની મુક્તિ મેળવવા માટે બધું હોડમાં મૂકી દીધું છે. એ પણ યોગી છે. હિંદનો સમગ્ર ઇતિહાસ, હિંદુ ધર્મની સાચી સનાતનતા ને પૂર્વ ને પશ્ચિમનું શુભ ને સુમંગળ મિશ્રણ એનામાં થયેલું છે. છેક ઋગ્વેદ કાળથી તે આજ સુધીના દ્રષ્ટાઓ, મંતાઓ, યોદ્ધાઓ, સંતો ને યુગંધરોની તપશ્ચર્યાના આર-ભામથી એની મોટી બડાઈ છે."

બાપુની પર્ણકુટીમાં મંત્રણાઓ આટોપાઈ ગઈ હોય એમ દેખાયું. ઊવટનો રોઈટરનો પ્રતિનિધિ પણ બહાર આવ્યો. ને બાપુએ ફાનસની બત્તી જરા નમાવી. એમની સામે અમાપ આકાશ ને ચાંદનીમાં પણ હીરા જેવા ચમકી રહેલા તારાઓ હતા. તે તરફ નજર જરા ફેરવી લીધી ને,

विपदो नैव विपदः संपदो नैव संपदः ॥
विपद् विस्मरणं विष्णोः संपन्नारायणस्मृतिः ॥*

આ શ્લોક બોલી પાસું બદલ્યું.

સવારની પ્રાર્થના વખતે સૌથી નિયમિત ઉઠાય તથા રાત્રે જરૂર પડે બૂમાબૂમ ન થાય તે માટે સંનિદ્રામાંથી બબ્બે જણના બબ્બે કલાક માટે ચોકીના વારા નક્કી થયા હતા. લોકો ફરતા ફરતા હતા, પણ આ પર્ણકુટીથી દૂર.

આચાર્ય વગેરે મિત્રો તળાવ પાસેના ઓતરા પર સૂતા. થાક્યા તો હતા. વાતો કરતાકરતા ઘસઘસાટ ઊંઘી ગયા.

"उदेति सविता ताम्रस्ताम्र एवास्तमेति च"

[ સૂર્ય ઉગે છે રાતો ને આથમે છે પણ રાતો. ]

---

*વિપત્તિઓ વિપત્તિઓ નથી, સંપત્તિઓ સંપત્તિઓ નથી. ખરી વિપત્તિ એ તો નારાયણને ભૂલવા એ છે, અને નારાયણનું સ્મરણ એ જ ખરી સંપત્તિ છે.

ચાર વાગ્યાની પ્રાર્થના તો નિયમિત રીતે થઈ ગઈ હતી. પણ કેકીએ આજે ઉગતા સૂર્યને જોઈ બે હાથનો ખોબો કરી તળાવને કાંઠે અવસ્તાની ગાથાઓ ભણી.

નિયત સમયે પાછી કૂચ આગળ ચાલી.

આ ત્રણ જુવાનોને જોઈ મોહન પંડયાની નજર તેમના તરફ આકર્ષાઈ હતી, ને પંડયા જુવાનોના શિકારી હતા. કોઈ જુવાનમાં કંઈ પાણી કે શક્તિ જોતા કે તેને ધક્કો મારી વેગીલી કરી દેતા. એટલે જુવાનો, ખેડૂતો ને મજૂરોને જુએ કે તેમના મનમાં સળવળાટ થઈ જતો.

"આચાર્ય, હવે આપણે સાયકલ ઉપર સવાર થવાને બદલે આ લોકો સાથે જ ચાલીએ," ગણુ બોલ્યો. નાયકામાં જરાક રોકાઈ સૌ આગળ ચાલ્યા. થોડા માણસો તો પાછળપાછળ ચાલ્યા જ આવતા હતા. પંડયાજી વગેરે સૈનિકોની પાછળ ચાલતા હતા ને તેમની આસપાસ લોકો વીંટળાઈ ને હીંડતા હતા.

"ને મા'રાજ! ધારિયા ને ચોરેલી બંદૂકોથી અમલદારોનાં કાચરાં અને ફેંદા ઉડાવી દઈએ; ને બધે એવું થાય તો સવરાજ! સવરાજ! આંમ મેઠું પકવે તો સવરાજ મળે?" પડછંદ ને કતરાતી આંખોવાળા, તીણી બાંકી મૂછોવાળા એક ધારાળા નવજુવાને પૂછ્યું.

"ને:તમે પેલી જલિયાનાવાળા બાગની વાત કરી, ને તો પછી એનું વેર કેમ ના લેવું?" બીજાએ આ પ્રશ્ન પૂછ્યો.

આ પ્રશ્ન સાંભળી મોહન પંડયાના મોં પર આછું ને છૂપું સ્મિત રમવા માંડયું, પણ મહારાજ તો અહિંસાને પી ગયેલા એટલે એમણે ધીરે રહીને જવાબ આપ્યો :

"એ રસ્તે સ્વરાજ ન મળે. આપણી પાસે છે એના કરતાં પ્રચંડ હથિયાર ને લશ્કર એની પાસે છે. એક ઘડીવારમાં જેર કરે.

પણ આપણને તો ગાંધીજીએ રસ્તો બતાવ્યો છે કે એ સરકાર આપણી મદદથી જ ચાલી શકે છે. એ મદદ બંધ કરો એટલે એ તૂટી પડશે. એંજિનમાં કોલસો પૂરવાનો બંધ કરો ને તે આપમેળે બંધ થશે. ‘ના, નહીં જ!’ એટલું કહેતાં શીખો; ને એણે બતાવેલા રચનાત્મક કાર્યને અપનાવો.

“આ અસહકાર ને સત્યાગ્રહનાં હથિયાર આ માણસે જગતને નવાં આપ્યાં છે. ગમે તેવા સબળ સામે ગરીબમાં ગરીબ એ વાપરી શકે છે. એમાં કદી હાર નથી. ને વેર! વેર લીધે વેર મટતું નથી. વળી મહાત્માજી કહે છે કે, આપણને જે ન ગમે—આપણે જેને ધિક્કારીએ તે બીજાને માટે ન કરીએ.”

થોડી વાર થંભી તેમણે કહ્યું: “જુઓ તમને મહાભારતની એક વાત કહું:

“કુરુક્ષેત્રનું યુદ્ધ સમાપ્ત થઈ ગયું હતું. દુર્યોધન બીકનો માર્યો સરોવરમાં છુપાઈ ગયો હતો. તેને શોધતોશોધતો અશ્વત્થામા ત્યાં જઈ પહોંચ્યો અને તેને દિલાસો દેતાં કહ્યું: ‘મિત્ર, ગભરાઈશ ના. તારા બધા ભાઈઓના વેરનો બદલો પાંચે પાંડવોનાં માથાં કાપીને આજે હું ચુકવીશ.’

“રાત પડી ને વેરથી ધૂઆંપૂંઆં થતો બેબાકળો અશ્વત્થામા પાંડવોની શિબિરમાં પેઠો; પણ બન્યું એમ કે પાંચે ભાઈઓ તે દિવસે ત્યાં સૂઈ રહ્યા નહોતા; પણ પાંચાલીના પાંચ પુત્રો ઘસઘસાટ ઊંઘી ગયા હતા. પાંડવો ધારી અંધારામાં અશ્વત્થામાએ એ પાંચેનાં માથાં કાપી લીધાં ને તંબૂ બહાર ચાલી નીકળ્યો.

“દુર્યોધન પાસે એ આવ્યો ત્યારે અંધકાર જ હતો. દુર્યોધને એક માથું દબાવી જોયું, પણ દબાણથી તે કુમળાં માથાં તૂટી ગયાં. છેવટે ભીમનું માથું માગ્યું, ને દબાવ્યું તે પણ તૂટી ગયું. ત્યારે

તેને શંકા ગઈ કે લોખંડની એંશી મણ ગદાથી જે ભીમનું માથું ન તૂટ્યું તે જ માથું આટલા દબાવ્યાથી તૂટી ગયું ! માટે આ પાંડવોનાં નહીં પણ કોઈ બાળકોનાં માથાં છે. ને જ્યારે તેણે જાણ્યું કે એ તો દ્રૌપદીના પુત્રોનાં માથાં છે, ત્યારે તે રડી પડ્યો ને અશ્વત્થામાને ઠપકો દેતાં કહ્યું: 'અરેરે ! ગુરુપુત્ર, તેં આ શું કર્યું ? મારો વંશ તો પતી ગયો છે પણ તેં પાંડવ કુળનોયે ઉચ્છેદ કરી નાખ્યો ! હવે તું મારી સામેથી ચાલ્યો જા.'

"સવાર થયું ને પુત્રોનાં માથાં વગરનાં ધડ જોઈ દ્રૌપદી વિલાપ કરવા લાગી. એ સાંભળી પાંડવો દોડી આવ્યા, પણ પુત્રોનો વધ કોણે કર્યો એની કોઈને ખબર ન પડી. પણ શ્રીકૃષ્ણ ભગવાને કહ્યું: 'કૌરવ પક્ષમાં માત્ર દુર્યોધન ને અશ્વત્થામા જ બચ્યા છે. દુર્યોધન બીકનો માર્યો નાસી ગયો છે, અને તેથી તેને પ્રસન્ન કરવા અશ્વત્થામાએ જ આ બાળકોનાં માથાં કાપ્યાં છે.'

"એ સાંભળી અર્જુને ત્રાડ પાડી : 'દ્રૌપદી રોવું બંધ કર. એ અશ્વત્થામાને ગમે ત્યાંથી પકડી લાવી એનું માથું તારી સામે કાપીશ અને એના ઊનાઊના લોહીથી સ્નાન કરી તું હૃદયને શાંત કરજે.' આમ એ ધુંધવાતો ધુંધવાતો ગાંડીવ લઈ ઊભો થઈ ગયો.

"શ્રી કૃષ્ણે મનમાં સ્મિત કરતાં કહ્યું : 'હું યે તમારી સાથે આવીશ.' અર્જુને કહ્યું: 'આપે આવવાની કંઈ જરૂર નથી. એ કંઈ એવો મોટો ભડવીર નથી ! હું એકલો જ હમણાં એને પકડી લાવું છું !' પણ ભગવાન તો એની સાથે જ ચાલ્યા. દ્વૈપાયન સરોવર પાસે અર્જુને અશ્વત્થામાને પકડ્યો; ને તુર્ત જ શ્રીકૃષ્ણે કહ્યું:

"હવે એક ઝટકે એનું માથું કાપી નાખો."

"મારી પ્રતિજ્ઞા છે કે દ્રૌપદીની સામે જ એનું માથું કાપી નાખવું."

"એ સાંભળી શ્રીકૃષ્ણે હસીને કહ્યું: 'ત્યારે તો તમે કાપી રહ્યા!!!'

"અર્જુન તો પ્રતિજ્ઞા પૂરી કરવાની હોંશે એક હાથમાં અશ્વત્થામાના માથાના વાળ ને બીજા હાથમાં નાગી તલવાર લઈ શિબિર તરફ ધસતો આવ્યો. એ દૃશ્ય જોઈ દ્રૌપદીને પોતાના પુત્રો સાંભરી આવ્યા. અરેરે! તેને અશ્વત્થામાની માતા ગૌતમી યાદ આવ્યાં. 'તે સતી સ્ત્રી પુત્રવધના સમાચાર સાંભળી મારી પેઠે જ રડશે ને!' દ્રૌપદીનું હૃદય અનુકંપાથી બોલી ઊઠ્યું:

'છોડી દો, છોડી દો. બ્રાહ્મણ પૂજનીય છે. હું જેવી રીતે મારા પુત્રોના શોકથી રડું છું, તેમ તેની માતા પતિવ્રતા ગૌતમી ન રડે!'

"અર્જુને અશ્વત્થામાને છોડી દીધો. એ બીચારો અમર તો થયો પણ તાલ પડેલો હજુયે રખડયા કરે છે."

"માણસ અમર થઈ શકે?" આ વાત સાંભળી કેકીએ પૂછ્યું.

"એ તો રૂપક; પણ કહેવાનો ઉદ્દેશ એ કે વેરની ભાવના જગતમાં અમર રહી."

"જેવી રીતે દ્રૌપદીએ અશ્વત્થામાને માફી આપી ને વેરના તલસાટ ને અનુકંપા-દયાથી મહાત કર્યો તેમ ગાંધીજી વેરથી નહીં પણ દયા, પ્રેમ, અહિંસાથી વેર શમાવવા માગે છે."

જરા શાંત રહી, વિચારીને તેમણે કહ્યું:

"આ બાપુજી જેવા જ એક બુદ્ધ ભગવાન થઈ ગયા. તેમણે પણ એવી વાત કરી હતી કે, "કદાપિ વેર વેરથી શમતું નથી, પણ અવેર-અહિંસાથી જ શમે છે; ને તે જ સનાતન ધર્મ છે."

આ વાત સાંભળી સૌ સ્તબ્ધ થયા હતા. કૂચ તો આગળ ચાલતી જ હતી. રસ્તો ખૂટયે જતો હતો. લીમડા, આમલી, ઢેકીનાં વૃક્ષો ને કાચકાંની ઝાડીઓ દેખાતાં બંધ થતાં હતાં. આવળનાં

પીળાં ફૂલ, કાંટાળા બાવળ ને રેતાળ ભાગ દેખાવા લાગ્યો, ને વાસણા આવ્યું.

વાસણામાં, આંબાવાડિયામાં જુવારના પૂળાની બનાવેલી સુંદર ઝૂંપડીમાં મુકામ થયો. લોકો તો કીડિયારાની માફક ઊભરાઈ જ રહ્યા હતા. પણ પછી તો બાપુને મળવા ખ્રિસ્તી પાદરીઓ આવ્યા. વાસણાએ ખૂબ પ્રેમપૂર્વક સૌને જમાડ્યા, અને પોતાનાં અહોભાગ્ય માન્યાં.

સાંજે ફરી પાછો સંઘ ઊપડ્યો. થોડું ચાલ્યા એટલે નદી આવી.

બાપુએ પાણીમાં પગ મૂકયા ને નદી બોલી ઊઠીઃ

" હે યુગપુરુષ, જરા થોભો. તમે નિશ્ચય કર્યો છે, એટલે આ દેશને મુક્તિ તો મળવાની જ છે : પરંતુ આવા યુગપુરુષો વારંવાર જોવા મળતા નથી. અમને તમારા ચરણ પખાળી લેવા દો!" બાપુના પગ નીચેની રેતી ખસી ગઈ ને પાણીએ પાદપ્રક્ષાલન કર્યું.

" અમે સાબરમતીને જ જઈ મળવાનાં છીએ. અમે તેને કહીશું કે તારા તીરના મહાત્મા મારી હદ હેમખેમ વટાવી ગયા છે."

" शिवास्ते पन्थानः सन्तु ! " એવા આશીર્વાદ આપી ખળખળ કરતાં એ પાણી આગળ વહી ગયાં, ને બાપુજીએ વાત્રક ઓળંગી.

## ૭. હોળી ને ધુળેટી

" ઝૂઝે ઝૂઝે યુદ્ધનિશાન વાગે,
કુટુંબનો એક સપૂત માગે.

*

બેટા ઊઠો દેશ સપૂત માગે,
ચૌટે બધે ચોક નિશાન વાગે,
ના ધર્મમાં ઢીલ જરા કરાય,
શું દેશદ્રોહી મુજ પુત્ર થાય ? "

*

" બાપુજી, હવે આપણે માતરની લગોલગ આવી ગયા. " ફૂલચંદભાઈએ કહ્યું.

" પણ તમે માઈલો ગણવામાં ભૂલ્યા લાગો છો ! ભાઈ તમારા માઈલો, ખરા ! પેલા બાંડિયા ઘોડાના ગાઉ ગણાય છે એવા ! " એમ કહી ગાંધીજી હસી પડ્યા.

" પણ આજે ચોગરદમથી ઢોલના અવાજો કેમ આટલા બધા સંભળાય છે ? કે પછી તમે યુદ્ધની નોબતો તો ગગડાવવાનું નથી કહી વળ્યા ને ? પણ ખબર છે ને કે ગાજ્યા મેહ વરસે નહીં. " કહી ફરી બાપુ ખડખડાટ હસી પડ્યા.

એ શબ્દો સાંભળી પંડ્યાજીનું મોં પડી ગયું. શું બાપુજી જાણી ગયા હશે ? ' મેહ તો નહીં જ વરસે '...એમને આ વિચારોએ જરા ઉદ્વેગ થયો.

"આજે હુતાશની છે, બાપુ" મહારાજે ઉત્તર આપ્યો.

"ત્યારે તો પ્રહ્‌લાદના સત્યાગ્રહની અગ્નિપરીક્ષાનો દિવસ! સુધન્વા ને પ્રહ્લાદ જેવી જ તાવણીમાં સત્ય તવાય કે તપાય ત્યારે જ કુંદન બને!" એટલું બોલી બાપુ કંઈક વિચારમાં પડી ગયા.

એવામાં એમની નજર બાજુ પર થઈને ઢોર હાંકી જતા છોકરા પર પડી. એ છોકરાએ ઊભા રહીને નમસ્કાર કર્યા. બાપુ ફરી હસ્યા, જરા થોભ્યા; પેલાને બોલાવીને મજાકમાં પૂછ્યું: "કેમ અલ્યા, તારે મારી સાથે આવવું છે?"

"આવું તો ખરો બાપા; પણ મારી ગાયો, બોકડાં, ભેંહો... ને...મારી બા...શું કરે?" એણે ખુશી ને સાથેસાથે જરા અકળામણથી જવાબ આપ્યો.

"તારે ગાયો કેટલી?"

"પોંચ; પણ એકેય દૂધ નહીં દેતી. બળિયાના વાવડમાં બળદ ને બીજી ગાયો ય મરી ગઈ, ને આ રહી તે હાડકાંનાં પોંજરા થઈ ગઈ!" છોકરે કરુણાભરી આંખે ઉત્તર આપ્યો.

"ત્યારે તું મારે માટે બકરીનું દૂધ ન લાવે?" બાપુએ ભીખ માગી.

"કેમ ન લાવું? તાજું ને તોયડી ભરીને!' એમ કહીને છોકરો પાછો ઢોરોમાં ચાલ્યો ગયો.

સામાન્ય રીતે હોળીનો દિવસ એટલે રંગ છાંટવાનો, દારૂ પીવાનો, ફટાણાં બોલવાનો, મારામારી કરવાની, ઢોલે રમવાનું ને તોફાને ચડવાનું ને પછી બીજે દિવસે એકાદ ખૂનની વાટ જોવાની જ!

"પણ, ગાંધી મહાત્મા આવવાના સેં, સભા ભરહે. આજે બાપ ન પિવાય, ગાંડા ન થવાય ને વેરના વાયદાયે ન ચૂકવાય"

એમ આપોઆપ સમજી ગયેલા એટલે કોઈની આંખો લાલ નહોતી. પણ ખભે ધારિયાં, પેટ જમૈયા ને હાથમાં ડાંગો તો હતાં જ. ફાળિયાં ને ગવન, મવન ને ફાળિયાંનો જાણે કે રાસ જામ્યો હતો.

"શક્તિનો ઓધ છે તો હૂહૂહૂ કરતો ધસમસતો ધોધ છે જ. પણ તેને સાચે માર્ગે વાળનાર ઇજનેરો નથી." પંડ્યાજીએ લોકસમુદાયને આંખથી માપી લેતાં કેકોને કહ્યું.

હોળીના ઉત્સવને તો સૌ ભૂલી ગયા હતા. માતરમાં પ્રચંડ સભા થઈ. હિંદુ ને મુસલમાન સૌ ભળ્યા હતા. ઉત્સાહ ખૂબ હતો, પણ એની પાછળ છુપાયેલી કાંઈક ગમગીની પણ હતી.

"પવન સાથે પૂંઠ કરવામાં માલ છે. પવનની સામા થવામાં જોર જોઈએ. માટે આ ચાલુ પવનમાં ભળવા તમને આમંત્રણ કરું છું."

પછી તો દારૂનિષેધ, બહિષ્કાર, રાજીનામાંની વાતોથી બાપુ-જીની વાગ્ધારાનો ધોધ વહી ગયો—પણ—

"શબ્દના ગોળા જ્યારે છૂટવા લાગ્યા,
ને મામલો રહ્યો સૌ મચી;
કાયર હતા તે તો કંપવા લાગ્યા,
એ તો નિશ્ચે ગયા નાસી."

લોકોએ જયનાદોથી વાતાવરણ ગજાવી મૂક્યું ને ઘણા માણસો લડતમાં કૂદી પડવા તલપાપડ થઈ ગયા. પણ મુખી? મતાદાર? રાવણિયા?—ક્યાંક ભરાઈ બેઠા હતા. ને ખરેખર માતરની લાજ ગઈ તે ગઈ.

"પણ તેથી શું? માતરે મને એક રાવજીભાઈ આપ્યા છે તેથીયે હું ધન્યવાદ આપું છું." બાપુએ માતરના કાર્યકર્તાઓને કહ્યું.

બાપુ ઉતારે આવ્યા ત્યારે પેલો છોકરો ને તેની મા ચળકતી

દોણીમાં બકરીનું દૂધ લઈ આવ્યાં હતાં ને બાપુની વાટ જોતાં હતાં. તેમને જોઈ બાપુ હસી પડ્યા:

"તેં વચન પાળ્યું ખરું ! તમે બન્ને અંદર આવો," કહી બાપુ અંદર પેઠા.

"તમે બાપા, એકલું બોકડીનું દૂધ જ પીને રહો છો ?" છોકરાની માએ આશ્ચર્ય વ્યક્ત કરતાં પૂછ્યું.

"હા; માજી, અને થોડાં ફળ ને લીંબું પણ લઉં છું." બાપુએ ઉત્તર આપ્યો.

"એટલે તે શે જિવાય ? ને ભલા, પગે હેંડતા ફરો છો !" માજી બહુ જ અચરજ પામ્યાં.

"હા, માજી. ભગવાન ચલાવે છે ને ચાલું છું." પણ એટલામાં તો બારણે બે જુવાનો આવીને ઊભા રહ્યા હતા. તેમના નામની ચિઠ્ઠી અંદર આવી એટલે બાપુએ પેલા છોકરાને કહ્યું: "તું માનું કહ્યું માનજે, ગાયો ચરાવજે, દારૂ ન પીતો, ને આ રેંટિયો કાંતજે." એમ કહી તેમણે એક રેંટિયો મંગાવી તેને આપી દીધો ને કહ્યું: "ન આવડતું હોય તો શીખી લેજે."

"મારો કાળિયો કદી એક બીડી હરખીયે પીતો નથી." માજીએ ફાટેલતૂટેલ લૂગડાને છેડેથી ગાંઠ છોડી ને એક જૈ બાપુને ચરણે મૂક્યો ને પગે લાગ્યાં. બાપુની આંખમાં ઝળઝળાં આવી ગયાં. એમને થયું હશે આ જ મારી હિંદ માતા !

મા–દીકરે વિદાય લીધી ને પેલા બે જુવાનો અંદર પેઠા.

"ઓહો તમે આવી પહોંચ્યા ?" કહેતાં બાપુની કરુણાર્દ્ર આંખો ચોમાસામાં વીજળીની બત્તી ઝબકી ઊઠે એમ ભીનીભીની પણ ફરી ચમકી ઊઠી.

"હા; જી," એટલો જ ટૂંકો ઉત્તર આપી ચશ્માવાળો એક જુવાન બાપુનાં ચરણમાં ઝૂકી પડ્યો. ને બીજાએ પણ એવી જ રીતે નમસ્કાર કર્યા...

બાપુજીએ ભોજન આટોપી લીધું. તેમની સેના જંગમ આશ્રમની પેઠે જ ચાલતી હતી. નિયત સમયે જ બધાં કાર્યો થતાં. કાંતણ, પ્રાર્થના, સાદું ભોજન, રોજનિશી એ બધું બહુ જ શિસ્તબદ્ધ ચાલતું હતું. વાળુ પતાવી બાપુએ પેલા યુવકોને પૂછ્યું : "કેમ બોલો; શી રીતે આવ્યા છો ? જોવા કે જોડાવા ?" બાપુએ મજાકમાં પૂછ્યું.

"જોડાવા."

"બધું પરવારીને ?"

"હા,જી."

"ત્યારે તો ૭૯ ના ૮૧, ને હું તમારો લૂલો નાયક; એમ થયા ૮૨." એમ કહી એમણે ખૂબ મુક્ત હાસ્ય કર્યું.

"બાપુજી એમ કેમ ?" પાસે બેઠેલા ફૂલચંદભાઈએ જરા ઉત્સુક થઈ પૂછ્યું.

"લૂલો જ ને ! આજે એક પગ દૂખે છે."

"તો, આપ કાલથી ઘોડે બેસો તો ?"

"બાને પૂછીને આવ્યા છો ? ૬૧ મે વર્ષે ઘોડે ?" કહી ફરી બાપુએ હાસ્યના ફુવારા ઉછાળ્યા.

"તો તો પછી રેલવે ક્યાં નહોતી ? એક જ દિવસે દાંડી પહોંચી જાત ! પણ મારે મન તો આ ધર્મયાત્રા છે. થાકીશ તો બેસીશ, આરામ લઈશ, પણ જઈશ તો પગપાળો જ." બાપુએ મક્કમતાથી કહ્યું. 'ને શંકર, તને પેલું પદ યાદ છે ને ?'

> " चालो वाटे आम्ही तुझाची आधार
> चालविसी भार सर्व माझा ॥ " *

" હા, બાપુજી, તુકારામનું."

" ત્યારે પ્રાર્થનામાં તું જ એ આખું ગાજે. એથી તો મારા પગમાં નવું જોમ, નવો વેગ જરૂર સંચરશે. ને પછી જોઉં છું કે મારી સાથે તું કે ખડગબહાદુર હરીફાઈ કરી શકો છો ?" એમ કહી બાપુ ઊઠયા, ફૂલચંદભાઈ પણ ઊઠયા ને બાપુ બન્ને યુવકોના ખભા પર હાથ મૂકી પ્રાર્થનાસ્થાને ગયા.

બીડેલી કળી ઊઘડે એમ પૂનમની ચાંદની ખીલી હતી. ગામમાં હોળી ભડભડાટ બળી રહી હતી. પૂજા કરવા કે નમન કરવા ને નાળિયેર સીંચવા કે ઝારવા તથા પૂળા પાવન કરવા આછાઆછા લોક આવી જતા, કારણ કે સૌનું ચિત્ત તો પેલા મેળા તરફ જ હતું. દર વર્ષ પેઠે બીભત્સ ગીતોને બદલે છોકરાઓ રાષ્ટ્રીય ગીતો ગાતા હતા, ને ઢોલને ધમાકે રાસ રમાતા હતા.

" પૈણવાની ને વીવાંની, ને અલી બાઈ, ઘોડિયાં બાંધવાની આશાવેલીએ હોળીઓની ધજાઓ લૂંટનાર, કોઈએ નહોતો; ધજા બીચારીઓ હોળીમાં જ પડી ગઈ ! " એક બહેને હોળીની પરકમ્મા કરતેકરતે કહ્યું.

" એવો એ મહાત્માનો પરતાપ ! " બીજીએ ઉત્તર આપ્યો: 'હું યે ખઈ પરવારીને ત્યાં જ જવાની છું.'"

" આમ તો માતર પ્રાચીન સ્થાન, પણ આપણે ડાબે હાથે છોડી દીધું એ ખેડા તો ઘણું જૂનું ! પ્રાચીન ખેટકપુર ! હવે પછી ભાંગ્યું; આ માતર હતુંયે માતબર : વણિકોના ધીકતા ધંધા, પાટીદારો ને ધારાળાઓની લીલીછમ ને ઊંચી પકતી ખેતી, બાળકોની

---

* " તારે જ આધારે હું રસ્તે ચાલ્યો છું, મારો બોજ જ તો તું ઉઠાવજે."

બેકમ'ચોનાં થીમ ગજવતી પાઠશાળા; સુખી વસ્તી. પણ પછી અહેમદાવાદે એ બધું તોડી નાખ્યું. નડિયાદ થયા પછી તો બેડા વધુ તૂટયું. ફક્ત હવે જિલ્લાનું મથક રહ્યું છે ને આખો જિલ્લો એને નામે ઓળખાય છે." ધર્મશાળાની પછાળી પર શેતરંજી પાથરી ભીંતને ટેકે બેઠાબેઠા પંડયાજી પેલા ત્રણ મિત્રો સાથે ઠંડા પહોરનાં લહેરિયાં ઉડાવતા હતા.

પંડયાજીએ રસ્તામાંથી જ એ ત્રણેયને પોતાની જાળમાં પકડી લીધા હતા.

"પણ, આ જિલ્લામાં ધારાળા ને પાટીદારોને અણબનાવ ખરો ?" આચાર્યે પૂછયું.

"હા...ખરો...તેમ અંદર અંદર પણ ચડસાચડસી ને વૈમનસ્ય ખરાં જ. ને તેથી જ આજની બધી બાજી વણસી ગઈ."

"અને પંડયાજી, અમને બાપુજીના સૈનિકો વિષે માહિતી ન આપો ?" ગણુએ ધીરેથી વિનંતિ કરી.

"એમાંના ઘણાને હું નથી ઓળખતો. કોઈકને ઓળખું છું; પણ હું કદાચ નડિયાદ સુધી જ આવીશ. પછી આ ટુકડી મીઠાચોરનો હવાલો આ માજી ડુંગળીચોર પાસેથી બીજા કોઈ વોર્ડર પાસે જશે." એમ કહી એ હસી પડયા ને જરા થંભી કહ્યું:

"પણ આજે આ બે નવા આવેલા નં. ૮૦ ને નં. ૮૧ના સૈનિકો વિષે તમને કહું. પેલો ગુરખો તો તરત ઓળખાઈ જાય છે. તેનું નામ ખડગબહાદુરસિંહ. કલકત્તામાં એક મારવાડી શેઠજી નેપાળી બાળાઓની લાજ લૂંટતા ને જાહેર કરતા. એ વાત આ જુવાનથી ન સંખાઈ ને તેણે ખુલ્લો પડકાર કર્યો. પણ પૈસાના કોથળાના કાન ઊઘડે ! એટલે એક ભરબપોરે શેઠ જમીને પેટ પંપાળતા પંપાળતા દુકાને બેઠા હતા તે વખતે ખડગબહાદુરે તેના

પેટમાં ફૂકરી હુલાવી દીધી, ને પછી ફાંકડો ત્યાં જ ઊભો રહ્યો. એણે ન્યાયાધીશ સામે સાચેસાચું નિવેદન કર્યું. ખૂન એટલે સજા તો ફાંસીની. પણ આખા દેશમાં બહેનોએ વાતાવરણ તંગ કરી દીધું. ચોમેર આંદોલન થયું; ને આંદોલન તે એવું કે ખડગબહાદુર ખૂની નહીં પણ બહેનોના વીર તરીકે અભિનંદન પામી જીવંત છૂટ્યો.

"એવો પાણીદાર માણસ બાપુની આંખમાં રમી ગયા વગર રહે? એ આશ્રમમાં આવ્યો...ને...ને...ને મુંડાયો. મરી ફીટવાની વિદ્યા જાણે, તે જ અહિંસા પચાવી શકે."

"ને તમે પંડ્યાજી!" કેકી નિધડક વચ્ચે બોલી ઊઠ્યો.

"અમે હતા બોંબવાળા! પણ આ માણસે અમારો રાહ બદલ્યો ને આ અમે એની પાછળ પાછળ ભમીએ છીએ."

"બીજો કાકા કાલેલકરનો મોટો પુત્ર! નાનો બાળ તો છલમાં છે જ. કાકાસાહેબે સર્વસ્વ હોમ્યું કહેવાય. બાપ ને બાપુથી છટકી મોટો વિદ્વાન થવા દોડ્યો હતો! આજે બધી આશાઓને કોરે મૂકી લડતમાં આવી ગયો છે...."

"પંડ્યાજી, આપને બાપુ બોલાવે છે." કોઈ કે આવીને કહ્યું. એટલે પંડ્યા એકદમ ઊઠ્યા ને કહેતા ગયા: "સૂઈ રહેવા તો અહીં જ આવીશ."

પૂર્ણિમાની ચાંદની પૂર્ણ કળાએ ખીલી રહી હતી. હોળીની આસપાસ થોડા ઘરડાઓ બેસી કેડો ને પાસાં શેકી રહ્યા હતા. હોળીની જ્વાળાઓ હજુ ઊંચેઊંચે ચડતી હતી. ને ધર્મશાળા આગળ થોડુંથોડું પીળું તેજ દેખાતું હતું. ગામની બીજી ભાગોળે જઈ મોટા ઢોલની આસપાસ જુવાનિયા રાસ ખેલી રહ્યા હતા, ને બાપુના રહેઠાણમાં કંઈક વાતો ચાલી રહી હતી.

"જે સૈનિકોથી ન ચલાય ને થાક્યા હોય તેમને ગાડામાં લાવજો, પણ કૂચ તો નિયત સમયે ચાલશે જ." બાપુના આવા મક્કમ

શબ્દો બહાર સંભળાઈ પણ જતા. બ્રાહ્મમુહૂર્ત પછી શિશિરે દિવસ-રાતનો હવાલો વસંતને સોંપ્યો, ને કહ્યું :

“ હું તો માત્ર ત્રણ જ દિવસ ને ત્રણ જ રાત આ યુગપુરુષ સાથે ચાલી છું. મને અહીં રોકાઈ જવું ગમતું નથી, પણ સૂર્યદેવ મકર રાશિમાં પેસતાં જ મારે દસ માસ રોકાઈ જવું પડશે. આ મહાત્મા સાગરકિનારે પહોંચી જશે, ત્યારે તો તું સોળે કળાએ વિકસી જઈશ. પણ બહેન, જોજે હોં; એમને તાપ ન લાગવા દઈશ. માર્ગેમાર્ગે નવપલ્લવ ખીલવજે, પુષ્પોને સુંદર રંગજે, કોયલના ટહુકા બોલાવજે; ને ધીરેધીરે ચાલજે. એ પગપાળા જ જવાના છે, ને હજુ તો બસો માઈલની વાટ ઊભી છે ! બહેન વસંત, એને પગે ફોલ્લા ન પડે. કપાળે તાપ ન લાગે. તું એની સાથેસાથે જ રમતીરમતી જ ચાલજે.’

એમ કહી શિશિરે ૧૨ કાળા ને ૧૨ ધોળા મણકાની બે માળાઓ વસંતના હાથમાં મૂકી દીધી.

× × ×

“ ને ગ્રામનાકે તહીં પુત્ર માતા,
આવી ઊભાં જ્યાં જયગીત ગાતા,
કૈં વીર જેનું રણશૂર ખૂન,
સ્વાતંત્ર્યની કેવળ એક ધૂન.”

સવારે બાપુએ માતર છોડયું ત્યારે કાળિયો ને તેની માતા પણ એક ઠેકાણે ઊભાંઊભાં દર્શન કરી રહ્યાં હતાં. અને પોતાને કોઈ ન જુએ એમ એક ખૂણે લપાઈ ગયેલી ને ફીકી પડી ગયેલી શિશિરે પણ છેલ્લા નમસ્કાર કરી લીધા.

“ હું યે મોટો થઈશ ત્યારે ગાંધીજી પાહેં જઈશ—” કાળિયાના મનમાં થતું હતું.

ધુળેટીનો દિવસ હતો. હોળી કરતાં ધુળેટી વધુ તોફાની ! રંગ,

કાદવ, ધૂળ, ગાળો, દારૂ, લાકડીઓ ને ખાસડાં—ગામડાં મસ્તી ને તોફાને ચડી જાય, પણ એવું કંઈ દેખાતું નહોતું. હોળીની જ્વાળાઓ શમીને ઠરી ગઈ હતી, માત્ર કોલસા જ ધગધગતા હતા. આજે ઉપર પાણી ઊનાં મૂકવાયે કોઈ નવરું નહોતું.

રસ્તો હવે પાછો પૂર્વ તરફ વળ્યો. રેતાળ ને ઉજ્જડ પ્રદેશ પાછળ રહી ગયો ને સંઘે ઘટાદાર રસ્તે પ્રયાણ કરવા માંડ્યું. આંબાવાડિયાંની હારની હાર પથરાયેલી હતી અને મહોર ને મરવાથી આંબા ભરાઈ ગયા હતા. શીમળાના લાલ ચટક ફૂલ કે ખાખરાનાં કેસૂડાં વચ્ચેવચ્ચે નવો જ રંગ પૂરતાં.

બાપુ તો પગનો દુખાવોયે ભૂલી ગયા હતા નક્કી કરેલે મથકે પહોંચ્યા વિના આરામ ન લેવાનો એમણે નિશ્ચય કરી નાખ્યો હતો. એટલે એ તો ખડેખાંગ ધસે જ જતા હતા.

"માતરથી કભાણુ કેટલું ?" આચાર્યે મહારાજને પૂછ્યું.

"૧૦ માઈલ. પણ તમને માઈલો વધારે લાગે. રસ્તો આગળ ઉપર ધૂળવાળો આવશે."

"ત્યારે ધુળેટી સાર્થક થવાની !" કેકીએ કહ્યું. "પણ પંડ્યાજી પેલું રાતવાળું આગળ ચલાવો." તેણે પંડ્યાજી તરફ મોં ફેરવતાં કહ્યું.

પંડ્યાજી સખના ચાલતા નહોતા. તેમની નજર તો ચોગરદમ જામેલા લોકો તરફ ફરતી હતી.

"તમે કંઈક શોધો છો નહીં વારુ ?" આચાર્યે પૂછ્યું.

"હા."

"શું ?"

"ખુમારી ! ! ધુળેટી ને હોળીનાં તોફાનો બંધ જરૂર થવાં જોઈએ. પણ એ તો યૌવનના ઉત્સવ છે; એમની ધીંગામસ્તી તો

રહેવી જ જોઈએ." એમ કહી ફરી તેમણે ચોગરદમ નજર ફેરવી લીધી ને પછી નીચી નજર માંડી કહેવા માંડ્યું :

"સંગીતકાર ખરે ! પોતાના વહાલા દીકરાની ચેહ ઠરી નથી, છતાં રામધૂન બજવતા જાય છે. એમનો નાનો પુત્ર વસંત બળિયાથી ગુજરી ગયે અઠવાડિયું યે થયું નથી. બાપુએ તો શોકાર્થ જવા કહ્યું, પણ ખરેસાહેબ ને તેમનાં પત્નીએ પુત્રવિયોગના શોકને હૈયામાં દબાવી દીધો.

"આજથી દસકા ઉપર કેવળ સંગીતકાર તરીકે જ નારાયણરાવ આશ્રમમાં આવેલા; તે વખતે, કોટ, બૂટ, મોજાં હતાં...પણ

'તારા રંગનો રંગ ન લાગે તો તું વૈષ્ણવ કાચો.'

"એટલે બાપુનો રંગ એમને ધીરેધીરે પાકો લાગ્યો. એમણે ગુજરાતને સંગીતમય કરવા માંડ્યું. એ દિવ્ય વસ્તુનો રંગ જામવા માંડ્યો. પણ સંગીતકાર નારાયણરાવ સાચા સત્યાગ્રહીયે બન્યા. વતની મહારાષ્ટ્રના પણ બહુ ભોળા, સરળ, નિરભિમાની ને બાળક જેવા મૃદુ !"

વાતોવાતોમાં દાભડા આવી ગયું. પણ બાપુએ હવે પંજાબ મેલ છોડ્યો હતો. મેલ તો મોટાંમોટાં સ્ટેશનોએ જ રોકાય, એમ ડભાણ પહોંચીને જ સૈન્ય રોકાવાનું હતું. વાતો ને પગના ઝપાટાથી દંતાલી પણ પસાર થઈ ગયું. રસ્તો પણ ધૂળવાળો આવવા લાગ્યો. લોકોયે ચોગરદમથી ઊલટવા લાગ્યા. જ્યાં જુઓ ત્યાં માણસમાણસ...ધૂળ એટલી બધી ઊડવા લાગી કે પંડ્યાજીને બોલવું બંધ કરવું પડ્યું.

છેવટે ડભાણ આવ્યું ત્યારે દસ માઈલે પૂરા થયા ને આઠરે વાગ્યા પણ દસ. સવારમાં જ સભા થઈ. તળાવ માણસોથી હાઉકાહુ થઈ રહ્યું. હવે એમાં ખેડૂતો ઉપરાંત નવાં માણસો દેખાતાં હતાં. નડિયાદ માત્ર ચાર જ માઈલ હતું, એટલે મુંબઈ, અમદાવાદ વગેરે બાજુએથી આવેલા લોકો સહેજે ડભાણ સુધી આવેલા.

"કેકી, પેલા નરીમાન ને મહેરઅલી મુંબઈથી આવ્યા છે." એ બાજુ ટોળામાં આંગળી ચીંધી આચાર્યે બતાવ્યું...

એટલી વારમાં પાછળથી રોઈટરના પ્રતિનિધિના નોકરે આવી કેકીના હાથમાં એક બંધ પરબીડિયું મૂક્યું. ઉપરના અક્ષરો જોઈ તેને કેકીએ તુરત જ ખિસ્સામાં મૂકી દીધું. પણ એ વિષે બન્ને મિત્રોના મનમાં જિજ્ઞાસા તો થઈ જ, ને આચાર્યે પૂછ્યું: "કોનું છે?"

"છે!!" કહી કેકીએ ટૂંકામાં પતાવ્યું; પણ તેથી તો તેઓ વધુ ઉત્સુક બન્યા. પણ બાપુનું ભાષણ શરૂ થયું એટલે તેઓ બહુ ચગ્યા નહીં.

ડભાણમાં બાપુએ ગોરક્ષાનું રહસ્ય સમજાવ્યું. "તમારા ગામમાં ૩૦૦ ભેંસો છે ને ગાય માત્ર ૩ છે! એ ખેદની વાત છે. ગાય દૂધ તો આપે જ છે, પણ બળદેય તે જ આપે છે. તમે ગાયનું જ દૂધ, ગાયનું જ માખણ ને ગાયનું જ ઘી ખાવાનું નક્કી કરો તો જ તેની સંખ્યા–ઓલાદમાં વધારો થશે. હાડકાંના માળખા જેવી ગાયો, દૂધેય નહીં આપે ને હાથી જેવા બળદેય નહીં આપે."

ડભાણમાં મુખી, મતાદાર, રાવણિયા સૌએ વળગેલી બલા ખંખેરી નાખી ને મુખીના ૭૦ વર્ષના કાકાએ સૈનિક તરીકે ભરતીમાં નામ નોંધાવ્યું...લોકોનો ઉત્સાહ ફાટફાટ થઈ જતો હતો.

ડભાણ ને નડિયાદ વચ્ચેનો રસ્તો, બપોરનો સમય, તડકો પણ કડક... લોકોની સંખ્યા તો શે ગણાય! આખે રસ્તે ધૂળકોટ થઈ રહ્યો; ચોગરદમ ધૂળની ડમરી ચડી. એ માનવમેદની ને આ ચડેલા ધૂળકોટમાં ગાંધીજી ઢંકાઈ ગયા.

વસંતે બાપુજીને ખરેખરી ધુળેટી રમાડી!!! ધગધગતા તાપમાં નડિયાદની ડભાણ ભાગોળે આવી ઊભા ત્યારે બપોરના ચાર વાગ્યા હતા.

## ૮. સાક્ષરનગરીમાં

अहिंसाव्रतधारी यो राष्ट्रसेवापरायणः ।
निर्ममो निरहंकारी महात्मा वन्द्य एव स ;
सोऽय गांधी महात्मा जगति विजयते राष्ट्रस्वातंत्र्यमूर्तिः ॥

[ + બાદરાયણ ]

*

સંતરામના મંદિરને દરવાજે સફેદ ખાદીમાં સજ્જ થયેલા ને આંખે ચસમાવાળા એક ડોસા ને મંદિરના મહંત સૂતરના ને ફૂલના હાર લઈ બાપુનું સ્વાગત કરવા ઊભા હતા.

"પણ ગોકળદાસ! મારા સંઘમાં તો હરિજનો છે, મુસલમાન પણ છે. મહંતશ્રીની જાણ બહાર એમને મંદિરમાં પેસાડી દેવાય નહીં!!" એમ કહી બાપુ ત્યાં જ થંભી ગયા.

ગોકળદાસ તલાટીએ મહંત સામે નજર કરી ને મહારાજે શાંત, વિવેકી ને મક્કમ સ્વરે તુરત જ કહ્યું:

"મહાત્માજી! આ મંદિરે કદી વર્ણભેદ ને માનવસૂગ ઓળખ્યાં નથી; હરિજન હો કે મુસલમાન—સૌને માટે પ્રભુનાં દ્વાર

+ "જે અહિંસાવ્રતધારી, રાષ્ટ્રસેવાપરાયણ, નિર્મળ અને નિરહંકારી છે એવા તે મહાત્માને પ્રણામ હો. રાષ્ટ્ર-સ્વાતંત્ર્યની મૂર્તિસમા એ મહાત્મા ગાંધીજી જગતમાં વિજય પામે છે.

ખુલ્લાં છે. અને આપ તથા આપની સેનાની ચરણરજ તો મંદિરની ભૂમિને વધુ પાવન બનાવશે."

આ શબ્દો સાંભળી બાપુએ નમસ્કાર કર્યા અને ગરદન ઝૂકતાં જ સુતર અને ફૂલોના હારથી સ્વાતંત્ર્યરથની ધુરા વહેતી એ ગ્રીવા ઢંકાઈ ગઈ.

બાપુ મંદિરમાં પ્રવેશ્યા ત્યારે સાત વાગ્યા હતા. બહાર માણસો સિવાય બીજું કંઈ જ દેખાતું નહોતું. ચોગરદમથી આગગાડીઓ માણસોને લાવી લાવીને ઠાલવે જ જતી હતી. અફાટ માનવ–સમુદ્રમાં કેકી ને મિત્રો હિલોળે ચડવા લાગ્યા. પંડયાજી એમની સાથે જ રહ્યા હતા. એવું ભિચડાઈ ને ચાલવું પડતું કે કોઈ કોઈ ને ઓળખી શકે નહીં.

"દરિયે મેં લગી આગ
કોન બુઝા સકેંગે ?"

આ મેદનીમાં એક જાડા, કાળા ને અંગૂઠા જેવા ઠીંગણા નાકવાળા; ફેંટો, કોટ ને પાટલૂન પહેરેલા અને હાથમાં પોતાના નાકના આકારની મૂઠવાળી લાકડીવાળા એક માણસના મોંમાંથી ઉપસી લીટી સહેજે સરી પડી. તે સાંભળી કેકીએ ગરદન મરોડી તેના તરફ જોયું. તેના મોંમાંથી વાસ આવતી હતી તે શેની હતી, તે તો તે સહેજે કળી ગયો હતો.

"ઓળખી શકો છો એ મૂર્તિને ?" પંડયાજીએ ધીરેથી મોં આગળ છાપાનો વીંટો રાખીને પૂછ્યું.

"સી...આઈ......ડી......" કેકીએ આંખનો ચાળો કરી અભિનયથી પણ બહુ આસ્તેથી કહ્યું.

"ક્યા કર સકતી હૈ સરકાર ઈનકા ! ઔર હમ ભી ક્યા ઢૂંઢે ઔર રિપોર્ટ કરેં ?...સિર્ફ ઈનસાનોંકા સમંદર ! !"

પણ એટલામાં તો એ સમુદ્રનો એવો જબરજસ્ત લાટ આવ્યો કે તેઓ સૌ ગબડતે ગબડતે રહી ગયા.

"સાયકલો અમદાવાદ રવાના કરી દીધી એ ઠીક થયું. હવે તમારાથી મોકળા ફરી શકાશે." પંડ્યાજીએ કહ્યું.

સ્ટેશન ઉપર મહાદેવભાઈ અને કાકા કાલેલકર ઊતર્યા.

"બડા જાદુગર હૈ વો ગાંધી! નજરબંધી કર લી હૈ, નહીં તો સબ કે સબ કયા ખાનેકો સંતરામકી ઓર ટગરટગર દેખા હી કરે? જિસકો પૂછો! કહાં જાના હૈ! સંતરામ! સંતરામ!" એક સાધુ જેવો દેખાતો માણસ આમ બબડી રહ્યો હતો. ત્યાં પેલા બે મહાનુભાવો આવીને ઊભા રહ્યા, ને તેના શબ્દો સાંભળી જરા સ્મિત કર્યું.

બાપુએ અમદાવાદ છોડ્યા પછી મહાદેવભાઈ ને કાકાસાહેબ પહેલી જ વાર મળવા આવ્યા હતા. વાછડું જેમ ગાયની પાસે દોડી જવા તલપાપડ થઈ રહે તેમ તેમને તાલાવેલી થઈ રહી હતી, પણ ઓળંગવાનો હતો સમુદ્ર! ને તેઓ છેવટે સમુદ્રમાં પડ્યા. ને પડ્યા તે પડ્યા...ત્યાં એ કોને પૂછે કે ઓળખે? ને ઓળખે તોયે શું?

"ગાંધીને નજરબંધી કર લી હૈ!" એ પેલા સાધુના શબ્દોના પડઘા પાછળથી સંભળાતા હતા.

એક બાજુ મહાદેવભાઈની નાવડી ને બીજી બાજુ પંડ્યાજી-વાળી નાવડી હિલોળા ખાતીખાતી આગળ વધવા તો લાગી પણ કિનારે પહોંચવું મુશ્કેલ હતું. બે બાજુએથી આવતાં તેમનાં નાવ એકઠાં થઈ ગયાં, ને એવામાં દૂરથી મંદિરને ઝરૂખે ઊભા રહેલા દીવાદાંડી સમા ફૂલચંદભાઈએ એમને અટવાતા જોયા, ને પોતે નીચે આવ્યા. તેમણે ને સ્વયંસેવકોએ થઈ માર્ગ કરી આપ્યો.

"પંડ્યાજી, નડિયાદનો માનવસાગર અમદાવાદને ટપી જાય એવો ખરો!" મહાદેવભાઈએ જરા સ્વસ્થ થતાં કહ્યું.

"એ તો નટપુર, સાક્ષરનગરી!" પંડયાજીએ જરા મજાકમાં કહ્યું.

તેઓ સૌ મેડા ઉપર ચડયા ત્યારે તો બાપુ લહેરથી જમી રહ્યા હતા. અને એક બાજુ માલીશ પણ ચાલી રહ્યું હતું. વાછરુને કે દીકરાને જોઈ ગાય કે માતાનું વહાલ ઉભરાઈ આવે એમ બાપુ ગેલમાં આવી ગયા...થોડી સુખદુઃખની વાતો કરી.

"આજ સુધી તો ભગવાને ઠીક નભાવ્યું છે. પણ મુશ્કેલી ઠીક આવી! આ લોકોએ એક ગામથી બીજા ગામનાં અંતર અટકળે માની લીધેલાં એટલે રોજ દસ દસ ને પંદર પંદર માઇલ ચાલવાનું થાય! ઘોડા પર બેસવાનું કે ગાડાનો ઉપયોગ કરવાનો આગ્રહ કરવામાં આવે છે, પણ મારા મનનો સંકલ્પ તો પેલા અમરનાથ કે બદરીકેદાર જનારા યાત્રાળુઓના જેવો છે. થાકું તો બેસી જાઉં; પણ આખો પંથ પગે જ કાપવાનો. આપણી પણ ધર્મ-યાત્રા જ છે ને?" ગાંધીજીએ મહાદેવભાઈને ને કાકાસાહેબને કહ્યું.

"બાપુ, જવાહરલાલજીનો તાર છે કે મહાસમિતિની બેઠક ક્યારે બોલાવવી?" મહાદેવભાઈએ તાર બતાવતાં પૂછ્યું.

"જુઓ, સરકારની હિલચાલ ગમે તે હોય, આપણે આપણો કાર્યક્રમ ન બદલવો. જવાહરને તાર કરો. મહાસમિતિની બેઠક અમદાવાદ જ બોલાવવી!" એમણે તરત જ નિર્ણય આપ્યો. અને તાર લખાવી પણ દીધો.

"કાકા, શંકરે લાજ રાખી ખરી!" બાપુએ કાકાસાહેબને અભિનંદન આપતાં કહ્યું. કાકાસાહેબ મૌન રહીને જ એ સાંભળી રહ્યા.

ટપાલનો તો ગંજ ખડકાયો હતો. બીજી બાજુ સભા માટે છ વાગ્યાથી લોકો તલપાપડ થઈ રહ્યા હતા અને પ્રાર્થના તો બાકી જ હતી.

"ડોસાને કાગળો લખવાનો ને કાગળો મેળવવાનો બહુ શોખ છે હોં!" પંડ્યાજીએ ધીરેથી ગણુને કહ્યું.

"ને આ બધા કમનો એ ઉત્તર આપશે?" ગણુએ પૂછ્યું.

"એ બંધ કવરોમાં તો કંઈ કંઈ કિસ્સા સમાયેલા હશે!! કેટલાકનો લખાવશે ને કેટલાકના તો પોતે હાથે જ ઉત્તર લખશે!"

પ્રાર્થના અગાશીમાં થઈ...માત્ર પાંચસો જ માણસ હાજર હતાં, બહાર ત્રીસ–ચાલીસ હજારની મેદનીમાં ડૂબકી મારવા જવાય એમ નહોતું.

"અહદ મુસાફિર પહુના આયા
ધરો મંગળ થાળ;
ઘર–આંગન કી કદર ભઈ હૈ,
રાહ ભઈ ગુલઝાર....

× × ×

કૌન સી સેવા કરી હૈ, તુમકો,
કૌન કરી હૈ પૂજા;
પન્થ, પન્થી, ધન એક હૈ જી,
ભાવ મિટા અબ દૂજા.

એ ભજન ખૂબ ભાવપૂર્ણ સ્વરે મહારાજશ્રીના શિષ્યે ગાયું.

"કેવી ખાનદાની! ને કેવો આદરસત્કાર!" ગુણવંતથી એ સાંભળી બોલાઈ જવાયું.

"બાપુ, લોકો હવે થાકી ગયા છે. તેઓ ૭ વાગ્યાના વાટ જોયા કરે છે અને બહાર ધમાલ પણ વધતી જાય છે. માટે હવે આપે પ્રવચન કરવાની ઉતાવળ કરવી જોઈએ," એક કાર્યકર્તાએ આવીને બાપુને કહ્યું.

"પણ હું તો તૈયાર જ છું. ચાલો—પણ ક્યાં? નીચે તો હું ટોળામાં અટવાઈ જાઉં ને સંભળાઉંયે નહીં, પણ પણે મસ્જીદના છજાના રવેશમાં ખુરશી મૂકો. ત્યાંથી હું દેખાઈશ ખરો ને મારો અવાજ પણ ચોતરફ પહોંચશે. '૨૧માં જુમામસીદને ઝરૂખેથી મેં હજારો માણસોને મારો સાદ સંભળાવ્યો છે." બાપુએ જણાવ્યું; ને એ યોજના પાર પડી. સંતરામના મંદિરને ઝરૂખેથી એ ડોસાએ નડિયાદના સાક્ષરોને યાદ કર્યાં, નડિયાદના કાર્યને અંજલિ આપી અને પછી લોકોને કહ્યું :

"તમે આટલી મોટી સંખ્યામાં મારી ખાતર કે મારી ટુકડીની ખાતર આવ્યા છો એમ માની લઉં એવો મૂરખ કે અભિમાની હું નથી. તમને તો પૂર્ણ સ્વરાજ જોઈએ છે અને તે માટે સત્યાગ્રહીઓની ટુકડી કૂચ કરી રહી છે—એ વાત તમને ભાવે છે, માટે તમે અહીં ભેગા થયા છો. હું અમદાવાદથી નીકળ્યો છું તે દિવસથી આજ સુધી મારા તરફ આશીર્વાદનું પૂર વહી રહ્યું છે એ હું જાણું છું, અને તેની તમે પણ સાક્ષી પૂરો છો. પણ એ આશીર્વાદ લૂખા ન હોય."

"આચાર્ય, બરોબર નવ થયા." કોઈએ ઘડિયાળ તરફ જોઈ કહ્યું.

સૂર્યપ્રકાશનો દિવસ પૂરો થતાં થતાં હવે શહેરોમાં વિદ્યુતનો દિવસ ઊગે છે, શહેરોને ઊંઘવું ગમતું જ નથી. છતાં દિવસ તે દિવસ ને રાત તે રાત! લોકોનાં નાનાંનાનાં જૂથ જ ચાંદનીમાં આમતેમ ફરતાં હતાં અને હજુ કેટલીક હોળીઓ પૂરેપૂરી ઠરી નહોતી ને કેટલીક તો આછીઆછી બળ્યા કરતી હતી. ત્યાં યુવાનો ગપાટા મારવા બેઠા હતા, પણ તે ગપાટા વ્યર્થ નહોતા. "કંઈક કરવું, કંઈક કરી છૂટવું અને પોતાનો ફાળો આપી દેવો" એવા માનસ ને હૃદયની ભાવનાથી વાતો થતી.

"કેખુશરુ, નડિયાદની સાક્ષરતા ભલે ઘસાતી જાય છે, પણ

તેની લડાયકવૃત્તિ ને કાર્યપરાયણતા વધતી જાય છે." રસ્તામાં ચાલતેચાલતે પંડ્યાજીએ કહ્યું..." એક કાળે સાહિત્યની જાગૃતિએ નડિયાદને ઉજાળ્યું; આજે ફૂલચંદ શાહ, ગોકળદાસ બાપુ ને રાવજીભાઈનું નડિયાદ ગણાશે."

"ગોકળદાસ બાપુ કોણ?" ગણુએ પૂછ્યું,

"આપણે જેને ત્યાં જમવા જઈ રહ્યા છીએ તે, ને પેલા બાપુ સાથે બેઠા હતા તે ડોસા..."

નડિયાદ એટલે એ ત્રણની ત્રિપુટી!

પણે બાપુની છાવણીમાં અનેક જણ આવતા ને જતા, પણ એક રમૂજી વાત તો એ બની હતી કે બાપુજીને બોરિયાવી રોકવા કે આણંદ: તે માટે બહુ મીઠો ઝઘડો ચાલી રહ્યો હતો. એ લહાવો કોણ જતો કરે!! છેવટે બાપુએ માર્ગ શોધી કાઢયો:

"ત્યારે જુઓ, નરસિંહભાઈ! સોમવારે કૂચ બંધ રાખીશું, ને ભાઈલાલભાઈની સંસ્થામાં આરામ લેશું. કોઈક થાક્યું છે, કોઈક બીમાર છે ને મૌનવાર પણ છે. રવિવાર બોરિયાવીમાં ગાળીશું." આ સાંભળી બન્ને પક્ષને સંતોષ થયો.

સંઘનો કાંતણયજ્ઞ તો બરાબર ચાલતો જ હતો. ૨૧૨ તાર થવા જ જોઈએ, ને તે રોજ નોંધાય. પણ કોઈક સૈનિકોથી પ્રમાદ થઈ ગયો તેમને બાપુજીએ સજાક કર્યા.

પછી તો બાપુ કાગળોના ઢગમાં ગરકાવ થઈ ગયા. કંઈક મહાદેવભાઈને આપ્યા, કંઈક પ્યારેલાલને આપ્યા ને કંઈક પોતે લીધા.

રાત તો પસાર થતી હતી. પંડ્યાજી વગેરે જમીપરવારી ગામમાં ઘૂમતાઘૂમતા મંદિરે આવવા નીકળ્યા. ધુળેટી હતી એટલે જુવાનો ઊંઘતા નહોતા. તે પણ રાષ્ટ્રીય ગીતો ગાતા હતા, ખાનગી સભાઓ ભરતા ને સનિકોનાં નામો નોંધતા હતા. તેઓ

મંદિરે આવી ગયા ત્યારે લગભગ બાર વાગવા આવ્યા હતા. છતાં હજુયે સ્ટેશને આવતી ગાડીઓ માણસોને ઠાલવે જ જતી હતી.

મધરાત વીતી ગઈ હતી. ચાંદની ખીલી રહી હતી. સંતરામના મંદિરમાં સંપૂર્ણ શાંતિ છવાઈ ગઈ હતી અને બહાર પણ જળ જંપી ગયું હતું. બધે જ જ્યારે લોકો નિદ્રાને આધીન થઈ ગયા ત્યારે ધીરેથી બાપુ ઊઠ્યા. તેમનાથી થોડેક જ દૂર એક સૈનિક સૂઈ રહ્યો હતો... તેમણે દીવાને માટે આમતેમ આંખ ફેરવી પણ દીવો ઠરી ગયો હતો.

જરા થંભ્યા...ઊંઘતા સૈનિકને ન જગાડ્યો: પાછા વળ્યા ને કાગળ ને પેન લઈ ખુલ્લી અગાસીમાં જઈ ચાંદનીમાં બેઠા. પ્રાર્થનાના સમય પહેલાં મહાદેવભાઈ જરા વહેલા ઊઠીને બાપુની પથારી પાસે ગયા તો તે ત્યાં ન મળે! બહાર અગાસીમાં જોયું તો નીચું માથું ઘાલીને તે કંઈક લખી રહ્યા હતા!

"બાપુજી, લખાય છે ખરું?" મહાદેવભાઈએ પૂછ્યું.

"લખાય છે તો સારી રીતે પણ વંચાતું નથી." બાપુએ ઉત્તર આપ્યો અને કાગળ મહાદેવભાઈના હાથમાં આપતાં કહ્યું:

"મારી સહી તો વંચાય છે ને?" આ શબ્દો સાંભળતાં સાંભળતાં મહાદેવભાઈના મનમાં સંતાપ થતો હતો. તેમનો ખ્યાલ એમ હતો કે કૂચમાં બાપુને આરામ મળશે, પરંતુ અત્યારે એમને ચાંદનીમાં નીરવ શાંતિમાં બેઠેલા જોઈ તેમને થયું:

"પણ સ્વરાજ લીધા વિના આશ્રમમાં કે આશ્રમની બહાર, જેલમાં કે જેલ બહાર, એમને માટે શાંતિની આશા રાખવી વ્યર્થ છે."

એમણે પત્ર જોયો તો તે સર ડેનિયલ હેમિલ્ટનને લખાઈ રહ્યો હતો. એ બંગાળમાં લોકસેવાનું કાર્ય કરી રહ્યા હતા. તેમણે આશીર્વાદ માગ્યા હતા. તેને લખ્યો હતો.

"સહી તો આંખ તાણે વંચાય છે; પણ બીજું તો બાપુ મને કે તમને કોઇને યે અત્યારે ન વંચાય! એ તો પેલા 'स्वयमपि लिखितं स्वयं न वाचयति।' એવું થયું."

એ સાંભળી બાપુ ખડખડાટ હસી પડ્યા.

એક બાજુ આમ ગુરુશિષ્ય અજવાળિયામાં બેઠા હતા, ત્યારે તે જ સંતરામ મંદિરમાં નીચે પડાળીને એક ખૂણે બેસી બીજી એક વ્યક્તિ ચાંદનીને જ દીવો કલ્પી કંઇક લખી રહી હતી. તે લખતો ને ઘડીકમાં સામે અંધારે સૂઈ રહેલા તરફ જોતો...પણ લખતેલખતે એ પત્રમાં ગરકાવ જ થઈ ગયો. આચાર્યે કેકીને ઊઠતો જોયો હતો. એ પત્ર લખી રહ્યો હતો તે પણ જોઈ રહ્યો હતો. નીરાંતે તેણે લખવા દીધું. છેવટે તેણે ખિસ્સાનો પત્ર કાઢી ફરી વાંચ્યો. તે વખતે આચાર્ય પાછળ આવીને ઊભો રહ્યો હતો. અને જેવો કેકી એને બીડવા જાય છે કે પાછળથી ઓચિંતો છાપો મારી બન્ને પત્રો ઝૂંટવી લીધા. કેકી સાચે જ ભડક્યો. આચાર્યે આછી ચાંદનીમાં પત્ર વાંચવા પ્રયત્ન કર્યો પણ માત્ર આટલા જ શબ્દો વંચાયા :

"નરગીસ, તેં કોલેજમાં જેમ પ્રેમથી મુને રાસ્ત્રીય રંગે રંગિયો તેણે જ મુને આજે ચેતનનો જામ પાયો છ. આઝાદી-નો આતસબહેરામ લઈને ચાલતા મહાતમાજી પાછળ તારી યાદની ચિનગારી લઈને હું ચાલિયા કરું છું...તમે બાનુઓએ આસ્રમમાં મરદોનાં કામ હાથ કીધાં તે જાની ગાંધીજીને મન ખુસી થઈ છે. તું બલિયા—સૈયદથી પિરાયેલ ભુલકાંઓની ખિદમતમાં લાગી ગઈ એ સોનજું કીધું. અહુરમઝદ તુને દોવા દેસે. પન અમુને તો એમ થાય છ કે તારે ને મારે જરથોસ્થીઓને કાજલરૂપ દારૂના કાલા કલાલિયા ધંધા પર પિકેટિંગ કરવું. વહાલી નરગીસ, સોમવારે અમે આનંદ રોકાઈસું...તું જરૂર આવી જજે.

"પંખ હોય ઉર આય મિલું મૈં,
કેકી કહે સુન સુંદર બાલા;
મેરે તો દિલમેં તુંઈ બસત હૈ
તેરે ચીતકી જાને બિધાતા."

આ શબ્દો વાંચ્યા ન વાંચ્યા ને ચારના ટકોરા થયા. ગણ્ ઊડયો હતો.

"પકડાઈ ગયો ચોર! ડબાણુમાં પત્ર ન આપ્યો તો ભાઈ પત્ર ને ઉત્તર બન્ને સાથે પકડાઈ ગયા. હવે તો એ કાલે પૂરા વાંચ્યા પછી જ મળશે. આચાર્યે તેમને વાળીને ખિસ્સામાં મૂકતાં વટબંધ કહ્યું.

કેકી લાચાર થયો. કંઈ કહેવાપણું રહ્યું નહીં. થોડી વારમાં પંડિતજીના તંબૂરાના ઝણુકાર સંભળાયા.

ચાંદની ને ચંદ્ર કેકી તરફ જોઈ હસી રહ્યાં હતાં.

## ૯. આખરી ફેંસલો

ભાગ્ય તણા ઓ સ્રષ્ટા!
તારા વિક્રમથી વિજયોની વાટ
આંકી અરુણ રસે અંતરના,
ધ્રુવ પગલે ધપતો પુરપાટ
જા આગળ ને આગળ વેગે,
વિઘ્ન વિખેરી ધાર્યે ધામ
સુગમ સિદ્ધિનો થા તું સહચર,
થા શિવ સુંદર પૂરણ કામ.
(પૂજાલાલ)

*

હવે રસ્તો દક્ષિણ દિશા તરફ ફંટાયો. રસ્તા સાથે રેલના પાટા પણ એ દિશામાં ચાલતા હતા. જેમ નદીના બે કિનારા કદી મળતા નથી, તેમ આ પાટા કદી મળતા નથી. દિવસરાત એકબીજા સાથે વાતો કરતા ચાલ્યા જાય છે. રેલવેના પાટાની બાજુમાં લાલ-લીલા દીવાના થાંભલા હાથ ઊંચાનીચા કરતા ઊભા હતા. પાટા ને થાંભલા દૂરદૂરથી એ મહાયાત્રાનું દૃશ્ય નિહાળી રહ્યા હતા.

એક ઠેકાણે પગરસ્તો ને પાટા એકબીજાને ભેટતા હતા ત્યાં લોખંડના એ કાળમીંઢ પાટા આજીજી કરતા સંભળાયા: "ભાઈ ધૂળિયા, એ મહાત્માને કહેજે કે આટલે વર્ષે આમ પગ તોડતો શે જાય છે? હું થોડા કલાકમાં એને એણે ધારેલે સ્થાને પહોંચાડી દેત!"

"ઓ હો ! ત્યારે તો એ લહાવો તારે જ પડાવી લેવો હતો એમ ને ? જા ત્યારે તારી સાથે નહીં બોલું." એમ કહી પગરસ્તો આગળ ચાલી નીકળ્યો. પણ પાટાઓને તો દિલની વાત કહેવી હતી એટલે ઝટઝટ ચાલ્યા ને એને ફરી પાછો પકડી પાડ્યો. ધૂળિયે કહ્યું : "તમારો શો વિશ્વાસ ! તમે એકબીજાને મળતાયે નથી ! લોખંડ તે લોખંડ, અને વળી તમે તો ગજવેલ—પાકા પીર ! તમારા ઉપર તો એ મહાત્મા ઘણીયે વાર ગયા આવ્યા હશે. કોઈવાર મુક્ત તો કોઈ વાર કેદી તરીકે. મને ક્યારે લહાવો મળવાનો હતો ? એને પગલે પગલે તો હું પાવન થઈશ. એના ચરણકમલ મારે હૈયે ચંપાતાં હું અમર થઈશ. વામનને એક પગલે ચંપાઈ બલિ અમર થયો તેમ; ભગવાન રામચંદ્રે પથ્થરની અહલ્યા સજીવન કરી એમ એના સ્પર્શમાત્રથી જન્મજન્માંતરોનાં પાપોથી જડ થઈ ગયેલો હું સજીવન થઈશ."

"પણ મને એકાદ વાર એ લાભ ન લેવા દે, એનાં એ પગલાંને યે ન સ્પર્શવા દે ?" પાટાઓએ વિનંતિ કરી.

"તો આગળ એક ગામ આવે છે ત્યાં તમે મારી નીચે છુપાઈ જજો...તમે પાટા છો એમ દેખાય નહિં. હું તમારા ઉપર આચ્છાદન ઢાળીશ, ને એ પનોતી પગલીઓનો સ્પર્શ તમને થશે."

થોડીવાર ચૂપ રહી ફરી ધૂળિયે પૂછ્યું : "પણ એના આવ-વાના વાવડ તને કોણે કહ્યા ?"

"વનવગડાનાં પંખીઓએ. ને વળી અહીં થઈને ૨૪ કલાક અગાઉ કેટલાક જુવાનિયા જતા હતા. તેઓ કહે અમે તો એ મહાત્માની આગળ ચાલનાર અરુણ છીએ; એનો માર્ગ સાફ કરતા અમે આગળ ચાલીએ છીએ. ને વળી ઘાસ કાપતી પેલી મનડી ને તેની માએ."

"ત્યારે તમે મને આગળ મળજો." એમ કહી હર્ષમાં ધૂળના વંટોળ ઉડાડતો, ચીલામાં પડેલા મરવા, કેસૂડાં ને ફૂલોને બાજુએ કરતો ધૂળિયો માર્ગ સપાટાબંધ આગળ ચાલી ગયો.

ભૂમેલ ને ઉત્તરસંડાએ બાપુનું સ્વાગત કરવામાં મણા ન રાખી. હવે ચરોતરનો રંગ બદલાતો હતો...છેવટે બોરિયાવી આવ્યું. બાપુ ને બાપુના સૈનિકો પાછળ તો હવે બીજા ઘણા સંઘ જામતા ગયા હતા. મુંબઈવાળા જેરાજાણીએ ફરતી ખાદીની દુકાન ચલાવી હતી. ખાદી ને તકલીએ બધે સફેદ સફેદ કરી મૂક્યું હતું.

"આજનો સંઘ ને આજનો વિસામો જોઈ મને સહજાનંદ સ્વામીનું સ્મરણ થઈ આવે છે. અહીંથી વડતાળ જવાય. આ ભૂમિમાં એ સંતે યાત્રાઓ કરી લોકજાગૃત ને લોકશુદ્ધિ આણેલી." ટોળામાં બેચાર માણસો વાતો કરતા હતા, તેમાંના એક જણે કહ્યું.

ફાગણ માસ ને સવારનો ૧૦–૧૧ નો સમય, મીઠીમીઠી પવનની લહેરો આવતી, ને વૃક્ષો નીચેની છાયા મીઠી લાગતી, છતાં મોં પરથી પરસેવાનાં બુંદ નીતરે જતાં હતાં. અસંખ્ય ગાડાંના બળદોને ગળે ભરવેલા ઘૂઘરાના સતત રણકાર સંભળાતા. એવી હેલો તો હજુ આવ્યે જ જતી હતી, અને સ્ટેશન પણ ચીકાર થયે જ જતું હતું.

"કેકી, સંઘમાં જે માંદા પડયા છે તેમની સારવારનું કામ આપણે ઉપાડી લઈએ;" આચાર્યે કહ્યું, અને તેઓ બાપુજીના નિવાસ તરફ ચાલ્યા.

દિવસો તો એક પછી એક પસાર થતા હતા ને લોકોના હૈયામાં આતશ પ્રગટે જ જતો હતો. નવયુવાનોમાં વસંતે થનગનાટ મચવી દીધો હતો. તેઓ ચોમેરથી રણગર્જના કરતા આવે જ જતા હતા. બાપુજીને દૂરથી જોઈ ગુણવંતના મુખમાંથી ફરી પેલી સંસ્કૃત પ્રશસ્તિના શબ્દો સરી પડ્યા.

'ना बद्धं येन देहे प्रहरणमपरं वै क्षमामन्तरेण।
सोऽयं गांधी महात्मा जगति विजयते राष्ट्रस्वातंत्र्यमूर्तिः॥
सर्वेषां वन्दनीयः प्रकृतिमलिनतादैन्यदुःखोपहर्ता
वाचा पीयूषरत्या परवशपतितं लोकमुद्बोधयन्यो दृष्टोऽसौ शुष्कदेहः*

આ શબ્દો બોલતાં તેનો ડૂમો ભરાઈ આવ્યો ને આંખોમાંથી ધારા ચાલી. પ્રશસ્તિ અધૂરી રહી ને કેકીએ એને બાથમાં લઈ લીધો.

મહાત્માજીનો આદેશ હતો કે પોતે દાંડી પહોંચ્યા પછી કાયદાભંગ કરે કે સરકાર તેમને ઉપાડી લે પછી જ લોકોએ શરૂ કરવું; ત્યાં સુધી સંયમપૂર્વક તૈયારીઓ કરવી. એટલે લોકો તો હવે 'ખડી ફોજ' ઊભી કરવા મંડયા હતા.

બોરિયાવીમાં સુણાવ રાષ્ટ્રીય શાળાના શિક્ષકો ને વિદ્યાર્થીઓ આવ્યા હતા; તેમ સોનગઢની શાળાના આચાર્ય પણ આવેલા. તેઓ ખડી ફોજના સૈનિકો તરીકે તૈયારી કરવા માટે બાપુના આશીર્વાદ લેવા આવ્યા હતા.

વળી મુંબઈથી દોરાના કેટલાક વેપારીઓ પણ એક થેલી લઈ આવેલા. થેલીના રૂ. ૨૫૦૧ તેમણે બાપુના ચરણમાં મૂક્યા, ને પૈસા આવવાના આ શ્રી ગણેશ મંડાયા...

બહાર આવેલા કિસાનો ગીતોની રમઝટ ઉડાવતા હતા. હજુ ધુળેટી તો ગઈ કાલે જ ગઈ હતી. કપડાં પરથી ગુલાલનો રંગ હજુ ગયો ન હતો. બહેનો ગાતી હતી.

* "જેણે શરીર ઉપર ક્ષમા સિવાય બીજું કંઈ પહેર્યું નથી એવા આ રાષ્ટ્રસ્વાતંત્ર્યની મૂર્તિસમા ગાંધી મહાત્માનો જગતમાં જય થઈ રહ્યો છે. સૌના એ વંદનીય છે. પ્રકૃતિમાં રહેલી મલિનતા, દીનતાનો એ નાશ કરે છે. અમૃતમય વાણીવડે પરવશ પડેલા લોકોને ઉદ્બોધન કરતા એ સૂકલકડી શરીરને જોયું."

હે પારકો ભૂમિ ચાંપે હો દીકરા ! પારકો ભૂમિ ચાંપે !
હે આવડો શાને કાંપે હો દીકરા ! આવડો શાને કાંપે !

અને જાણે એનો જ જવાબ અપાતો હોય એમ બાઈઓ દૂર ઢોલની આસપાસ ઘેરે ચડયા હતાઃ

માથાં ધરું તમ થાળ મોરી માતા, માથાં ધરું તમ થાળ,
હે પારકો ભૂમિ ચાંપે શું માતા, પારકો ભૂમિ ચાંપે.

ને છેવટે

હે લીધો છે રણનો ભેખ મોરી માતા,
લીધો છે રણનો ભેખ,
મૂવાજીવ્યાના જવાર મોરી માતા, મૂવાજીવ્યાના જવાર.

આ લીંટીઓ એક યુવાન સાંભળી રહ્યો હતો ને તેના હૃદયના તાર ઝણઝણી ઊઠતા હતા. માતા મૃત્યુપથારીએ પડી હતી. વૃદ્ધાવસ્થાએ પડેલો એ દેહ હવે ઊઠવાનો જ નહોતો. સાંજે આણંદ પહોંચાય; બીજે દિવસે તો રોકાવાનું જ છે. તો માનાં છેલ્લાં દર્શન ન કરી અવાય ? એવા કુમળા દિલમાં તલસાટ ઉભરાવા લાગ્યા. પણ એને પ્રતિજ્ઞા યાદ આવી. બાપુજીની છેલ્લી ચેતવણી કાનમાં બોલવા લાગીઃ " ઘેર કોઈ મરતું હોય તો પણ ત્યાં નહીં જવાય." અને સાથે હાથમાં બેડી પહેરેલી હિંદમૈયાની મૂર્તિ ઝળઝળિયાં ભરેલી તેની આંખ સામે ખડી થઈ અને તે જ હિંદમૈયાની કેડે તેણે પોતાની જનની ને પોતાની જાતને બેઠેલાં જોયાં અને પેલા ગીતની છેલ્લી કડીઓ તેના મગજમાં ભમ્યા જ કરવા લાગી. તેણે છેવટે નિશ્ચય કર્યો કે માની એ વિરહવેદના જ મને મારા સંકલ્પમાં દૃઢ કરશે, ને ધ્યેય પ્રત્યે મક્કમ રાખશે. તેણે છાવણીમાં જઈ માને છેલ્લો પત્ર લખ્યો ને કોટિશઃ નમસ્કાર લખી લખ્યુંઃ

' હે લીધો છે રણનો ભેખ મોરી માતા,
લીધો છે રણનો ભેખ,

મુઆજીંવ્યાના જવાર મોરી માતા

મુઆજીંવ્યાંના જવાર.'

પત્ર એણે બીડ્યો ને આંસુથી તે ભીંજાઈ ગયો...' મા, મા, મા ' એનાથી બોલાઈ ગયું...અને એણે જ્યારે એ પત્ર ટપાલમાં નાખવા આપ્યો ત્યારે એને ચોદિશામાંથી રણકાર આવતા સંભળાયા.

" હે નવલખ ગૂરજર રૂઠે મોરી માતા,

રૂઠે છે નવલખ વીર !"

અને તે જ પળે એણે હૃદય વજ્રસમું કરી લીધું.

બોરિયાવીથી બાપુજીનો કબજો નરસિંહભાઈ પટેલ અને ભાઈલાલભાઈ પટેલે લીધો...નમતે પહોરે નીકળેલો સંઘ રમતો ખેલતો આગળ ચાલ્યો.. સૂર્ય આથમી ગયો હતો અને રેલવેના પાટા ફરી પાછા કાકલુદીભરે સ્વરે ધૂળિયાને કહેવા લાગ્યા: " ભાઈ, હવે ધીરજ ખૂટી છે." પણ એટલી વારમાં તો બાપુએ રેલવે લાઇન ઓળંગી. લોખંડના પાટા ઉપર તેમની એ જ પુનિત પગલીઓ પડી ને તેમને પાટાઓએ ચુંબન કરી લીધું.

" સુમંગળપ્રસાદજી, આપ જરા પણ સંકોચ ન અનુભવશો, આ આપનું જ ઘર છે એમ સમજશો." ભાઈલાલભાઈએ માંદા સૈનિકને કહ્યું.

ત્રણેય મિત્રો સેવામાં લાગી ગયા હતા. બાપુ તો લોકોના કાર્યક્રમમાં રોકાઈ ગયા હતા.

સાંજે સભા પૂરી થઈ, પ્રાર્થના પણ થઈ ને બાપુ માંદા સૈનિકને મળ્યા. પછી કાર્યકરોને મળ્યા. કરવા જેવી વાતો કરી. સૂચનાઓ આપી ને પછી સૂઈ રહેવા માટે ગયા.

પણ ત્યાં એક રસિક કિસ્સો બન્યો. રાતે તેમનો ખાટલો લીમડાચોકમાં પાથર્યો હતો. લોખંડની પાટીથી ભરેલા ખાટલા

ઉપર આરું ગોદડું પાથર્યું હતું. તેને જોઈ તેમણે ચાદર ખસેડવા માંડી. સ્વયંસેવકોને થયું કે પાથરવામાં કંઈક ખામી થઈ હશે એટલે તેઓ મદદ કરવા ગયા, પણ બાપુજીએ તો કહ્યું: "આવડી પથારીની જરૂર જ શી ?" એમ કહી પોતાની જાતે જ સાંકડું બનાવી દીધું. વળી તેમણે ખસેડવાના જાજરાને છેક ખાટલાની પાસે ગોઠવેલું અને અંદર હાથ ધોવા માટે સાબુની ડબી મૂકી હતી, એ જોઈ તેમણે જાજરૂ તેની અસલ જગ્યાએ મૂકવામાં સ્વયં-સેવકોને મદદ કરી અને જરા મીઠો ઠપકો આપતાં કહ્યું: "સાબુ અંદર જોઈએ કે બહાર ?"

એ બધું આટોપી બધાને ઉદ્દેશીને કહેવા લાગ્યા: "ભગવાનને ભક્તોએ બગાડ્યો છે." એમ કહી સૂતા ને બે જ મિનિટમાં ઘસ-ઘસાટ ઊંઘી ગયા.

આણંદ

નરગીસ બહેન,

માફ કરશો. આજે તમારો ને કેકીનો મેળાપ અહીં જ થયો હોત પણ અમે તેના બન્ને પત્રો—તમારો પત્ર ને એનો ઉત્તર—તેની પાસેથી ખૂંચવી લીધા એટલે તેના વતી અમે દિલગીર છીએ ને તમારો એના પરનો પત્ર વાંચવામાં કંઈ અવિવેક થયો હોય તો માફી માગીએ છીએ...હવે તો ભરૂચ જ મળાશે...આ સાથે કેકીનો ઉત્તર તો બીડું જ છું, પણ ગાંધીજીએ અહીં ગઈ કાલે રાતે આપેલું જાહેર ભાષણ ખૂબ જ ચેતનાપ્રદ હોઈ તેનો સાર પણ જણાવું છું.

'પ્રેમપંથ પાવકની જ્વાળા' એ ગીત પંડિતજીએ ગાયું હતું. તેનું રહસ્ય સમજાવતાં કહે:

"પ્રેમપંથ પાવકની જ્વાળા છે, એ વેરભાવનો પંથ નથી. સખતમાં સખત દુશ્મનને પણ પ્રેમથી જીતી લેવો એ સત્યાગ્રહીની મહત્ત્વાકાંક્ષા હોય.

"કાયદાનો સવિનયભંગ કરવો અને તેની પાછળ કેવળ પ્રેમ જ નીતરી રહ્યો છે એવું દર્શન કેવી રીતે કરાવી શકાય?

× × ×

"આ કાફલો અત્યારે નીકળ્યો છે એ નાટકી નથી; થોડા દિવસનો ચટકો નથી. એ મરીને પણ પોતાની પ્રતિજ્ઞા સિદ્ધ કરી આપશે.

"આ કાફલો મરી છૂટે તો તો પછી કહેવું જ શું? મરશે તો તો એમના દાવા પર સીલ ચોંટી જશે.

× × ×

"હું તો મોટી ભિક્ષા માગવા આવ્યો છું...વિદ્યાપીઠે આજે ચોપડાનો કારભાર સંકેલી सा विद्या या विमुक्तये એ ધ્યાનમંત્રને સિદ્ધ કરી બતાવ્યો છે. આ માર્ગ તમે પણ કાં ન ગ્રહણ કરો?

"મારી આશા છે કે ગુજરાત હિંદુસ્તાન માટે પદાર્થપાઠ મૂકશે. આ લડત લાંબી ચાલશે કે જલદી આટોપી લેવાશે એ કહી શકાય તેમ નથી. પણ જો આ લડતમાં આપણે આપણું સર્વસ્વ હોમી દીધું તો પછી તે લંબાય કે ટૂંકાય તેની આપણને ચિંતા ન હોય.

"આજે હું એક ક્ષેત્ર તૈયાર કરવાનું કહેતો નથી. આજે તો કન્યાકુમારીથી કાશ્મીર અને કરાંચીથી દિબ્રુગઢ સુધી વ્યક્તિગત કે વ્યાપક સવિનયભંગ બધાય લોક કરી શકશે. આજે હું શાંતિ સિવાયનો કોઈ પણ પ્રતિબંધ મૂકતો નથી.

× × ×

"...હવે કહું છું કે વાયુ અનુકૂળ હોય તો આજે છે. × × × ...હિંદને વ્યાપક સત્યાગ્રહ કરવો હોય તો આ વખત છે.

"ખાવાપીવાનું તો ભગવાન આપશે; અસંખ્ય માણસો આપશે. જો હિંદુસ્તાન જાગી ઊઠે અને આખું હિંદુસ્તાન સવિનય ભંગમાં

જોડાઈ જાય તો ૩૦ કરોડ માણસોને એક લાખ અંગ્રેજોના પંજા-માંથી—દબાણમાંથી નીકળતાં કેટલો વખત લાગે? ××× લશ્કરને બળે અંગ્રેજી નટ આપણને નચાવે છે.

× × ×

"યુવક સંઘ એટલે વિદ્યાર્થીઓ; તમે ઘોષણા તો મોટીમોટી કાઢો છો. ઘોડેસવાર જુવાનિયો આ સાચા રાષ્ટ્રપતિ છે. તેથી આ લડતનો મોટો ભાર તમ વિદ્યાર્થીઓ પર છે. ભગવાન તમને હૃદયબળ આપો.

\+ + +

"પણ તમને મનમાં એમ થતું હોય કે આ માણસે ધતિંગ ઊભું કર્યું છે, મહિના પછી બેસી જવાના છે, અને પછી હિમાલય કરતાં કોઈ ઊંચો પહાડ હોય તો તેટલી મહાન ભૂલ કરી છે એમ જાહેર કરી સાબરમતીને તીરે ઠાવકું મોઢું રાખી બેસી જનાર છે; તો હું લાચાર છું. પણ જો તમે એમ ન માનતા હો, તો ખચિત માનજો કે આ મારો અને તમારે માટે આખરી ફેંસલો છે, અને માર્ગ શાંતિમય કાનૂનભંગ ઇત્યાદિનો છે."

બહેન નરગીસ, આ પત્ર લાંબો તો થયો. અને જેમ એક વર્તમાનપત્રને સમાચારો મોકલીએ એવું પણ તમને લાગશે. પરંતુ બાપુના હૃદયમાંથી નીકળેલા આખરી ફેંસલાના શબ્દો આજે તમારે જાતે જ સાંભળવાના હતા તે પ્રસંગ મેં ને મણુએ ઝૂંટવી લીધો છે. એટલે હવે તો છેક ભરૂચ તમે મળશો ત્યાંસુધી તમને અવાર-નવાર લાંબા પત્રો લખીને તેનું પ્રાયશ્ચિત્ત કરવું પડશે...

લિ. તમારો ભાઈ

**વિનાયક આચાર્ય**

પાછલી રાતે આચાર્ય મેઈલ ઉપર પત્ર નાખવા ગયો ત્યારે પણ લોકોનાં જૂથ તો આમતેમ ફરતાં જ હતાં. અને "આખરી ફેંસલો" એ શબ્દોથી વાતાવરણ ઘેરાઈ ગયું હતું...'**પકડાશે જ**' એવી લોકોની ખાતરી હતી.

## ૧૦. યજ્ઞપુરુષ

**"પ્રિયને, પ્રાણને, સૌને હોમી આ વિશ્વયજ્ઞમાં,**
**પાળજો, વિશ્વશાંતિને, સાધી આ ઉગ્ર સાધના;**
**બંધ ને મોક્ષનો આ તો મહા વિગ્રહ વર્તતો,**
**વિશ્વદેવા! મહાકાલ! આપનો અમી વર્ષજો."**



"**ગુરુના** મૌન વ્યાખ્યાને શિષ્યોના સંશયોને છેદી નાખ્યા."

"એમ તો આ મૌનવાર એમણે આરામ લેવા માટે જ રાખેલો. પ્રથમ તો કોઈ આધ્યાત્મિક ઉદ્દેશ તો નહોતો જ પણ આવી વિભૂતિઓના દરેક કાર્ય ને પ્રવૃત્તિને આપમેળે ઉચ્ચ ભૂમિકા મળી જાય છે. અને હવે તો બાપુજી પણ માને છે કે "દિવસોના દિવસ સુધી હું અખંડ મૌન પાળતો હોઉં છું ત્યારે ઇશ્વરનું સાંનિધ્ય વધારે ને વધારે અનુભવું છું." ખરેસાહેબે કહીને કહ્યું.

હવે રસ્તો પશ્ચિમ દિશા તરફ ચાલતો હતો. અને હવે તે રસ્તો ચાલતો હતો પણ બહુ વટમાં. કારણ કે તે એવી શૌર્યભૂમિમાં પ્રવેશતો હતો કે જે ભૂમિએ બહારવટિયાઓ પેદા કર્યા હતા.

"બાપુજી આમ તો જબરજસ્ત વાતોડિયા છે. મોટામાં મોટા રાજ્ય-ધુરંધરોથી માંડીને તે નાનામાં નાના બાળક સાથે તે વાતો કરે છે, અને સૌને થાય છે કે ગાંધી તો મારા જ છે, મારા સ્વજન છે. કેટલીક વાર તો,

"જ્યું કદલીકે પાત મેં પાત, પાત ઔર પાત.
ત્યું ચાતુરકી બાતમેં બાત, બાત ઔર બાત."

"પણ જ્યારે એ અંતર્મુખ થઈ જઈ શાંત એકાંતમાં બેસી જાય છે ત્યારે છ દિવસ ભભૂકાવી મૂકવા માટેના જ્વાળામુખીમાં અનંતમાંથી લાવા ભરી લે છે."

"બેટરી નવી ભરીએ એવી રીતે ને?" આચાર્યે પૂછ્યું.

"હા. એમ જ" મહારાજે જવાબ આપ્યો.

"अग्निर्वाग्भूत्वा मुखं प्राविशत्" (અગ્નિ જ વાણી બનીને મુખમાં પેઠેલો છે.)

"હું મૌનમાં હોઉં છું ત્યારે ઈશ્વરની સાથે વધારે અનુસંધાન અનુભવી શકું છું. જો કે હું એટલું કબૂલ કરું છું કે આપણે મૌનમાં હોઈએ કે બોલતા હોઈએ, એકાંતમાં હોઈએ કે ધાંધલિયા ટોળામાં હોઈએ તો પણ નિરંતર ઈશ્વરની સાથે અનુસંધાન અનુભવવાની શક્તિ આપણામાં હોવી જોઈએ." એમ પોતાના મૌનની સ્પષ્ટતા એમણે પોતે જ કરી દીધી છે..." મહારાજે જણાવ્યું.

"માણસો શાંતિની શોધ માટે ગામડાંમાં ઝૂંપડાં બાંધી રહે છે, એકાંત સમુદ્રકાંઠે ને પર્વતમાળાઓમાં વાસ કરે છે. અને પછી તો એવા સ્થાનો માટે તલસે છે. પણ એ તો માત્ર મૂર્ખાઈ છે. કારણ કે જ્યારે મોજ ફાવે ત્યારે તારા પોતામાં જ શમી જવાનું તારા હાથમાં છે. પોતાના આત્મા સિવાય બીજી એકેય વધુ નીરવ ને શાંત જગા છે જ નહીં."

"હા, એમ તો ખરું જ, પણ સંપૂર્ણ મૌનદ્વારા પણ માણસ બોલે છે. મૌનની વાણી અદ્ભુત છે. ડાકોરમાં એક મુનિ મહારાજ છે. તે વર્ષોથી કોઈની પણ સાથે બોલ્યાચાલ્યા વિના એક ઝાડની આસપાસ બાંધેલી કેદખાના જેવી કોટડીમાં ચોવીસ કલાક પુરાઈ

રહે છે. અરવિંદ ઘોષ વર્ષોથી બોલતા નથી. પણ એમના મૌનની વાણી જીભની વાણી કરતાં કોટિશઃ વધુ પ્રબળ હોય છે," ગણુએ કહ્યું.

"હું નાનો હતો ત્યારે રિસાતો ને ચિઢાતો ત્યારે મારી બાએ મારી પાસે મુનિવ્રત લેવડાવ્યું હતું. જમતી વખતે ન બોલવું, પણ તેથી તો એમ થતું કે બોલાયે નહીં ને ચિડાવાયે નહીં. એટલે હું ઉંહ, ઉંહ કરતો કે આંખો, ભવાં, કપાળની કરચલીઓ ચઢાવી દેતો. તેમ બાપુજી બોલતા નથી પણ સાંભળે છે, ને ચિઠ્ઠીઓ લખીને તો વાતો કરે છે," આચાર્યે શંકા ઉઠાવી. "એ મૌન કેવું ?"

"ખંડિત; પણ જ્યારે અનિવાર્ય પ્રસંગો જ હોય ત્યારે એમ કરે છે; ને કોઈક વાર મૌનવાર બદલે પણ છે. અને એમાં જ ગાંધીજી વેદિયા—dogmatist નથી એ જણાઈ આવે છે," ગણુએ ઉત્તર આપ્યો.

કેકી આ મૌનમીમાંસા સાંભળતો સાંભળતો ચાલતો હતો. તેણે હવે પોતાનું મગજ ઉઘાડયું.

"પણ મહારાજજી, માણસ હમેશને માટે એ સ્થિતિમાં જ રહે છે તેનોય કંઈ અર્થ નથી. પાયથેગોરાસે એક ઠેકાણે લખ્યું છે:

'A talent is formed in silence, but a character in the stream of the world.' તદ્દન નિઃશબ્દ ચંદ્રમામાં રહેવાનું કોણ પસંદ કરશે ?" કેકીએ કહ્યું.

"પણ પેલા અંગ્રેજી વાકયનો શો અર્થ ?" મહારાજે પૂછ્યું.

"શાંતિમાં બુદ્ધિ ઘડાય છે. પણ ચારિત્ર્ય તો જગતના પ્રવાહમાં જ ઘડાય છે," કેકીએ ઉત્તર આપ્યો.

આમ મૌનમીમાંસા ચાલી ને પછી થોડી વાર ચારેય જણે મૌન પકડયું.

વાતોવાતોમાં ઘણો માર્ગ કપાઈ ગયો હતો. મંગળવારનું સવાર હતું. હવે યજ્ઞભૂમિ ને શૌર્યભૂમિમાં પોતે ચાલી રહ્યા હતા તેથી બાપુને પણ ખૂબ પાનો ચડતો હતો. રાસ કેમ જલદી પહોંચી જવાય તેને માટે તેમના મનમાં તાલાવેલી હતી...હવે ચોગરદમથી તેમને પાંચજન્ય શંખના અવાજ સંભળાઈ રહ્યા હતા. પાંચે વર્ણો રણગર્જના કરતી ટોળેટોળાં ઊમટી હતી. તા. ૮મી માર્ચથી અહીંની હવા તો ગરમ થઈ ગઈ હતી. આજ પ્રદેશમાં રણગર્જના કરીને લોકોને જાગ્રત કરી ગુજરાતનો સિંહ સાબરમતીના કારાગારમાં પુરાઈ ગયો હતો. પણ તેની ત્રાડે—તેના ઘોષે, "ધાર્તરાષ્ટ્રોનાં હૃદયને વિદીર્ણ કરી નાંખ્યાં હતાં."

સામેની દિશાએથી એ ત્રાડ ને ઘોષના ભણકાર ગાંધીજીને કાને જાણે અથડાયા જ કરતા હતા. ને એકએક પગલે તો તે વધુ ઉગ્ર, જ્વલંત ને તેજોમય થયે જતા હતા. એ ભૂમિનો પ્રતાપ હતો, હવાનો પ્રતાપ હતો, પાણીનો હતો. એમણે વેગ ખૂબ જોરથી વધાર્યો. લોકો તો માત્ર ઢસડાતા હતા.

"ડોસાના વેગ સાથે ભલભલા પાછા પડી જાય!" ટોળામાંથી આવેલ એક યુવાન જે હવે આ ચાર જણ જોડે ચાલતો રહ્યો હતો, તેણે કહ્યું.

આણંદ તાલુકો પૂરો થઈ બોરસદ તાલુકામાં સેનાએ પ્રવેશ કર્યો. નાપા એ બોરસદ તાલુકાનું ગામ. અહીં મહાદેવના મંદિરમાં બાપુ ને સેનાનો ઉતારો આપ્યો. તેમાં ધર્મશાળા પણ હતી અને અંગ્રેજી નિશાળ પણ તેમાં બેસતી હતી. નાપાના ભાષણમાં બાપુએ યુદ્ધની જ નોબતો ગડગડાવી. સરદાર વલ્લભભાઈની વાણીના પ્રતિઘોષ જાણે તેમને પશ્ચિમ દિશામાંથી આવતા સંભળાયા. સરદારને પકડી જાણે કે સરકાર ગાંધીજીને પડકારી રહી હોય એમ લાગ્યું. ને નાપામાં તો ગાંધીજીનું શૌર્ય સોળે કળાએ પ્રગટ્યું. અગ્નિમાંથી જાણે સાક્ષાત યજ્ઞપુરુષ જ બહાર આવ્યા હોય એવા એ દેખાવા લાગ્યા.

લોકોએ પણ સરકારનો પડકાર ઝીલી લીધો હતો. લડતમાં કૂદી પડવા સ્ત્રીપુરુષો સૌ થનગનાટ કરી રહ્યાં હતાં.

બપોર પછી નાપાથી વણઝાર ઊપડી. "પકડાઈ જ જશે" એવી ચોક્કસ ખાતરી લોકોને થઈ ગઈ હતી ને કઈ ઘડીએ, એ જ માત્ર વાટ જોવાતી હતી. બોરસદ ને રાસના ધર્મક્ષેત્ર પર સરકારને યુદ્ધ આપવા ગાંધીજી ધસમસી રહ્યા હતા.

"ગણુ ! કદાચ આપણે અહીંથી જ પાછા વળવું પડશે, ને નરગીસ આ દૃશ્યનો લહાવો નહીં લઈ શકે." કેકીએ રસ્તે ચાલતાં જણાવ્યું.

"તમે સૌ અને આ જનસમુદાય ગમે તે માનતા હો પણ મારું મન ને હૃદય સાક્ષી પૂરે છે કે આ ભૂમિકાએ હજુ સરકાર ગાંધીજીને નહીં પકડી શકે."

"એણે સર્વસ્વનું બલિદાન આપ્યું છે અને એનું એકેએક કાર્ય, શ્વાછોચ્છ્વાસ પણ યજ્ઞ છે...અરે એ તો યજ્ઞપુરુષ જ છે. એમને વિષે કહી શકાય...

'स्वसुखनिरभिलाषः खिद्यसे लोकहेतोः।'×

"એવા યજ્ઞપુરુષને પકડી જકડી દેવાની હિંમત સરકારથી થઈ શકતી જ નથી," ગણુએ કહ્યું: "એટલે બોરસદ કે રાસમાંથી એમને પકડી પાડે એમ મને લાગતું જ નથી."

"તૈયારીઓ થઈ ગઈ છે. પોલિસો ગોઠવાઈ ગઈ છે. બોરસદમાં પકડી પાડશે; ગોળીઓ ચાલશે; લાઠીમાર થશે." રસ્તાની બંને બાજુએ ને ચોપાસ આ જ વાતો થતી. તેથી ઊલટી શ્રદ્ધા હતી માત્ર એક ગણુને.

---

× "પોતાના સુખની જેને પડી જ નથી, એ લોકો માટે દુઃખી થાય છે."

"આપ શું માનો છો?" આચાર્યે મહારાજને પૂછ્યું.

"બીજી પળની માત્ર પ્રભુ સિવાય બીજા કોને ખબર છે!" એમણે શાંતિથી ઉત્તર આપ્યો.

જેમજેમ માર્ગ કપાતો હતો અને બોરસદ પાસે ને પાસે આવતું જતું હતું તેમતેમ ગાંધીજીનો વેગ ને મુખની આભા ખીલે જ જતાં હતાં.

છેવટે બોરસદ આવ્યું. લોકો અધીરા થઈ ગયા હતા. અહીં બોરસદમાં તો સરદારની વાણીએ ને સરદારની ધરપકડે પહેલેથી જ વાતાવરણ ધગાવી દીધું હતું. ગાંધીજી જાણે બોરસદમાં વલ્લભભાઈને શોધી રહ્યા હતા. બોરસદ, ને ગાંધીજી સાથે સરદાર ન હોય!

"પાર્થવિહોણા કૃષ્ણ કુરુક્ષેત્રમાં કેવા દેખાય, એવા આજે આ બોરસદના ધર્મક્ષેત્ર કુરુક્ષેત્રમાં ગાંધીજી કંઈક એકલા ને અટૂલા દેખાતા લાગે છે. એ બે પાર્થકૃષ્ણની જોડી મળે પછી વિજય! શોધતો, ચરણને ચૂમતો આવે!" ગણુએ કહ્યું.

"यत्र योगेश्वरो गांधी वल्लभो यत्र धूर्धरः।
तत्र श्रीर्विजयो भूतिर्ध्रुवा नोतिर्मतिर्मम॥" [1]

એટલું સાંભળી સૌ શાંત રહ્યા.

ગાંધીજીનો ઉતારો સરકારી આર્થિક મદદ લેતી હાઈસ્કૂલમાં હતો...

"બાપુ, આપનો છેવટનો સંદેશો આપો," છાપાના એક પ્રતિનિધિએ કહ્યું. બાપુ છાપાના પ્રતિનિધિઓ, સ્વજનો, કાર્યકર્તાઓથી ઘેરાઈને બેઠા હતા.

"મારે હવે સંદેશો આપવાપણું રહેતું જ નથી. રાજદ્રોહ

---

૧ "જ્યાં યોગેશ્વર ગાંધી ને ધૂંસરી ધારણ કરનાર વલ્લભ છે, ત્યાં શ્રી, વિજય, ભૂતિ છે જ છે; એમાં મને જરાયે શંકા નથી."

કરવો એ જ દરેકનો ધર્મ છે, એ જ મારો છેલ્લો સંદેશો મેં નાપાના ભાષણમાં આપી દીધો છે એમ સમજો."

બાપુ પલાંઠી વાળીને કાંતી રહ્યા હતા—પોતાના સર્વસ્વનો હોમ કરી દેનાર એમની તરફ ગણુની આંખો મંડાઈ રહી હતી. તેણે તકલીના તારને વળ દેતેદેતે ધીરેથી કેકીને કહ્યું:

"સાચે જ એ યજ્ઞપુરુષ છે. કેકી, તારો આતશ બહેરામ! જો, બરાબર જોજે, હો! ફરીફરી આવાં દૃશ્યો જોવા મળતાં નથી..."

બોરસદની એ હાઈસ્કૂલમાં સરકારી ગઢ તૂટયો. અનેક મુખી, મતાદારો ને રાવણિયાઓએ થોકબંધ રાજીનામાં બાપુ સામે ખડકી દીધાં. ને અગ્નિમાં જેમ ઘી હોમાય એમ તેમના ત્યાગની આ આહુતિઓથી એ જંગમ યજ્ઞનો અગ્નિ દેદીપ્યમાન થઈ ઊઠયો. બાપુની આંખો આશા ને ચેતનથી ઝગારા મારવા લાગી.

"જો મને લઈ જાય તો તમે રણુયજ્ઞમાં પણ કૂદી પડજો." તેમણે ટૂંકમાં જ તેમને કહ્યું ને ધન્યવાદ પણ આપ્યા.

બોરસદની પ્રચંડ સભામાં ગાંધીજીએ સરદારને પકડી સરકારે આપેલા પડકારને પ્રતિઆવાહન આપ્યું:

"હવે આપણે થાકયા છીએ. આ રાજ્યની ધૂંસરીમાંથી છૂટી જ જવું જોઈએ અને સ્વરાજ લેવા સારુ જે કષ્ટ વેઠવાં પડે તે વેઠવા તૈયાર થયા છીએ. સ્વરાજ લેવું એ આપણો ધર્મ છે. રાજદ્રોહ ધર્મ હોવાથી આને હું ધર્મયુદ્ધ માનું છું. આ રાજનીતિનો હું પ્રતિક્ષણ નાશ ઇચ્છું છું.

"તેમની રાજનીતિ મને એવી કડવી લાગે છે કે તેનો નાશ આજ થઈ શકતો હોય તો આજ કરું. મને છૂટો રાખશે તોય રાજનીતિનો નાશ છે, અને કેદમાં લઈ જશે તોય એ રાજનીતિનો અંત છે. આ શ્વાસ ચાલે છે એ શ્વાસેશ્વાસે એ જ વસ્તુ હું ઇચ્છું છું.

"જે જે ફરિયાદ મેં ઇશ્વર પાસે નોંધાવી છે, ને વાઈસરૉયના

કાગળમાં જણાવી છે, તેનો જવાબ કોઈ નથી આપી શકયા. કોઈ એમ નથી કહેતું કે મીઠાનો કર સાચો છે; કોઈ એમ નથી કહેતું કે લશ્કર અને દીવાની ખર્ચ બરાબર છે; કોઈ એમ નથી કહેતું કે ૨૦ થી ૨૫ કરોડ રૂપિયા પ્રજાને દારૂ પાઈ અને અફીણિયા બનાવી તેમના ઘર ભાંગી લે છે એ બરાબર છે. પરદેશીઓ પણ સાક્ષી પૂરે છે અને અંગ્રેજી અમલદારો પણ સાક્ષી પૂરે છે કે વાત બરાબર છે. પણ કરીએ શું ? પૈસા જોઈએ. શા માટે જોઈએ ? પ્રજાને દબાવવા.

"તમે જે થેલી આપી છે તે માટે ઉપકાર માનવો જોઈએ તો ઉપકાર છે એમ માનજો. પણ પૈસાથી મારું પેટ ભરાય તેમ નથી.

"આ યજ્ઞની અંદર તમે બધાં ભાઈબહેનો નામ નોંધાવો તેમ ઈચ્છું છું.

"અહીં ધર્મયુદ્ધમાં તો અહિંસા, સત્ય ને ક્ષમા હથિયારો છે.

"સરદાર જેવા જ્યારે જેલમાં બેઠા ત્યારે શું તમે કવિતા મોઢે કરવામાં કે દાખલા ગણવામાં મચ્યા રહેશો ? ઘર બળી જતું હોય ત્યારે સૌ ઠારવા જાય છે તેમ તમે આ હિંદનું દુઃખ ઠારવા નીકળી પડો.

"કરોડોનાં દુઃખ કઢાવવા સારુ મારા સાષ્ટાંગ નમસ્કાર કામ ન આવ્યા. અરજીઓ ઘડવામાં મેં મણા નથી રાખી. વિવેકની ભાષા મને વાપરતાં આવડે છે એમ સહુ કોઈ જાણે છે. પણ જ્યારે વિવેક અને મસલત કામ ન આવ્યાં ત્યારે હું બળવાખોર થયો છું. બળવાખોર તરીકે મારી જાતને ઓળખાવી શાંતિ માનું છું, અને એમ કરીને હું કંઈક અંશે ધર્મનું પાલન કરું છું. ઠંડા, શાંત સત્ય રૂપી બળવામાં તમે ગમે તે જાત કે ધર્મના હો, મારી સાથે નામ નોંધાવો. ઈશ્વરને નામે હું તમને બધાને નિમંત્રણ આપું છું. આ લડતમાં તો અંગ્રેજો પણ જોડાશે.

"ઈશ્વર કોઈ દિવસ અસત્ય નથી, અન્યાય નથી; અને તમારા સન્મુખ હું અત્યારે બોલી રહ્યો છું એ જેટલું સાચું છે તેટલું જ સાચું મને દેખાય છે કે આ રાજનીતિનો અંત આવેલો છે. પૂર્ણ

સ્વતંત્રતાની ઝાંખી થઈ રહી છે, સ્વતંત્રતા દેવી ડોકિયું કરે છે અને વરમાળ પહેરાવવા ઇચ્છે છે. તે સમયે ભાગતા ફરશું તો આપણા જેવા નાલાયક કોણ ?"

આમ બાપુએ સ્વતંત્રતાની જયઘોષણા બોરસદને ભરબજારે કરી.

"ચૌદ લોકની ઘોષણા સરીખો
ગજવું છું મારો શંખનાદ;
એ નાદે પાપના ઓટ જશે,
એ નાદે પુણ્યની ભરતી ચડશે."

અને પછી ?

"બ્રહ્માંડ ભરી બ્રહ્મશંખ ગાજી રહ્યો:
જાણે નવયુગના યુગધર્મની
નવઋચાઓ ગરજી.

યુગપલટાની મહાઘોષણા સહસા એમ ગાજી ઊઠી..."

વંદેમાતરમ્ ગવાઈ રહ્યું ત્યારે સૌ સ્તબ્ધ થઈ ગયાં હતાં. દરેક હૃદય સ્વગત બોલી રહ્યું હતું:

"યુગપલટો ઊગ્યો આજ,
આત્માની સરિતાના સાગર થયા."

રાત પડી ગઈ પણ કોઈ ન આવ્યું. બોરસદની ભાગોળે આવેલી ધર્મશાળામાં પેલી ત્રિપુટીએ તથા બીજાં ઘણાએ પડાવ નાખ્યો હતો. લડતનો જુવાળ કેમ ચલાવવો તેની મંત્રણા બાપુને ઉતારે ચાલવાની હતી. ધર્મશાળાની બહાર ખેતરમાં પાણીનો એક પંપ ચાલી રહ્યો હતો. અને તેનો સતત અવાજ સંભળાઈ રહ્યો હતો.

અને એ પણ જાણે ગર્જના કરતો હતો:

"ચૌદ લોકની ઘોષણા સરીખો
ગજવું છું મારો શંખનાદ."

અને એમ ચોદિશથી ઊઠેલા શંખનાદે શું કર્યું ?

"स घोषो धार्तराष्ट्राणां हृदयानि व्यदारयन् ।
नभश्च पृथिवीं चैव तुमुलो व्यनुनादयन् ॥"*

* "એ ઘોષણાએ આકાશ ને પૃથ્વીને તુમુલ નિનાદથી ભરી દેતાં ધાર્તરાષ્ટ્રોનાં હૃદયો ચીરી નાખ્યાં."

## ૧૧. બહારવટિયાની ભૂમિમાં

> જિઓ ભારત ભોમના,
> એકલ આતમરામ;
> ઇતિહાસમાં અણદીઠ તેં,
> દેખાડયાં જુધ આજ.



સવાર પડી ગયું પણ કોઈની ધરપકડ ન થઈ. ગાંધીજીની વણઝાર તો નક્કી કરેલે સમયે રાસ જવા ઊપડી. ખેડા જિલ્લાના આ એક નાનકડા ગામે તો જગતમાં નામના કાઢી હતી.

ગાંધીજી વલ્લભભાઈનું ચિંતન કરતાકરતા સવારના ખુશનુમા વાતાવરણમાં રાસને દડવાળે રસ્તે ચાલી રહ્યા હતા.

વસંતે ઠેરઠેર એમનું સ્વાગત કરવા માટે પોતાની કળા ને શોભા પાથરી દીધી હતી. શિશિર એને ફરી મળે ત્યારે ઠપકો ન દે તે માટે તે બહુ સાવધાન રહેતી. રાતોરાત બધી શોભા ગોઠવી દેતી અને પછી દિવસે છુપાતીછુપાતી છાનીમાની કૂચ જોતીજોતી સંઘની પાછળપાછળ ચાલતી; પણ સાંજ પડવા આવે કે આગળ નીકળી જતી. રસ્તાની તડકીછાંયડીનો સ્વાદ ચાખતાચાખતા, ને દડના ગુલાલથી ધૂસર બનતા સૌ રાસ તરફ ચાલતા હતા.

> स्वस्ति पन्थानमनुचरेम सूर्याचन्द्रमसाविव ।
> पुनर्ददताऽघ्नता जानता संगमेमहि ॥

ચાલતે ચાલતે મણના મુખમાંથી વેદની ઉપલી ઋચા સરી પડી. "સૂર્ય ને ચંદ્રમાની જેમ મદદ કરતા, અહિંસક રહી, જ્ઞાન

ફેલાવતા આપણે ચાલીએ; સંગાથે ચાલતાં આપણો માર્ગ, સુભગ નીવડો." આ એનો અર્થ; એણે જ કહ્યું.

એ ઋચા સાંભળી થોડીવાર શાંત રહી તેમની બાજુમાં ચાલતા એક ગૃહસ્થે કહ્યું: "આ બધી બહારવટિયાઓની ભૂમિ. મહી નદીનો કાંઠો; ઊંડી કરાડો ને ભેખડો; ગોરવા ને કંકાપુરા, બામર દેવા ને અભલાનું ગામ! ને અંગ્રેજ સલ્તનત સામે બહારવટું ખેડનાર વિઠ્ઠલ–વલ્લભની જોડીનું ગામ પણ અહીંથી બહુ દૂર નહીં. આ ભૂમિ એવી છે; સહેજે બહારવટિયા બનાવે!"

"પણ એ બહારવટિયાના ગોર તો આ બાજુમાં ચાલે છે એ મહારાજ ને?" આચાર્યે હસતેહસતે કહ્યું. ચેલા કરતાં ગુરુજી ઓછા ઊતરે એવા છે? એ પણ નંબર એકના બહારવટિયા જ છે ને?"

આચાર્યના એ શબ્દો સાંભળી સૌ ખડખડાટ હસી પડ્યા.

"બહારવટિયાની ભૂમિમાં પેઠા એમ કહેવા કરતાં કહોને કે મહારાજે ને દરબારે તૈયાર કરેલી વીરભૂમિ ને યુદ્ધભૂમિમાં પેઠા..." ગણુએ કહ્યું.

ખેડા જિલ્લાના કાર્યકરો હવે કૂચના ટોળામાં દેખાઈ આવતા હતા. કદાચ રાસમાં જ યુદ્ધના રાસ ખેલવા પડે તો બધી તૈયારીઓ કરી રાખવામાં આવી હતી. રાસ કે દાંડી એ બેમાંથી એક લડતનું કુરુક્ષેત્ર બનવાનું હતું રાસમાં સરદાર વલ્લભભાઈને પકડી સરકારે રાસનું સન્માન તો તારીખ આઠમીએ જ કરી દીધું હતું. અને એમને આ લડતના પહેલા કેદી બનાવી સરકારે રાસ ગામને દેશ તેમજ પરદેશમાં પ્રખ્યાત કરી દીધું હતું. આ આખરી જંગનું મંગળાચરણ તો તે જ દિવસે થઈ ગયું હતું. બોરસદ નહીં તો રાસ; પણ જે થવાનું હશે તે ખેડા જિલ્લામાં જ પતી જશે એવી વાત હજુ પણ વાતાવરણમાં ફેલાયેલી જ હતી. પણ ગાંધીજીને તો રાસ કે દાંડી સરખાં જ હતાં. તેઓ તો પોતાની સાથે ૮૧

આહુતિઓ લઈને રણયજ્ઞમાં હોમવા ને હોમાવા ગમે ત્યાં તૈયાર હતા. તેમના અંતરાત્મામાં તો 'સબ ભૂમિ ગોપાલકી' એ જ ભાવ હતો.

છેવટે રાસ પણ આવ્યું. લોકો તો એટલા બધા આવેલા હતા કે બોરસદથી રાસનો રસ્તો માણસોથી ભરાઈ ગયો હતો. રાસનો ઉત્સાહ માતો ન હતો

" આ એ વડ કે જ્યાંથી સરદારને સરકારે ગિરફતાર કર્યા હતા," ભાગોળમાં આવેલા બે વડ સામે આંગળી ચીંધતા લોકો કહેતા.

" એ બે વડ જાણે કે દાઢીવાળા વિઠ્ઠલભાઈ ને ટિળક મહારાજ જેવી મૂછોવાળા વલ્લભભાઈ જેવા દેખાય છે. જાણે બે સગાભાઈ પાસે બેઠાબેઠા વાતો કરી રહ્યા છે," ગણુએ કહ્યું.

" સરદાર તો બાપુની કૂચનો રસ્તો જોવા આવેલા. ભાષણ તો આપવું જ નહોતું. પણ લોકોના આગ્રહને વશ થઈ કંઈક કહેવાનો વિચાર રાખેલ. પણ સરકારે તો લેફ્ટ-રાઈટનું નાટક ભજવી ન બોલવાનો હુકમ આપ્યો...સરકારી હુકમને સરદાર માને! એમણે તો તેને ફગાવી દીધો. એટલે એ ઝવેરભાઈ પટેલના દીકરા વલ્લભભાઈને સરકારના અમલદારોના જૂથે પકડયા ને બોરસદ લઈ ગયા. ત્રણ માસની સજા કરી ને સાબરમતી જેલમાં મોકલી દીધા." ગામના એક માણસે કહ્યું.

" અને બોરસદથી પકડીને સાબરમતી લઈ જતા સરદારને ગાંધીજી સત્યાગ્રહાશ્રમ આગળ મળ્યા ને આશીર્વાદ આપ્યા. તે વખતે બાપુની આંખમાં કંઈક ઝડપથી રાસ પહોંચી જવાની તાલાવેલી દેખાઈ આવતી હતી," આચાર્યે કહ્યું.

રાસમાં બાપુને કંઈ નવું કહેવાનું હતું જ નહીં. જે કહેવાનું હતું તે તો સરદારની ગિરફતારીએ કહી દીધું હતું. એટલે અહીં તો રાજીનામાં યે પડી ગયાં હતાં ને એકલા રાસમાંથી જ ૫૦૦

ભાઈબહેનોએ સૈનિકો તરીકે નામ નોંધાવી દીધાં હતાં. અને રાસે તો ના-કરની લડત આપવા માટે પણ તૈયારી કરી દીધી હતી.

વલ્લભભાઈને પકડ્યા હતા તે જ વડ નીચેથી બાપુએ સરકારને પડકાર આપતું ને સરદારને અંજલિ આપતું ભાષણ કર્યું:

"આજે અમે એ તાલુકામાં પ્રવેશ કર્યો છે, કે જે તાલુકામાં સરદાર વલ્લભભાઈને પકડવામાં આવ્યા હતા અને કેદની સજા થઈ હતી. અને જે તાલુકામાં સરદારે ૧૯૨૪ની સાલમાં એક એવી જંગી લડત ચલાવી હતી કે જેને અંગે સરકારને છેવટે પોતાની ભૂલ કબૂલ કરવી પડી હતી, અને જે ન્યાય લડત વિના મળવો જોઈતો હતો તે પાછળથી મળ્યો. કેમ જાણે સરદારે તમારી સેવા કરી તેને માટે આ કેદરૂપી ઈનામ મળ્યું !

"હવે પ્રશ્ન એ છે કે જેને સારુ તેમને કેદ મળી તેને માટે તમે શું કરશો અને મારે શું કરવું જોઈએ.

"સરદારે નહોતું કર્યું ભાષણ, નહોતું કરવા આવ્યા તોફાન. કોઈ જાતનું તોફાન થાય એવું મૅજિસ્ટ્રેટ કે તમારા મનમાં પણ નહોતું. જે કામને સારુ સરદાર તમારી પાસે આવ્યા તે કોઈથી છાનું નહોતું.

"સત્યાગ્રહી પાસે એકેય વસ્તુ છાની નથી. સત્યાગ્રહી કેમ ઊઠે છે, બેસે છે, ખાય છે, પીએ છે અને વિચારે છે, એ બાળક પણ જોઈ શકે છે. સત્યાગ્રહીના હિસાબ પણ બાળક તપાસી શકે છે. એવા સરદાર પાસે છૂપું શું હોય? સરદાર મારો રસ્તો સાફ કરવા આવ્યા હતા. એ મીઠાનો સંદેશો આપવા નહોતા આવ્યા. અમારી બન્ને વચ્ચે એવી યોજના હતી કે મીઠાના કાયદાનો ભંગ મારી મારફત અને મારી સાથે જેમને લઈ જાઉં તેમની મારફત થાય. મારી સાથે આવેલામાંના ઘણાને તમે ઓળખતા નથી. એ બધા સરદારના સેવકો છે. સરદારનો ગુનો હું સમજી શક્યો નથી;

મૅજિસ્ટ્રેટ પણ જાણતા નહોતા. સરદાર જેવા માણસને ત્રણ માસની ટીપ આપવામાં આવે એમાં સરદાર અને સરકાર બન્ને લજવાય. તેમને સાત વર્ષની કે દેશનિકાલની સજા હોય. સરકાર મને ત્રણ માસની જેલ આપે તો તેને ન શોભે. **મારા જેવાને તો જન્મટીપ કે ફાંસીની સજા શોભે.** મારો ગુનો રાજદ્રોહનો છે. આ રાજ્યનો દ્રોહ કરવો એ મારો ધર્મ પ્રજાને શીખવી રહ્યો છું.

" + + આવા રાજ્યનો નાશ કરવો, એનો દ્રોહ કરવો અને પ્રતિક્ષણ પ્રાર્થના કરવી કે એ રાજનીતિ બળો, એ ધર્મ છે.

"એક વખત એવા રાજદ્રોહના ગુના માટે મને ૬ વર્ષની સજા થઈ હતી, પણ મારા અને સરકારના કમનસીબે મને રોગ થયો અને મને રાખી નહિ શકાય એમ લાગવાથી છોડવો પડ્યો. હવે ફરી વાદળ કહો તો વાદળ અને સામૈયું કહો તો સામૈયું આવી રહ્યું છે. પકડે તો સારી વાત છે. મને ત્રણ માસની જેલ આપશે તો મૅજિસ્ટ્રેટ લજવાશે. રાજદ્રોહીને તો કાળા પાણીની, દેશનિકાલ કે ફાંસી જેટલી સજા થઈ શકે. મારા જેવો જે રાજદ્રોહી થવામાં ધર્મ માને છે, તેને શી સજા મારે?

"સરદારને ત્રણ માસની જેલ આપવાથી લોકો ડરી જશે અને દબાઈ જશે એમ સરકારે માન્યું હશે પણ તમે હજારોની સંખ્યામાં અહીં આવ્યા છો તે તો ઉત્સવને અંગે આવ્યા હો એમ લાગે છે. મને અને મારા સાથીઓને જો પકડી જાય તો ઉત્સવ માનજો. પણ ઉત્સવ માની બેસી જશો? મુખી અને મતાદાર પોતાના અમલઉપર માખીની જેમ મેલા ઉપર ચોંટી રહેશે તો એ દુઃખ અને શરમની વાત છે.

" આ તાલુકામાં દરબાર વરસોથી આવીને વસ્યા છે. દરબાર રાજપાટ—ભલેને તે નાનકડા ગામનું હોય—છોડીને આવ્યા છે. એમને સાહેબી જોઈતી નથી, પણ સેવા જોઈએ છે. એમની પાસેથી ત્યાગ ને હિંમત શીખો.

"સરકારના ત્રાસમાંથી છૂટવા સારુ પ્રથમ પગથિયા તરીકે મીઠાનો કર કઢાવવો. મીઠાના કરના કાયદાનો એટલે સુધી ભંગ કરીશું કે એમ કરતાંકરતાં આપણને જેલમાં નાંખે, ચાબૂક મારે કે જે કંઈ કરવું હોય તે કરે. એ સહન કરવા તૈયાર રહીશું."

નરગીસને મોકલવા માટે હવે આચાર્યને નિયમિત રીતે રિપોર્ટર પેઠે જ નોંધ લેવી પડતી હતી. તેણે આટલું લખી ફરી એક પત્ર રવાના કર્યો.

પણ રાસના લોકોને તો કહેવાપણું રહ્યું જ નહોતું. રાજીનામાં ને સૈનિક–નોંધણી તો થઈ જ ગઈ હતી. એક કલાલ ભાઈએ તો દારૂનો ધંધો કદી ન કરવાની પ્રતિજ્ઞા પણ લીધી હતી. એક શીખ ભાઈ સરદાર પકડાયા તે જ દિવસે રેલવેની નોકરીમાંથી રાજીનામું આપી લડતમાં જોડાઈ ગયેલા...

"શાલીવાહને માટીના પૂતળામાં પ્રાણ પૂરી શક લોકોનાં ધાડાં પાછાં વાળી હિંદની રક્ષા કરી હતી, તેમ બાપુજીએ આ માટીમાંથી માનવીઓ ઊભા કરી કેટલું ચેતન પૂરી દીધું છે?" કેકીએ કહ્યું.

બપોરે સૌ જમી પરવાર્યા...છૂપી પોલીસો હતી. પણ તેમાં અમદાવાદથી બાપુ જોડે ગયેલો એક બ્રાહ્મણ સી. આઈ. ડી. શરીરે મજબૂત, બાંધીદડીનો–તે તો ઓળખાઈ જ જતો હતો. ને તે પહેલેથી જ બાપુ જોડે ઘણું ફરેલો, એટલે એને બાપુ બરાબર ઓળખે. એ સિવાય સરકારની કંઈ જ ધમાલ નહોતી.

"જે વખતે રાસના મેદાનમાં ગાંધીજીની યુદ્ધવાણી સરકારને પડકાર કરી રહી હતી: 'તારાથી થાય તે કરી લે,' તે વખતે જરૂર જેલમાં પણ વલ્લભભાઈ તે સાંભળી રહ્યા હશે. આજે એમને બાપુજી ને રાસનું ચિંતન તો જરૂર જ થતું હશે." આચાર્યે જણાવ્યું.

પછી નમતે પહોરે સંઘ કનકાપુર જવા ઊપડયો. હવે તો નદીમાતા મહીનાં કોતરો ને ઢાળ આવતાં હતાં. ત્યાં એક ૧૦૫ વર્ષનાં માતાજીએ બાપુને શ્રીફળ આપી આશીર્વાદ આપ્યા: "મહાત્માજી, સ્વરાજ લઈને વહેલા આવજો." અહીંથી તો મહીસાગરની ઊંચી ભેખડો જ શરૂ થતી હતી.

"મહારાજ, આ તમારા શિષ્યોનો પ્રદેશ ને? 'ધારાળાના મહારાજ' કે 'ધારાળાના ગોર'નો ઇલકાબ આ જ પ્રદેશમાંથી પ્રાપ્ત થયેલો ને?" આચાર્યે હસતેહસતે કહ્યું.

ઉત્તરમાં મહારાજે માત્ર મોં જ મલકાવ્યું. પણ હવે તો પંડયાજી પણ આવી પહોંચ્યા હતા.

સાંજે સૌ કનકાપુરા પહોંચ્યાં. કનકાપુરા એટલે ખેડા જિલ્લાનું છેલ્લું ગામ. મહીસાગરને કિનારે આવેલું. બદલપુર ને કનકાપુરાને તો રાસની હવા લાગી ગઈ હતી. બદલપુરના ઠાકોરને થતું હતું કે મારે આંગણે વળી આ બલા કયાં આવી પહોંચી; અને લોકોને તે કનડતો પણ ખરો. છતાં બોરવા ને કનકાપુરા તો રમણે જ ચડયાં હતાં. કનકાપુરામાં એક વૃદ્ધ ડોસાએ તો યુદ્ધના જ વાઘા પહેર્યા હતા અને ગમે ત્યારે લડતમાં કૂદી પડવાની તૈયારી રાખી હતી.

ત્યાં બાપુજીએ પોતાની યાત્રાને ધર્મયાત્રા તરીકે વર્ણવી. એમને જે કંઈ કહેવું હતું તે આણંદ, બોરસદ ને રાસમાં ખતમ કરી દીધું હતું. અને લોકોના હૃદયસોંસરી તે વાણી પેસી પણ ગઈ હતી.

કનકાપુરાથી નદી ઓળંગવાની હતી. નદી ઓળંગ્યા એટલે ભરૂચ જીલ્લામાં પ્રવેશ થતો હતો. પણ તે કંઈ હવે નદી રહી હતી કે? ખંભાતના અખાતને મળી જતી મહી કનકાપુરા પાસે દરિયો જ બની જતી. અને ભરતી કરીને દરિયો નદીને જ્યારે મધરાતે ભેટવા આવે ત્યારે જ નાવડીમાં ઊતરી શકાય એમ હતું;

અને પછી પાછો કાદવ ને કાંપ તો ખરો જ. એમ છ માઈલ કાપવાના હતા. આખી યાત્રા દરમિયાન આ જ વિકટમાં વિકટ માર્ગ હતો.

ભરતી તો રાતે બાર વાગે આવતી હતી, એટલે ત્યાં સુધી તો સૌને રોકાવાનું જ હતું. અહીં ખેડા જિલ્લાના બધા જ કાર્યકર્તાઓ એકઠા થયા હતા. બાપુ પોતાના જિલ્લાની હદ સુધી કુશળતાથી આવી ગયા તેથી તેમના મનમાં સંતોષ પણ થતો હતો.

લોકો તો મેળો જમાવીને પડ્યા હતા. એક ઠેકાણે રાસ રમાતા હતા ને એક નવું જ ગીત હેલે ચડ્યું હતું :

ખેલો ગાંધીના દાંડિયા રાસ.
દાંડી યા રાસ, દાંડી કે રાસ,
ખેલો ગાંધીના દાંડિયા રાસ,
ખેલો વલ્લભના દાંડિયા રાસ. ટેક૦

દાંડી યા રાસ, સરકાર તું નાશ્ય,
હેલા સરકાર તું નાશ્ય, અલ્યા છેટેથી નાશ્ય. ખેલો.

અલ્યા દાંડી ને રાસ,
ખેલે સરકારની સાથ, કાળાં ભુરિયાંને સાથ. ખેલો.

હેંડો ગાંધીની વાટ્ય,
લઈ દાંડી સુધી રાસ, થઈ રાસ દાંડી ધાય. ખેલો.

ખેલો ગાંધીના દાંડિયા રાસ,
ખેલો વલ્લભના દાંડિયા રાસ,
ખેલો વિઠ્ઠલના દાંડિયા રાસ.
ખેલે ભગવાન આ દાંડીનો રાસ. ખેલો.

આમ એક બાજુ રાતના બાર વાગ્યાની વાટ જોવાતી હતી, ત્યારે એક મોટર ઝપાટાબંધ અમદાવાદથી કનકાપુરા આવવા નીકળી

હતી, અને ધૂળના ગોટેગોટા ઉડાડતી ઉડાડતી તે ગાંડીતૂર દોડી રહી હતી. તેમાં બેઠા હતા પંડિત જવાહરલાલ નહેરુ. હિંદી રાષ્ટ્રીય મહાસમિતિની બેઠક આટોપી તેઓ ગાંધીજીને મળવા અમદાવાદથી મોટરદ્વારા નીકળ્યા હતા. બે રાતથી તો એમને ઊંઘવાની પણ નવરાશ મળી નહોતી. કાર્યવાહક સમિતિ જંબુસરમાં ભરવાનું નક્કી કર્યું હતું. મોતીલાલજી વગેરે ટ્રેનદ્વારા આવવાના હતા. પણ વંટોળની ઘૂમરીસમા, થનથનતા વછેરા જેવા જવાહરને એમ રેલનો રસ્તો ગમે? એટલે તેઓ મોટરદ્વારા રસ્તો કાપી રહ્યા હતા.

"જો જો, કેકી! પાણી ન જાય હોં! હમે તો હવે ક્યારે મળીશું એ કહેવાય નહીં. નજીકના ભવિષ્યમાં ન પણ મળાય! આ તો યુદ્ધ! જીવે તે મળે ને ગયા તે ગયા," પંડયાજીએ કહ્યું. "અમે તો હવે અહીં રોકાઈ જવાના. નદી પછીનો દુ. બી. મીઠાચોરનો હવાલો જંબુસરિયા લેવાના, ને પછી અમે આ કોતરો—કરાડોમાં ખપ્પર લઈ ઘૂમવાના—અહલ્લેક! માથાં આપો! ને તમારા ત્રણનાં તો મારા ખપ્પરમાં આવી જ ગયાં સમજો!" એમ કહી ચળકતી આંખોવાળા, પ્રેમાળ ને જેને અંગેઅંગે દેશદાઝનો અગ્નિ પ્રગટી રહ્યો હતો એવા પંડયાજીએ કેકીને બરડે ધબ્બો મારતાં કહ્યું.

"પંડયાજી, અમેય બે દિવસ બહારવટિયાની ભૂમિનું પાણી પીધું, એ હવા ખાધી ને બહારવટિયાના ગુરુઓના ગુરુમંત્ર સાંભળ્યા. ને દુનિયાના આ એક અપૂર્વ બહારવટિયાની સાથે સાથે દરિયા સુધી જઈશું......અમે તમારા ખપ્પરમાં જરૂર માથાં મૂકી દીધાં સમજો!" કહી ગણુએ પંડયાજીના ચરણમાં માથું મૂકી દીધું. મહારાજ કરુણભાવે જોઈ રહ્યા હતા. જમીપરવારી તેઓ છેક નદીકિનારે એક ભેખડ પર બેસી વાતો કરી રહ્યા હતા...અંધારી રાત હતી...તારાઓ પુર બહારમાં ખીલ્યા હતા...મહીમાતા પોતાનો પટ વિસ્તારીને પડી હતી......

"કદાચ બાપુ હારે તો! એટલે એમ માનો કે સરકાર તેમને પકડે, થોડા લોકો જેલમાં જાય, ને પાછું પાછળ બધું ઠરી જાય તો? એ હારની કેવી ભૂંડી અસર થાય?" આચાર્યે પંડ્યાજીને પૂછ્યું.

"તેનો ઉત્તર તો તમને ગાંધીજીના કૂચદિન અગાઉના ઉદ્‌ગારો-માંથી મળી જશે. તમે હાજર હતા ને કેમ ભૂલી ગયા?" તેમણે કહેલું :

"હું માનનારો છું કે આપણો કેસ સાચો છે, સાધન શુદ્ધમાં શુદ્ધ છે, અને જ્યાં શુદ્ધ સાધન છે ત્યાં પરમેશ્વર છે. એ ત્રણુ વસ્તુનો જ્યાં મેળાપ થાય છે ત્યાં હારવા જેવી વસ્તુ હોય જ નહીં. સત્યાગ્રહી જેલ બહાર હોય કે જેલની અંદર હોય, તે સદાયે જીતેલો જ છે. જો તે સત્ય છોડે તો હારે, એટલે જો, સત્યાગ્રહીને હારજીત હોય તો તેનો કર્તા સત્યાગ્રહી પોતે છે..."

"ત્યારે તો તે હાર દેખાતી હોય તો તેની સામે પણ હસતો જ ઊભો રહે છે, એમ ને!" કેકીએ કહ્યું : "એ સાંભળી મને ખલીલ જિબ્રાનના એક કાવ્યની છેલ્લી પંક્તિઓ યાદ આવે છે:

"Defeat, my Defeat, my deathless courage,
You and I shall laugh, together with the storm,
And together we shall dig groves for all that die in us,
And we shall stand in the sun with a will,
And we shall be dangerous."[1]

આમ અભયની ને વીરતાની વાતો ચાલી રહી હતી. મહી

---

૧. "હાર, મારી હાર, એ તો મારી અમર ધીરજ! હે નિષ્ફળતા, હું અને તું બન્ને મળી તોફાન સામે અટ્ટહાસ્ય કરીશું. ને આપણામાં જે મૃતપ્રાય થઇ ગયું હશે તે માટે આપણે બધા ઘોર ખોદીશું. આપણે નિશ્ચય કરીને તાપમાં ઊભાં રહીશું, ને પછી આપણે વિકરાળ લાગશું."

નદી ખૂબ ખુશ થઈ ગયેલી દેખાતી હતી. મહાત્મા આજે એને પાર ઊતરવાના હતા. પણ પોતાના પતિ વગર એકલાં સ્વાગત કરવું એમાં ઉણપ ગણાય એટલે તે પતિદેવ સાગરની ભરતી લઈ આવવાની વાટ જોતીજોતી ઉમંગના તરંગો ઉછાળતી હતી.

રસ્તામાં જવાહરની મોટર પવનવેગે દોડી રહી હતી. સાબરમતી જેલની કોટડીમાં એક કેદી હજુ ઊંઘતો નહોતો. તેનું કલેવર ભલે એ પાંજરામાં પુરાઈ ગયેલું હતું, પણ તેનાં મન અને આત્મા તો માઈલોની મુસાફરી કરી કનકાપુરાની બેખડ પર બેસી રહ્યાં હતાં. " ભરતી આવશે ને બાપુ ખેડા જિલ્લો છોડશે. "...આ એક અત્યંત કરુણ પ્રસંગ હતો.

કારાવાસે જકડાયેલો ગુજરાતનો કેસરી—સિંહ અનિમેષ નેત્રે જાગતો જ બેસી રહ્યો હતો. તેની ફાટેલી આંખો સામે દાંડીકૂચનાં કાલ્પનિક દ્રશ્યો તરવરી રહ્યાં હતાં, ને આંખ જરા ભીની થઈ ગઈ હતી.

## ૧૨. મધરાતે સીમોલ્લંઘન

"ખારો સાગરને કહે સહુ છતાં અમૃત તેમાં વસે,
લક્ષ્મી ને વળી રત્ન ચૌદ વસતાં વિષ્ણુ વસે છે રસે;
લાખો યોજનથી લલિત લલના શી આવી ભેટે નદી,
સિંધુના સહુને ઉદાર ઉરથી ખારાશ એની સદી."

**નદીની** રેતીમાં એક શબ ચિતામાં બળી રહ્યું હતું અને તેને બાળવા માટે આવનારા એક બાજુ બેસી રહ્યા હતા. એ ચિતાનો પ્રકાશ ચોમેર પથરાઈ રહ્યો હતો. આ સ્મશાનનો આરો હતો, એટલે બળીને ઠરી ગયેલી રાખની કેટલીક ઢગલીઓ આમતેમ પડેલી હતી. કિનારા પર ગૅસની પાંચદસ બત્તીઓ બળી રહી હતી. નદીમાં ચાર નાવડીઓ હતી ને તેમાં તેને હંકારનાર માછીઓ બેઠા હતા. નાવડીઓના ધોળા શઢ હવામાં ફરકી રહ્યા હતા.

કિનારો માણસોથી ખિચોખિચ ભરાઈ ગયો હતો; તેમ કિનારાની ઊંચી ભેખડો પર પણ લોકો સારી પેઠે જામ્યા હતા. બાપુ તો ભેખડ પર સુંદર જગ્યાએ બાંધેલી એક ઝૂંપડીમાં આરામ લેતા હતા. ઠેરઠેર ભજનમંડળીઓ જામી હતી. ગ્રહણના દિવસ જેવું દૃશ્ય દેખાતું હતું. સૌ ભરતી આવવાની વાટ જોતાં હતાં.

"નદીનો પ્રવાહ મૂળ આગળ કેવો તુચ્છ હોય છે! પણ પછી ધીરેધીરે મોટો થતોથતો તે એવો વિશાળ થઈ જાય છે કે તેમાં વહાણો ને આગબોટો ચાલે; ને છેવટે તે દરિયા જેવી થઈ

જાય છે." માણસોથી ઉભરાઈ જતા નદીકાંઠાને જોઈ ગણુએ જરા આશ્ચર્ય જણાવી કહ્યું :

"सरितामिव प्रवाहास्तुच्छाः प्रथमं यथोत्तरं विपुलाः ॥"

"પણ જો આકાશમાં ચંદ્ર ઊગ્યો. હવે દરિયાને તાન ચડશે ને નદીને તો બે રીતે ઉમંગ થતો હશે...એક બાજુ પતિ ભેટવા આવે છે અને બીજી તરફ યુગોયુગ સુધી જેની વાટ જોવાની હોય એવા એક મહાત્માને સામે પાર પહોંચાડવાના છે; એટલે જુઓ, એનાં પાણી હિલોળે ચડવા માંડ્યાં છે." ગણુએ જ કહ્યું.

"ભાઈ, હું તો તને 'કવિરાજ' કહેવાનો!" કેકીએ એમ કહીને ધીરેથી એને બરડે ધબ્બો માર્યો.

મહારાજ ને પંડ્યાજી તેમને વિદાય આપી કાર્યકર્તાઓના સમૂહમાં ચાલ્યા ગયા હતા. પાછા આ ત્રણ જણ એકલા પડ્યા. પણ હવે તેમણે સૈનિકો તથા બીજાઓ સાથે ઠીકઠીક ઓળખાણ કરી લીધી હતી અને તેમનો સંકોચ પણ સારા પ્રમાણમાં દૂર થઈ ગયો હતો. ચંદ્ર ઊગ્યો એટલે દરિયો પોતાની પ્રિયાને મળવા ધસમસી આવવા લાગ્યો. એણે પોતાના બાહુ પસાર્યા પણ નદીદેવી રૂપેરી સાડી ઓઢી માઝા સાચવી રહ્યાં હતાં. દરિયાને તો ખબર નહોતી કે કોઈ મહેમાન આવવાના છે, એટલે તેણે તો માઝા જ મૂકી દીધી હતી. નદી હવે નદી મટી જવા લાગી; મહી મહી ન રહી પણ મહીસાગર બની ગઈ. ભરતીનું પાણી ચડ્યું અને નાવડીઓ ડોલવા લાગી. લોકો પાણીથી બચવા ઊંચાઊંચા ખસવા લાગ્યા.

એ ઊંચી ભેખડો ફાટી જતી હતી, ત્યાં આ રસ્તો પડેલો હતો. ભેખડની એક બાજુના નાના માર્ગેથી બાપુ ને તેમની પાછળ પાછળ સૈનિકો ઊતર્યા.

ઘૂંટણપુર પાણીમાં જઈ તેઓમાંથી બેસાય એટલા નાવડીઓમાં બેઠા. દૃશ્ય બહુ જ કરુણ હતું. જંબુસરના બેચાર માણસો

આટલે સુધી લેવા આવ્યા હતા. બાદલપુરના રઘુનાથભાઈ નામના એક ધારાળા કાકા હતા. બાપુને મહી પાર કરાવાનું તેમણે માથે લીધું હતું, અને પોતાને એવું અનન્ય ભાગ્ય સાંપડયું તે માટે તે હરખઘેલા થઈ ગયા હતા. શુદ્ધ ખાદી તેમણે દિવસોથી પહેરવા માંડી હતી. નાવડીઓ તેમણે તૈયાર કરાવી હતી અને બાપુને ઊંચકીને નાવડીમાં બેસાડવાનું ને નાવડી હાંકવાનું, રામચંદ્રને ગંગા પાર કરાવનાર નિષાદરાજ ગૂહક જેવું, બહુમાન એમણે લીધું. પાંચસાત કાર્યકરો બાપુને સામે કિનારે મૂકી જવા માટે નાવડીમાં તેમની સાથે બેઠા. ખેડા જિલ્લાના બહાદુર નેતાઓએ બાપુને નમસ્કાર કર્યા. આ વિરલ દશ્ય હતું. છેવટે નાવડાં ઊપડયાં. બાપુની આંખમાં પણ બહારવટિયાઓની આ વીરભૂમિ છોડતાં ઝળહળિયાં આવી ગયાં. ફરી તેમના મનમાં સરદાર વલ્લભભાઈ પટેલનું સ્મરણ થઈ આવ્યું હશે ને તેમનું મન બોલી ઊઠયું હશે :

> अभयं नक्तमभयं दिवा नः ।
> सर्वा आशा मम मित्रं भवन्तु ॥ ×

નાવડીઓ ધીમેધીમે ભરતીનાં પાણીને વીંધતી સામે કિનારે જવા લાગી. આ કિનારે સૌ સ્તબ્ધ થઈ ઊભાં રહ્યાં. 'મહાત્મા ગાંધીની જય,' 'સરદારની જય,' 'ઇન્કિલાબ ઝિંદાબાદ' વગેરે જયનાદોથી આકાશ ગાજી ઊઠયું અને નદી પણ પ્રફુલ્લિત થઈ ગઈ. નાવડી ને મહાત્માને જોઈ સમુદ્ર પણ આજ શૃંગાર રસનું નહીં પણ શાંત રસનું ને વીર રસનું ગાન ગાવા લાગ્યો, ને દંપતી બેલડીએ ન વળગ્યાં ! છૂટાંછૂટાં જ મહાત્માને પગે લાગ્યાં !

આ દશ્ય જોઈ અણુ પેલી સંસ્કૃત પ્રશસ્તિની પ્રથમ પંક્તિઓ ગાવા લાગ્યો :

× રાત ને દિવસ આપણને અભયંકર હો. બધી જ દિશાઓ મારી મિત્ર બનો.

" यस्य भ्रूभंगमात्रं हरति
सुभयदां चण्डतां राजलक्ष्म्या ।
येनोक्तः शब्द एको जनयति
चलनं सप्तलोके समस्ते ॥ "

× + ×

सोऽयं गांधी महात्मा
जगति विजयते राष्ट्रस्वातंत्र्यमूर्तिः ॥ " *

પણ એ ગાંધી મહાત્મા ને નાવડીઓ તો દેખાતાં બંધ થયાં હતાં. ધીરેધીરે લોકો વેરાવા લાગ્યા અને જેમને સામે પાર જવું હતું તેઓ જ કિનારે નાવડીઓની પાછા ફરવાની વાટ જોતા કિનારે બેઠા. પરંતુ થોડીવારમાં એવી ખબર આવી કે રાષ્ટ્રપતિ જવાહરલાલ નહેરુ મોટરમાં આવી રહ્યા છે એટલે સમુદ્રનાં મોજાં જેમ પાછાં જઈ જોરથી આગળ ધસી આવે તેમ પાછા ગયેલા લોકો પાછા કિનારે ટોળે મળવા લાગ્યા. અહીં તો જાણે મેળો જ જામ્યો હતો. બોરસદથી આવેલા ચવાણા ને ખાવાની ચીજોના દુકાનદારોને અને ખુમચાવાળાઓને ઠીકઠીક ઘરાકી જામી હતી.

પંડિત જવાહરની મોટર તો વેગબંધ રસ્તો કાપી રહી હતી. કેમે કર્યું મહાત્માજી સીમોલ્લંઘન કરે તે પહેલાં તેમને કંકાપુરા પહોંચી જવું હતું; પણ મોટર તો બીચારી કેટલું દોડે ? બાપુ સામે કિનારે પહોંચી ગયા તો પણ જવાહર તો ન જ આવ્યા. હોડીઓ પાછી ફરી ને બાકીનાઓને પણ ઉપાડી ગઈ.

" આપણે તો જવાહર આવ્યા પછી જ નદી ઉતરીશું "

* " જેના ભ્રભંગ માત્રથી જ રાજલક્ષ્મીની ભયંકર વિકરાળતા ચાલી જાય છે; જેણે ઉચ્ચારેલો એકાદો શબ્દ પણ સાતે લોકને ખળભળાવી મૂકે છે; એવા સ્વાતંત્ર્યમૂર્તિ ગાંધી મહાત્માનો જય હો ! "

ડેકીએ રેતીમાં નિરાંતે રૂમાલ પાથરી તે ઉપર બેસતાં કહ્યું: "ગાંધી-જીનું દૃશ્ય તો જોયું; હવે જવાહરને પણ મહીસાગર ઓળંગતા જોઈએ."

ઉનાળો હતો પરંતુ હવે પવન ખૂબ મીઠો ને ખુશનુમા વાતો હતો...ચિતા તો હજુયે ભડભડ બળી રહી હતી અને ચોતરફ પીળો પ્રકાશ ફેલાવી રહી હતી. હોડી તો ત્રીજી વાર પણ માણસોને લઈ પેલે પાર ચાલી ગઈ ને પાછી આવી. લોકો જવાહરની ઉત્સુકતાથી વાટ જોવા લાગ્યા.

"ભરતી ઊતરી જશે ને જવાહર નહીં આવે તો નદી પાર કરવી મુશ્કેલ!" ટોળામાંથી એકે કહ્યું. દરિયો હવે પાછો જતો હતો. તે માટે બાપુને તો પેલે પાર ઉતારી દીધા હતા, અને જવાહરની વાટ તો તે પણ ફાટી આંખે જોઈ રહ્યો હતો. પણ તેમને તો ખૂબ વાર લાગી...ને સમય જતો હતો તેમતેમ ઓટ થયે જતી હતી...બે ત્રણ માઇલ તો બાપુ કાદવ ખૂંદતા ચાલ્યા. સાથી-દારોએ ઘણુંયે કહ્યું: "બાપુ, ઉપાડી લઈએ."

"મારે તો અખંડ વાટ પગપાળા ચાલવું છે. મારી તો આ ધર્મયાત્રા છે," એમ કહી તેમણે ચાલવામાં કંઈક ઉતાવળ કરવા માંડી...સામે કિનારે ભરુચના કાર્યકર્તાઓ ને લોકોનાં ટોળાં સ્વાગત કરતાં ઊભાં જ હતાં...નદી પાર કર્યા પછી કારેલી ગામે સવાર ગાળવાનું હતું. બાપુ ત્યાં પહોંચી ગયા.

જેમજેમ જવાહર બદલપુર ને કનકાપુરાની પાસે આવતા ગયા તેમતેમ દરિયો પાછો હઠતો ગયો અને તેઓ છેક નદીએ આવી પહોંચ્યા ત્યારે તો ઓટ આવી ગઈ હતી.

લોકોની તપશ્ચર્યા ફળી. તેમણે રાષ્ટ્રપતિ જવાહરનાં દર્શન કર્યાં. જવાહર તો બાપુને પકડી પાડવા આવેલા હતા અને બને તો તેમની સાથે જ નદી પાર કરવી હતી. પણ ગુરુ તો ચાલ્યા ગયા,

ને ચેલા પાછળ રહી ગયા...જિલ્લાના નેતાઓ અને લોકોએ રાષ્ટ્રપતિને માનપાનથી સત્કાર્યા...નદીના તટ પર એક નાવડી તરી આવી ને તેમાં જવાહર બેઠા. પાણી ધીરેધીરે છીછરાં થયે જતાં હતાં. માછીઓએ દબાવીને હોડી હાંકી સામે ઘૂંટણબૂડ કાદવમાં જવાહરને ઊતરવું પડ્યું :અને એ કાદવ ત્રણ માઇલ સુધી ખૂંદતા-ખૂંદતા સામે કિનારે પહોંચી ગયા.

થાકથી પોઢી ગયેલા સૈનિકોને પવાલું ખખડાવીને બરાબર ચાર વાર ઉઠાડી બાપુએ નવા દિવસનો સૂર્ય ઉગાડી જ દીધો હતો. ચંદ્ર પશ્ચિમ દિશા તરફ ઊતરી જવાનું કરતો હતો. સવારની પ્રાર્થના પૂરી થઈ ગઈ હતી, ને બાપુ કંઇક આરામ લઈ રહ્યા હતા. તે જ વખતે જવાહર તેમને જઈને મળ્યા.

ગુરુશિષ્યે નવાજૂનીની વાતો કરી.

પણે જેલમાં સરદાર સવારના ચાર સુધી ઊંઘ્યા જ નહોતા. જેલની ઘડિયાળે ૪ ટકોરા માર્યા ત્યારે તેમણે પ્રાર્થના કરી. કારેલીની ને કારાવાસની પ્રાર્થનાઓએ અનુસંધાન સાધ્યું અને પ્રાર્થના પછી જ સરદારે પોતાનું શરીર નિદ્રાને સોંપી દીધું.

## ૧૩. મૂર્તિમંત આભડછેટ

"પતિત તમ સાથમાં પતિત સમ થઈ રહું
ક્યાંય એકાંત ખૂણે અદીઠે,
ઠેઠ તળિયે પડેલાં તણા પગ ઠરે
પ્રણત મુજ પ્રાણની પાદ પીઠે."



નવ વાગ્યા સુધીમાં તો કારેલીમાં ચોગરદમ લોકો જમા થઈ ગયાં. ખેડા જિલ્લામાં છેલ્લા ત્રણ દિવસમાં ગાંધીજીએ પોતાનું હૃદય ઠાલવી નાખ્યું હતું.

ત્યાં ડૉ. ચંદુભાઈ, છોટુભાઈ પુરાણી, શિવશંકર ભટ્ટ, દિનકરરાય દેસાઈ વગેરે જિલ્લાના કાર્યકર્તાઓ સાથે બાપુએ વાતો કરી. કારોબારી જંબુસરમાં ભરાવાની હતી, તે અંગે પણ તૈયારીઓ કરવાની વ્યવસ્થા થઈ.

ખેડા જિલ્લામાં સારા પ્રમાણમાં મુખી, મતાદારો ને રાવણિયા-ઓએ રાજીનામાં આપ્યાં હતાં, અને પૈસા પણ ઠીકઠીક પ્રમાણમાં આપવામાં આવેલા હતા. અહીં ૪૦૦ ગામમાંથી આશરે દોઢસો પટેલોનાં રાજીનામાં તો ચંદુભાઈના હાથમાં આવી ગયાં હતાં. જિલ્લામાં કાર્યકરો ઓછા હતા, પણ લોકોમાં ઉત્સાહ ને જાગ્રતિનાં પૂર તો ચડયે જ જતાં હતાં.

ગાંધીજીએ પંડિતજી સાથે એકાંતમાં લાંબી મંત્રણા કરી અને જેટલા ઉતાવળથી જવાહર અમદાવાદથી કારેલી આવ્યા હતા

તેટલા જ ઝપાટાબંધ તેઓ ત્યાંથી પણ ચાલી નીકળ્યા. તેમણે તો માથે કાંટાળો તાજ પહેર્યો હતો, ને લડાઈનો સમય હતો! મહત્ત્વનાં અનેક કાર્યો આટોપી ત્રીજે દિવસે તો પાછું જંબુસરમાં ખડે પગે હાજર થવાનું જ હતું.

સાંજે બાપુજીએ ટૂંકું ને મુદ્દાસર પ્રવચન કર્યું. તેમણે મુખી પટેલોને રાજીનામાં આપવાની અને આપ્યા પછી મક્કમ રહેવાની વાત કરી. ગ્રામસફાઈ ને ગ્રામકેળવણીની વાત કહીને મીઠાના કરનું રહસ્ય સમજાવ્યું, અને એવી પરિસ્થિતિ ઉત્પન્ન કરનાર રાજ્યતંત્રનો અંત લાવવાનો ઉપાય બતાવ્યો. રાત પડી ગઈ.

"હવે ચ્યોં ને ચ્યમ" સાંભળવાનું નહીં મળે. બાર ગાઉએ બોલી બદલાય એમ બાર માઈલે બોલી બદલાઈ ગઈ. ભરૂચી ભાષા કંઈક સુરતીને મળતી ખરી." આચાર્યે જણાવ્યું. તેઓ એક ઝાડથી થોડે દૂર સૂઈ ગયા હતા.

તેમણે હવે કૂચના ચિત્રકાર સાથે દોસ્તી બાંધી દીધી હતી. દાંડીની કૂચનાં દશ્યોને ચિત્રબદ્ધ કરવામાં એણે પોતાની બધી જ પ્રતિભા કામે લગાડી દીધી હતી.

" કવિ જેટલો પોતાની કલ્પના વગેરેમાંથી એક નવી જ સૃષ્ટિ ને નવાં જ દશ્યો પેદા કરે એમ આપણા ચિત્રકારે જરૂર સુંદર રંગો પૂર્યા છે. આવા પ્રસંગોને પોતાની કલમ કે પીંછીએ ચડાવનાર એ પ્રસંગો સાથે પોતે પણ અમર થઈ જાય છે." દિવસે જોયેલાં ચિત્રો વિષે ઉદ્ગારો કાઢતાં ગણુએ કહ્યું.

નદી તરફનો પવન મીઠોમીઠો વાતો હતો. ચિત્રકાર સાથે તેમજ સૈનિકો સાથે પણ તેઓ ઠીકઠીક ભળી ગયા હતા, અને ખાસ કરીને જુવાન સૈનિકો તેમના ગાઢ મિત્રો બનવા માંડ્યા હતા. છાપાંના પ્રતિનિધિઓ સમાચારો મોકલ્યા પછી નવરા જ રહેતા, એટલે તે પણ આમની સાથે ભળતા થયા હતા.

થાકયાપાકયા તેઓ ઝાઝી વાતો કર્યા વિના ઊંઘી ગયા. ફાગણ વદની રાત હતી. ચંદ્ર નિયમ પ્રમાણે તે તિથિએ ઊગે એમ મોડો ઊગ્યો હતો. તેના અજવાળામાં આચાર્ય કુદરતી હાજતે જવા ઊઠયો ત્યારે આકાશમાં ચાંદનીમાંયે કંઈક તારાઓ ચમકી રહ્યા હતા.

એ ઊઠયો ને થોડે દૂર ગયો ત્યારે એક બાઈ સામેના ઝાડ નીચેથી એક નાના બાળકને હાથમાં લઈ ધીરે રહીને ઊઠતી દેખાઈ. એ જરા ચમકયો અને બૂમ મારી: "કોણ છે ?" બાઈએ એકદમ ઉત્તર આપવાની હિંમત ન કરી એટલે ફરી બૂમ મારી: "કોણ છે ? કેમ કંઈ ઉત્તર મળતો નથી ?"

"એ તો હું છું દાદા, ભંગિયણ," ચાંદનીમાં ભૂતના ઓળા જેવા દેખાતા એ દેહે ઉત્તર આપ્યો. એ ઉત્તર સાંભળી આચાર્ય વધુ પાસે ગયો.

"તું અત્યારે અહીં કયાંથી, બાઈ ?" તેણે બહુ કોમળતાથી પૂછ્યું.

" × × × આ એકનો એક પોરિયો ઘણા દહાડાથી માંદો રહે છે. ઘણા બડવાભૂવા કર્યા પણ હાજો થતો નથી. મને કોઈકે કહ્યું કે એક સતવાદી મહાતમા કારેલી આવવાના છે. એમના પગમાં એને મૂકી દઈશ તો સાજો થઈ જશે. એ સાંભળી કયારની વાળું વાયા પહેલાંની આવી છું, પણ અમને ભંગિયાંને કોણ અંદર જવા દે ! આખો દહાડો અટવાઈ પણ મહાતમા પાહે ન પહોંચાયું. ને એ તો કાલે હવારે જશે ને મારો ઝવરો પગમાં મૂકયા વગરનો રહી જશે." એ બાઈએ કહ્યું.

એણે લાલચટક ને નવું નકોર ગવન ઓઢયું હતું. એની આંખો ઊંડે ઊતરી ગયેલી, ગાલોમાં ઊંડા ખાડા પડેલા, ડોળા કંઈક બહાર આવેલા અને કાળોમેશ ચહેરો હળદળ જેવો પીળો ને બિહામણો લાગતો હતો.

"તમે પણે આવીને બેસો તો સવારે પ્રાર્થના પછી તમને ગાંધીજી પાસે મોકલી આપીએ." આચાર્યે કહ્યું.

"હારું સાબ" એમ કહી એ બાઈ છોકરાને લઈ આચાર્યની પાછળપાછળ પેલા ઝાડ પાસે આવી. આચાર્ય એકાંતમાં કોની સાથે વાતો કરી રહ્યો છે એ જોઈ પેલા બાકીના બેને આશ્ચર્ય થયું હતું અને તેઓ જાગી ગયા હતા.

"આચાર્ય! કોણ છે એ?" ગણુએ હાક મારી પૂછ્યું.

"એક હરિજન બહેન છે" એમ કહી તેણે બાઈને પોતાની પાસેની એક શેતરંજી બેસવા માટે આપી.

હરિજન શબ્દ સાંભળી એને કાંઈક નવુંનવું લાગ્યું.

"પણ, હું તો ભંગિયણ છું, માબાપ!" બાઈએ શેતરંજી પર બેસવાનો સંકોચ જણાવ્યો.

"હું તો નીચે ધૂળમાં બેસીશ. જોતજોતામાં તો હવાર પડી જશે." તેણે ધૂળમાં બેસી જતાં જણાવ્યું.

"પણ બાઈ, તેં મંતરજંતર ન કરાવતાં દવા જ કરાવી હોત તો?" કેકીએ પૂછ્યું.

"પૈહા ક્યાંથી લાવવા? અમારા ગામમાં તો દાક્તર મળે નહીં. કંઈક મૂળિયાંઝૂડિયાં કરી જોયાં, ને ભૂવા તો અમારે બાપા રોજના હોય." બાઈએ જવાબ આપ્યો. "વળી અમને ભંગિયાંને તે વળી તપાહીને હારી દવા આપવા કયો કાક્તર નવરો પડચો હુતો? આપે તોય ધુત્કારીને આપે! અમે તો ભંગિયાં ખરાં ને! પણ મને તો ભાઈસાબ આ મહાત્મા ઉપર મનથી જ વિસવાસ બેઠો છે. કેટકેટલું મનીષ એની પાછળપાછળ ભમે છે! એમના પગમાં ઝવરાને મૂકું કે એ હારો થઈ જાય. ગઈ કાલે તો મારી પાહેં એમના પગમાં મૂકવા એક ફૂટી બદામેય નહોતી, પણ એક ધારાળાની જુવાન બાયડી મરી ગયેલી તેને ઓઢાડેલું આ ગવન ને તે ગવનનો છેડો ફાડી તેને બાંધેલી ખીચડી ને પૈસો આજે મારે હારાં કામ આવી ગયાં. અમારે ભંગિયાંને મડદાંનાં લૂગડાં પહેરવાનાં, મડદાંની ખીચડી

ખાવાની ને રાતનાં એઠાંજૂઠાં ચાટવાનાં!!" એટલું બોલી બાઈ શાંત પડી ગઈ.

હવે તેઓ ઊંઘી શક્યા નહીં, અને ખરું જોતાં તો ઊંઘ પોતે જ ઊડી ગઈ હતી... જો કે શિબિર સિવાય બીજે લોકોનો સળવળાટ તો ચાલુ જ હતો; પરંતુ પ્રાર્થનાના સમયને વાર હતી. તેઓ ઝપાટાબંધ પરવારી ગયા અને બાકીનો વધારાનો વખત રહ્યો તેમાં નાહી પણ લીધું.

છેવટે પંડિતજીના તંબૂરાના રણકાર સંભળાવા લાગ્યા ને તેમને શાતા વળી. તેમણે સામાન લપેટ્યો ને પેલી બાઈને કહ્યું:

"ચાલો બહેન, હવે ભગવાનની પ્રાર્થનાનો વખત થયો. ત્યાં ગાંધીજી તમને જરૂર મળશે."

"એ શબ્દો સાંભળી એ હર્ષભેર ઊઠી, અને પેલા ત્રણ જણની પાછળ પાછળ ચાલી.

"અહીં તમે શેતરંજી ઉપર ન બેઠાં તે તો ઠીક, પણ ત્યાં તો અમે બેસાડીએ ત્યાં જ બેસજો. ગાંધીજી તો આ આભડછેટ કાઢવા માગે છે; સ્વરાજમાં આભડછેટ જતી રહી સમજો." ગણુએ કહ્યું.

"હારું બાપા" એણે કહ્યું; પણ અન્ય કોમો જોડે બેસાય એ વાત એના માન્યામાં જ આવતી નહોતી. એને તો ફક્ત બાપા જોડે પડી હતી.

પ્રાર્થનામાં તેઓ છેક આગળ જઈને બેસી ગયા. પછી તો ટોળાં ઊલટ્યાં. શાંત વાતાવરણમાં નિયમિત રીતે પ્રાર્થના પૂરી થઈ. પછી વાતો કરતાકરતા અને કૂચ માટે સૂચનાઓ આપતા બાપુ ઊઠ્યા. તેમની પાછળપાછળ પેલી બાઈને લઈ ગણુ વગેરે ગયા.

"મૂકી દે બાઈ" લાગ જોઈ કેકીએ પેલીને કહ્યું. એટલે ઝવરાને બાપુના પગમાં મૂકી દીધો. તૈયાર રાખેલો પૈસો પણ મૂક્યો. ડોસા જરા ખમચાઈ ગયા. બાઈને અંદર બોલાવીને બધી વાત સાંભળી લીધી. હૈયું ભરાઈ આવ્યું ને એ વિચારોએ મગજ ઘેરી લીધું.

## ૧૪. જંબુસરમાં કારોબારી

> સૌ જીવ આજે ઉરથી વહાવીએ
> કારુણ્યની મંગલ પ્રેમધારા,
> વસુંધરાનાં સહુ બાળકો મળી
> બજાવીએ અંતર એકતારા.



**કુરેલીથી** વેડચ થઈ ગજેરા જવાનું હતું. વેડચમાં તો સૈનિકો નોંધાયા હતા અને સત્યાગ્રહની છાવણી નંખાઈ ગઈ હતી. ત્યાં આંબાવાડિયામાં વિસામા જેવું ગોઠવ્યું હતું. ત્યાં દસેક મિનિટ વિસામો લીધો. ખડીફોજનો તથા લોકોનો સત્કાર ઝીલી કૂચ આગળ ચાલી.

હવે જમીન ખેડા જિલ્લા કરતાં જુદી જાતની દેખાતી હતી. ખેડા જિલ્લામાં જ્યાં જુઓ ત્યાં બધા પાકની સાથે તમાકુ તો હોય જ, તેમ અહીં ચોમેર કપાસકપાસ જ દેખાતો હતો. અને જેમજેમ દક્ષિણ અને પૂર્વમાં આગળ વધતા જઈએ તેમતેમ લાંબે સુધી પથરાયેલાં ભવ્ય ને કાળમીંઢ ખેતરોની કાળી ને ચીકણી માટીમાંથી શુભ્ર કપાસ ઊગી નીકળ્યો હતો. ખેતરોનાં ખેતરો જ્યાં કપાસથી લચી પડતાં હતાં એવી આ ભૂમિ! અને ભરુચી કપાસ એટલે હિંદ તેમજ દુનિયાનાં બજારોમાં આબરૂદાર માલ તરીકે પંકાય!

હવે માર્ગ અવ્યવસ્થિત બનતો હતો. પાકી સડક તો હતી જ નહીં, તેમજ સીધો રસ્તો પણ ન મળે. ઘડીકમાં રસ્તો નેળિયામાં થઈને પસાર થાય તો ઘડીકમાં ખેતરોને ચીરીને નીકળ્યો હોય.

ગાંધીજી શાંત અને નીચું મોં રાખી ચાલી રહ્યા હતા. તેમનું હૃદય સવારના પ્રસંગે વલોવી નાખ્યું હતું; પણ અસ્પૃશ્યતાનો નાશ કરવાનો તેમણે નિશ્ચય કરી રાખેલો છતાં તેમને લોકમાનસ ફેરવવા જેટલી ધીરજ પણ હતી. કાળી માટીમાંથી તેમણે ઝપાટાબંધ ચાલવા માંડયું. ફાટેલાં કાલાંમાંથી લચી પડતો કપાસ જોઈ તેમનું મન ઠરતું હતું.

છેવટે ગજેરા આવ્યું. ભરૂચ જિલ્લામાં સહેજે ૧૦–૧૨ માઈલ પૂરા થયા. ગજેરા પહોંચતાં સાડા આઠ થઈ ગયા હતા. સૈન્યમાં જોડાવા માટે ત્રણ મદ્રાસી આવ્યા હતા, પણ અધવચ્ચે તેમને ન ભરતી કરાય એમ બાપુએ જણાવ્યું. ગામમાં સભા થઈ. જાણે સવારના પ્રસંગના અનુસંધાનમાં જ બનવાનો હોય એમ એક પ્રસંગ આ સભામાં જ બન્યો, ને તેણે ગાંધીજીને વિષય આપી દીધો.

અહીં મહાજનથી ડરીને હરિજનો સભાથી દૂર બેઠા હતા. તેથી ગાંધીજીએ સૈનિકોને હરિજનો ભેગા બેસાડયા. આથી મહાજનો કંઈક શરમાયા. તેમને પોતાની ભૂલ સમજાઈ ગઈ અને તેઓ પોતે જ ઊઠીને હરિજનો તથા સૈનિકોને સભામાં લઈ આવ્યા. સૈનિકો તો ' રઘુપતિ રાઘવ રાજારામ 'ની ધૂન ગાતાગાતા હરિજનોમાં ભળી જ ગયા હતા વળી સૈનિકોમાં તો હરિજનો હતા જ ને !

બાપુજીએ આ પ્રસંગને અનુરૂપ ભાષણ કર્યું. તેમણે ઠપકો કે ગુસ્સો ન દાખવ્યાં, પણ એક શિક્ષક કે સુધારકની ધીરજ ધારી કહ્યું :

" તમે એમ ખચિત માનજો કે અંત્યજોને તમારી સાથે બેસાડીને તમે પુણ્ય કાર્ય કર્યું છે અને સ્વરાજનું એક પગલું આગળ ભર્યું છે. જે બે બ્રાહ્મણોએ તમારી સમક્ષ ' રઘુપતિ રાઘવ રાજારામ, પતિત પાવન સીતારામ ' ગવરાવ્યું છે, તે સુધારાવાળા બ્રાહ્મણો નથી. તેઓ જુગટું રમે, માંસાહાર કે વ્યભિચાર કરે એવા નથી, એ એમના વેષ ને કાર્ય ઉપરથી જોઈ શકતા હશો. તેઓ ગીતા અને સંસ્કૃતના જાણનારા બ્રાહ્મણ શિક્ષકો છે, અને પોતાની

જવાબદારી સારી રીતે સમજનારા છે. તેઓ અંત્યજની સાથે કે પરધર્મીઓ સાથે રહેવામાં પાપ નથી માનતા, પણ ન રહેવામાં પાપ છે, એમ માને છે: એથી ખચિત માનજો કે તમે અધર્મ કર્યો નથી.

" જ્યારે રામચંદ્રજી અયોધ્યા છોડી ગંગાકિનારે આવ્યા ત્યારે તેમને પાર ઉતારનાર નિષાદરાજ હતા, અને તેમનાં ફળફૂલ રામચંદ્રજીએ આરોગ્યાં હતાં. એ કોણ હતા? એ અંત્યજ કહેવાતા હતા. ભરતજી જ્યારે નિષાદરાજને મળ્યા ત્યારે તેમને આલિંગન કરી ભેટયા, અને ખરે વખતે રામચંદ્રજીની સેવા કરી તે માટે તેમને ધન્યવાદ આપ્યા. અમારા સંઘમાં પણ એક અંત્યજ કુટુંબ જોડાયેલ છે."

ભાષણ પૂરું થયા પછી સહેજે લોકો વેરાવા લાગ્યા ને કેટલાક તો અગાઉથી જ અણખી પહોંચી જવા માટે નીકળ્યા.

" ગણુ, ખેડા જિલ્લા કરતાં આ ગામડાં કંઈક વધુ અસ્વચ્છ ખરાં! વિદ્યાપીઠની અરુણ ટુકડી ૨૪ કલાક અગાઉ સફાઈ વગેરે કરી ગઈ હશે, પરંતુ છાણ, મૂતર ને ઘાસથી લોકોનાં આંગણાં ગંદાં લાગે છે." આચાર્યે ફળિયામાંથી પસાર થતાંથતાં કહ્યું.

' તો પછી જમ્યા કેડે આપણે જ તે વાળી નાંખીએ." ગણુએ ઉપાય બતાવ્યો.

ને ગણુના કહેવા પ્રમાણે જમ્યા પછી તેમણે ફળિયાં વાળવા માંડયાં. તેમનું જોઈ તેમની સાથે, જોવા આવેલા લોકો પણ ભળ્યા, ને ગામલોકો તો એવા શરમાઈ ગયા કે ઘરમાંથી સૌ સાવરણા લઈ બહાર આવ્યાં ને ઘડીકવારમાં આખું ગામ હથેળી જેવું સાફ થઈ ગયું.

આજે આ ગામના હરિજનોને તો સોનાનો જ સૂરજ

ઊગ્યો કહીએ તો ચાલે. એમની આંખમાં આ મહાત્માનો આભાર માનવાની તાલાવેલી દેખાઈ આવતી હતી.

જંબુસરમાં કોંગ્રેસ કારોબારીની સભા થવાની એટલે ચંદુભાઈ ને શિવશંકર ભટ્ટ તો સભા પછી તરત જ ચાલી નીકળ્યા ને છોટુભાઈને બાપુના ભોમિયા તરીકે અથવા કહો કે વૉર્ડર તરીકે મૂકી ગયા.

નમતો પહોર થયો ને તાપ કંઈક કુંણો પડ્યો, એટલે સૌ અણખી તરફ ઊપડ્યા. સંઘની આગળ રેંટિયાનું ગાડું પહોંચી જતું એટલે હવે બાપુ આવશે, એવી લોકોને ખાતરી થતી. સંઘની પાછળપાછળ જેરાજાણીની ફરતી ખાદીની દુકાન ચાલતી.

નમતો પહોર થવા આવ્યો એટલે કાફલો ખડિયાપોટલાં ઉપાડી અણખી જવા ઉપડ્યો.

ગજેરાથી અણખી ચાર પાંચ માઈલ હતું. એટલો રસ્તો કાપતાં દોઢેક કલાક થાય. સેના ગજેરાથી અણખી આવવા સાંજના ૭ વાગે ઊપડી. લોકોથી રસ્તો ખિચોખિચ ઉભરાઈ જતો હતો.

ગાંધીજી અણખી પહોંચ્યા ત્યારે સભાસ્થાનમાં લોકો જમા થઈ ગયા હતા અને રાષ્ટ્રનાદો ને ભજનો જામ્યાં હતા. અનેક હાથોમાં સ્વરાજની ચાવીસમી તકલી ફેરફૂદડી ફરી રહી હતી. ઊંચી વ્યાસપીઠ ઉપર ખુરશી ગોઠવી હતી કે જેથી ચોગરદમથી લોકો તેમને બરાબર જોઈ શકે. ગાંધીજી ને સૈનિકોને સભામાં પેસતા જોઈ લોકો તો હરખાઈ જતા હતા. અહીં લોકોના મનમાં પકડાઈ જવાની બહુ બીક નહોતી. ક્યાંય એકે ય પોલિસ દેખાતો નહોતો. થવાનું હોત તો ખેડા જિલ્લામાં જ થઈ ગયું હોત એમ સૌ માનતા હતા.

બાપુ વ્યાસપીઠ પર ખુરશીમાં બેઠા. પોતાની લાક્ષણિક રીતે પગની આંટી મારી અને ચોગરદમ જોઈ લીધું. પંડિતજીએ ભજન

આયું. સ્થાનિક કાર્યકર્તાએ ગામનો હિસાબ આપ્યો. પછી તો બાપુએ પોતાની વાગ્ધારા ચલાવી:

"હવે વીતકની વાટ આઘી નથી. પંજાબમાં ક્યારનીય વીતી ગઈ છે, અહીં વીતશે. તે વખતે ગુજરાતનું નૂર જણાઈ આવવાનું છે. પંજાબમાં યુનિયન જેકની સલામી લેવડાવી. પેટ ઘસડી કીડાની માફક ચલાવ્યા. જો આપણા ભાઈઓ—અમલદારોનો દી ઊઠી ગયો હશે તો તમને કહેશે કે પેટ ચાલો.

"આમ તમારામાં એક પ્રકારની કઠોરતા અને કોમળતા હશે; કઠોરતા તમારા પોતા પ્રત્યે રાખજો. જ્યારે દયા આવે ત્યારે ખાવાનું આપજો, આપણે અમલદારો પર વેર નથી વાળવાનું." આ શબ્દો બાપુએ એટલા માટે કાઢ્યા કે અણખીમાં લોકોએ એવો ઠરાવ કરી રાખ્યો હતો કે 'સરકારી અમલદારને કંઈ પણ મદદ ન કરવી અને કરે તેનો પાંચ રૂપિયા દંડ કરવો.'

"પટેલને કોઈ ગાળ ન ભાંડે, કોઈ એની સામે આંગળી પણ ઊંચી ન કરે; નહીં તો હું હારી જવાનો છું. કારણ કે હું ખરાબ માણસ રહ્યો. જે સમજીને મારો સાથ કરશે તે ફાવશે. દિલ ચોરીને આવશે તે દુશ્મન થઈને ફરી જશે. મારું તો દિલ સાફ છે. હું તો મરી છૂટીશ અને દુશ્મનો કહેશે કે આ તો સાચો હતો."

× × ×

"જે હું કરતો આવ્યો છું તેની ઝંખના કરતા જાઓ!" એ વાક્ય આખા પ્રવચનનો સાર હતો. અને એનો ધ્વનિ વાતાવરણમાં ગુંજી રહ્યો.

સભા પછી પ્રાર્થના થઈ. રાત અણખીમાં જ ગાળવાની હતી, અને સવારે વહેલા જંબુસર જવા ઊપડી જવાનું હતું, એટલે જમીપરવારી નિરાંતે આરામ લેવા લાગ્યા હતા. મહીના કાંપનો થાક હજુ ઊતર્યો નહોતો.

"કેકી, હવે આપણે પાંચમે દિવસે પહોંચી જઈશું, ગભરાઈશ ના હોં. નરગીસબહેન આવ્યા વિના નહી રહે. બીજા કંઈ ખાનગી સમાચાર તો નથી આવ્યાને ?" આચાર્યે મીઠી મશ્કરી કરી.

"નરગીસ તો આવશે જ, પણ મને તો લાગે છે તેની સાથે મારા પપ્પા ને આયમાં પણ આવશે." કેકીએ ઉમેર્યું.

"તમે પારસી છોકરાઓ પ્રેમ કરો તે તમારાં માબાપ સાંખી શકે ?"

"સાંખી શકે એમ નહીં. પણ ઇચ્છે પણ ખરા કે પ્રેમ થાય. ઓળખીએ તે પછી પરણીએ. મારાં માબાપ તો મારા કરતાંયે નરગીસને વધુ ચાહે છે."

"અને અમારા સમાજમાં તેથી તદ્દન વિરુદ્ધ; પરણ્યા પહેલાં પ્રેમ ન કરાય ને પરણ્યા પછી પણ માબાપથી એ સહન ન થાય !" આચાર્યે કહ્યું.

ગણુ આ બેની વાતો સાંભળી રહ્યો હતો. "તેથી જ હું આ ગણુને કહું છું કે, ભાઈ પરણવું હોય ને સુખી જ થવું હોય તો પારસી કે મહારાષ્ટ્રી છોકરી પરણજે."

એના એ શબ્દો સાંભળી ત્રણે જણ ખડખડાટ હસી પડ્યા.

બહાર અંધકાર હતો. આકાશમાં તારા ઊગી નીકળ્યા હતા. અને ક્યાંક ક્યાંક ફાનસ બળી રહ્યાં હતાં. ત્રણે જણ કસાયેલા યુવાનો હતા, પણ તેમનેયે મહીસાગર ઓળંગવાનો થાક ઠીકઠીક લાગ્યો હતો, એટલે તેઓ ઘસઘસાટ ઊંઘી ગયા.

સવારની પ્રાર્થના વખતે તેઓ જાગ્યા ત્યારે ઘંટીનો ઘોર ને ઉપરાછાપરી રહીરહીને ઠેરઠેકાણે બોલતા કૂકડાના શોર વાતાવરણને ભરી દેતા હતા. પ્રાર્થના પછી મોંસૂઝણું થતાંથતાંમાં તો જંબુસર તરફ પ્રયાણ શરૂ થયું.

સવારનો પહોર, ખુશનુમા પવન, અરણીનાં ફૂલોની સુવાસ, ફૂલોનું મધ પીવા માટે ગુંજારવ કરતા આમતેમ ભમતા ભમરો, પોતાની ભાષા બોલતાં કલ્લોલ કરતાં વિહંગમો—એ બધું જોઈ અને સફેદ કપાસનાં ખેતરોમાંથી પસાર થતી ગાંધીસેનાને જોઈ ગણુ ગાવા લાગ્યો :

મોંઘી સ્વાતંત્ર્ય કૂચે કદમ ઉપડતા,
પ્રેમ ઉન્માદ જંગે;
કૂદે ભૂખ્યાં, દબાયાં, પતિત, દલિત
સૌ મુક્ત આશે ઉમંગે.
પિલાયેલાં જનોની સુકરુણુ કથની
શબ્દનો દેહ માગે.
પ્રેમે શૌર્યે પ્રજાના હૃદયઝરણનું
મૂક સંગીત જાગે.
એને વીણા ભરીને જગતલ વહવા
વિશ્વમાં ગલ્ય ગાવા,
જ્યાં હો ત્યાંથી ધરાપે અવતર કવિ !
ઓ ! મુક્તિબાનુ વધાવા.

“ ગણુ, તું જે કવિની ઝંખના કરે છે તેવો કવિ પૃથ્વી ઉપર ક્યાંથી આવવાનો હતો ? તું જ એ કવિ થઈ જા. તારું હૃદય પ્રતિભા ને કલ્પનાની ખાણુ છે.” કેકીએ એના મુખ તરફ જોતાં કહ્યું.

“ પણુ મને છંદ નથી આવડતા. છંદ વગર પદ્ય ન બને. બધું હોય પણુ જો શબ્દો પદ્યબદ્ધ ન થાય તો તે કવિતા ન કહેવાય.” ગણુએ બહુ જ નમ્રતાથી ઉત્તર આપ્યો.

"પણ છંદશાસ્ત્ર તો શીખી લેવાય! બધા જ કવિઓ એ શીખે છે." કેકીએ માર્ગ બતાવ્યો.

આંબા ક્યાંક મરવાઓથી ને ક્યાંક જરા નાનીનાની કેરીઓથી લચી પડતા હતા, ને હજુ કેટલાક આંબા પણ મોરાયેલા જ હતા. પૂર્વમાં સૂર્યે ડોકું કાઢ્યું એવામાં આંબાની ઘટામાં બેઠેલી કોયલ ટહુકી ઊઠી.

"ગણુ, આ કોયલ પણ તને આમંત્રણ આપી રહી છે. એ કહે છે: 'ઓ કવિ આવ, તું ને હું બન્ને વિશ્વમાંગલ્યના ગીત ગાઈએ.'" આચાર્યે ગણુને કહ્યું.

"એક સારસના જોડામાંથી નરના કરેલા વધમાત્રથી વાલ્મિકીએ શાપ આપ્યો ને એમનો શોક શ્લોકબદ્ધ થયો. આપણે ત્યાં જલિયાનવાળા બાગ થાય છે. ગાંધીજી જેવાના દાંત તૂટી જાય છે; આ ઇતિહાસે નહીં દીઠેલો પ્રસંગ એળે વહ્યો જાય છે. ચિત્રકાર પીંછીથી પ્રસંગો દોરે કે વ્યક્તિઓ ચીતરી શકે; એ પણ કવિ જ છે, દ્રષ્ટા છે; પરંતુ સળંગ મહાકાવ્ય તો શબ્દદ્વારા જ રચી શકાય!" ગણુને પણ ધર્મયાત્રાના કોઈ વાલ્મિકી–વ્યાસની ખોટ લાગતી હતી જ.

જેમજેમ જંબુસર પાસે આવતું જતું હતું તેમતેમ લોકોનો જુવાળ વધતો જતો હતો. જંબુસરમાં કારોબારીના સભ્યો ને રાષ્ટ્રપતિ આવી ગયા હતા. તેમજ અમદાવાદથી શેઠિયાઓ ને વડોદરા બાજુથી પણ અસંખ્ય માણસો ઊતર્યા હતા. તેઓ સૌ બાપુજીના સ્વાગતે આવ્યા. જંબુસરે આવી મેદની પોતાના માર્ગો ને શેરીઓમાં ઊતરેલી ભાગ્યે જ જોઈ હશે.

જંબુસર કંઈ બહુ મોટું શહેર નહીં, પરંતુ તેનો ઉત્સાહ જરા પણ ઓછો ન હતો. આખું ગામ શણગારવામાં આવ્યું હતું.

એડા જિલ્લામાં મંદિરો, ધર્મશાળાઓ અને નવી બાંધેલી ઝૂંપડીઓ-માં બાપુજીને ઉતારવામાં આવતા હતા. અહીંથી તો તેમને જીનમાં ઉતારવાની ને સૈનિકોના રહેવાજમવાની સગવડ થવા માંડી. જીનો એટલે ભરુચ જિલ્લાનું કેન્દ્રસ્થાન એમ કહી શકાય.

કોંગ્રેસ કારોબારીએ બાપુજીને સરમુખત્યાર તો બનાવી જ દીધા હતા. અને જ્યાં સુધી એ બહાર હોય ત્યાં સુધી એ જ મહાસભા હતા. પરંતુ સરકાર તેમને ઝડપી લે ત્યારે શું કરવું અને તેમની કૂચ જેમ આગળ વધતી જાય તેમતેમ દેશમાં જે પ્રત્યાઘાતો થાય તથા જે પ્રગતિ સધાય તેથી તેમને માહિત રાખવા અને તેમની સાથે તે વિષે પરામર્શ કરવો, તે માટે અમદાવાદની મહાસમિતિની બેઠક પછી તુરત જ અહીં કારોબારીને મળવાનું નક્કી થયું હતું. પંડિત પિતાપુત્ર, ડૉ. અનસારી, સરોજિની દેવી વગેરેની હાજરીથી લોકોમાં અવનવો ઉત્સાહ જાગ્યો હતો.

ઉતારે પહોંચ્યા પછી તરત જ બાપુજીએ કારોબારી સાથે મંત્રણાઓ સવારમાં જ આરંભી દીધી. બહુ લાંબી વાતો કરવાની નહોતી એટલે બધું જલદી આટોપાઈ ગયું.

જંબુસરમાં નેતાઓ ઉપરાંત મુંબઈ ને અમદાવાદ વગેરેથી પણ ઘણાં માણસો આવ્યાં હતાં; તેમાં આંધ્રથી આવેલા કાર્યકર્તાઓ સ્પષ્ટ તરી આવતા હતા. અહીં પણ સભા થઈ. કૂચમાં બહેનોને નહીં લીધેલી એટલે મૃદુલાબહેને બાપુ ઉપર ઠપકાનો પત્ર લખેલો. આજની સભાનો તે મુખ્ય વિષય થઈ પડ્યો. સ્ત્રીઓને પણ આ લડતમાં સ્થાન છે એમ એમણે સભામાં સ્પષ્ટ કર્યું. અને સૌ કોમનાં માણસોને આ ધર્મયુદ્ધમાં પોતાની બધી શક્તિ ખરચી દેવા જણાવ્યું. લોકોના ખૂબ આગ્રહથી પંડિત મોતીલાલજી પણ બોલ્યા. તેમણે કહ્યું કે: "આપણા સેનાપતિ મહાત્મા ગાંધી જે આજ્ઞા આપે તે પ્રમાણે વર્તો. લંકા જીતવા માટે રામચંદ્રજી પોતાની સેના સાથે

જે જે માર્ગે ગયા હતા, તે માર્ગ આ પૃથ્વી પર પવિત્ર ને તીર્થ-રૂપ ગણાયો. તે જ પ્રમાણે આ આપણા સંઘવી મહાત્માજીએ પોતાનાં પાવન પગલાંથી આ માર્ગને પ્રતાપી તીર્થરૂપ બનાવી દીધો છે. એ તીર્થરાજની રક્ષા કરવાની જવાબદારી તમારી છે. વળી તમારે આ ધર્મયુદ્ધમાં પણ ભાગ લેવો જોઈએ. કોઈ પણ રીતે આ અત્યંત વિરલ ઘડીએ તમારી અપકીર્તિ ન ગવાય એ સાચવજો."

પંડિતજી બોલીને શાંત થયા એટલે એમની આજ્ઞાથી પંડિત જવાહરલાલ ઊઠયા. એમણે કહ્યું:

"આપના જેવા ઉદાર મનના લોકોએ ભારતના ભવ્ય રાષ્ટ્રપતિપદ પર મને સ્થાપિત કર્યો છે, તો પણ આપણા સૌના સેનાપતિ તો મહાત્માજી જ છે. મહાન આદર મેળવનાર ને યશસ્વી મહાત્માજીની વાણી પૂરી થઈ ગયા પછી—એમની આજ્ઞા સાંભળી લીધા પછી મારે કંઈ જ ઉમેરવાનું રહેતું નથી." એટલું કહી જવાહરલાલજી બેસી ગયા.

આ બધી અમોઘ વાણીની અસર વાતાવરણના અણુએ અણુમાં થઈ ગઈ હતી. વસંતના ગુલાબની પેઠે કે સૂર્યનાં રશ્મિઓ પેઠે એ સર્વત્ર ફેલાઈ ગઈ હતી. સભામાં ચારપાંચ વર્ષની એક બાળાએ પોતાની હાથીદાંતની નાજુક ચૂડીઓ બાપુને અર્પણ કરી હતી. તેની જાહેર હરાજી બોલાઈ ને હરિભાઈ અમીને સવાસો રૂપિયામાં ખરીદી લીધી.

તેવામાં એક યુવતી ગાંધીજીના સૈનિકોમાં ને કાર્યકર્તાઓમાં કોઈકને શોધી રહી હતી. તેના હાથમાં એક બંધ પાકીટ હતું. છેવટે કેકીને દૂરથી જોતાં એ દોડી આવી ને કહ્યું: "કેખુશરુ, તમને શોધીશોધીને તો દમ સુકાઈ ગયો. લો, આ પત્ર. નરગીસ ભરુચ નહીં આવી શકે."

એ શબ્દો સાંભળી કેકીના હૃદય પર વજ્રાઘાત થયો. તેણે તરત જ પત્ર ફોડયો ને વાંચવા માંડયો; બન્ને મિત્રો તેના ખભા ઉપરથી તેમાં જોઈ રહ્યા હતા.

"ભરુચ આવવાની મનને તાલાવેલી થાય છે; પણ અમારું બાનુઓનું કામ હવે એટલું ડિસિપ્લિનવાળું થઇ ગયું છ ને એટલી બધી જવાબદારીઓ ઉપાડવાની છેય કે મારે, કેકી! તારા વિરહમાં જ સંતોસ માનવો પરસે. અહીં પુરુસોનાં બધાં જ કામ અમ બાનુઓએ ઉપારી લીધાં છ ને લરતની ટુકડી પણ ઊભી કીધી છ. અમારી ખડીસેનાની એક ટુકડીની હું નાયક છું એટલે ડીકરી કેકી, નીકલી સકાય એમ નથી. જો બનશે તો સૂરત કે છેવટ દાંડી મલસ, અને જો ન મલાયું તો, તો... —તારી નરગીસ"

આ પત્ર વાંચી ત્રણે જણ હતાશ થઈ ગયા. ને કેકીની આંખમાંથી મોતીથીયે મોંઘાં બે અશ્રુબુંદો વાદળી શાહી પર ઝટ ટપકી પડ્યાં.

"પણ કેખુશરૂ, નિરાશ થવાનું કંઈ જ કારણ નથી. નરગીસે મને કહ્યું છે કે, જંબુસર કે ભરુચથી પત્ર લખે અને બનશે ત્યાં સુધી તો એ સૂરતમાં મળશે જ." પત્ર આપનાર પેલાં બહેને કહ્યું.

બપોર પછી જંબુસરથી પણ ઉચાળા ભરવાના હતા એટલે ખિન્ન મને ત્રણે જણ પેલાં બહેનનો આભાર માની જમવા ઉપડ્યા.

"ગણુ, તું જ આ યાત્રાનો વાલ્મિકી થવાનો એની મને ખાતરી છે, કારણ કે આ પ્રસંગે તારી હૃદયવીણાના તારને ઝણ-ઝણાવી મૂકયા છે. ને હું તો પેલી કોયલ જેવો જ તને માનું છું; હું તો આજથી જ તને વાલ્મિકી માની નમસ્કાર કરું છું.

"कूजन्तं गांधिगांधीति मोहनं विश्वमोहनम् ।
आरुह्य कविताशाखां वन्दे गुणवंत-कोकिलम् ॥"

આ શ્લોક સાંભળી ગુણવંતે સ્મિત કર્યું, પણ પાછળથી કેકીનો ધબ્બો પડ્યો. અને એ તો પારસી એટલે બીચારો એકવડા બાંધાનો ટુ. બી. વાલ્મિકી બેવડો વળી ગયો.

## ૧૫. લાટદેશ

"પ્રભુની પત્રાળી જમી રહી અતૃપ્તિ ન ધરવી,
મહાયાત્રા માંડી નજર વળી પાછી ન કરવી."

[બ. ક. ઠાકોર]



જંબુસર અને આમોદ વચ્ચે ઢાઢર નદી આવેલી છે. બે મોટી બહેનોની આંગળીએ વળગી નાની બહેન ચાલી જાય એમ જમણે હાથે મહીની અને ડાબે હાથે નર્મદાની આંગળી પકડી આ નાનકડી નદીકન્યકા ઢાઢર રમતીકૂદતી, પણ બોલ્યાચાલ્યા વિના ચાલી જતી હતી. એનેયે ખબર પડી હતી કે મહાત્મા આ રસ્તે થઈને જવાના છે.

જંબુસરથી નમતે પહોરે છ વાગે સંઘ ઊપડ્યો. પગરસ્તો હતો; તેમજ આમોદ રેલમારફતે પણ જવાતું. કેટલાક લોકો આગગાડીને રસ્તે પાછા વળી ગયા હતા. રાષ્ટ્રપતિ અને કારોબારીના સભ્યો પણ પોતપોતાના પ્રાંતમાં જવા માટે પહેલી જ ગાડી પકડી નીકળી ગયા હતા.

બાપુજીની સાથે રસ્તામાં ધોળી દાઢીવાળા અબ્બાસ તૈયબજી ચાલતા હતા. બન્ને ડોસાઓ હસતા અને ગેલ કરતા હતા. અબ્બાસ બાપુની સફેદ દાઢીને પવન જરાજરા ફરકાવી જતો. લોકોની પેઠે હવે રસ્તો પણ પાકો બનતો હતો. પ્રાર્થના રસ્તામાં જ થઈ.

"દેકી ! આ પ્રાચીન-લાટદેશ. તે વખતે આપણો પ્રાંત ગુજરાત તરીકે નહીં પરંતુ લાટ ને આનર્તને નામે ઓળખાતો; તથા કાઠિયાવાડ સૌરાષ્ટ્ર તરીકે જ ઓળખાતો. પછી પંજાબમાંથી ગૂર્જરો આવ્યા અને તેમણે પ્રભુત્વ મેળવ્યું, એટલે ગુર્જત્રા નામ પડયું ને તેમાંથી ગુજરાત બન્યું, અને લાટ તથા આનર્ત નામો પણ ઇતિહાસને ખોળે પડી ગયાં. ગુજરાતની પ્રાચીનતમ સંસ્કૃતિ આ લાટપ્રદેશની મધ્યમાં કપાસનાં છોડવાની જેમ ફૂલી ફાલી ભરુચ—ભૃગુકચ્છ ભારતવર્ષનાં પ્રાચીનતમ નગરોમાંનું એક. અહીંથી પશ્ચિમમાં પાછા જઈએ તો છેક જમીનની અણી પર આવેલું કાવી બંદર અને તેની સામે જ આવેલું ખંભાત—સ્તંભાવતી, દક્ષિણમાં મુંબઈની પાસે આવેલું સોપારા—શુર્પારક—એ બધાં તે વખતના ગુજરાતનાં વેપારધામો. નર્મદાના ઉપલાણમાં મધ્ય હિંદને અડકીને આવેલી માહિષ્મતી નગરીના સીમાડા સુધી અને દક્ષિણમાં મહારાષ્ટ્રને આ લાટની સીમાઓ અડકી હતી. તે કાળે અંગ્રેજ સરકારે પાડી આપેલા કૃત્રિમ વિભાગો નહીં, પરંતુ ભાષાવાર બનેલા પ્રાંતો હતા: જ્યાં જે ભાષા બોલાય ત્યાં તે પ્રાંત ગણાય !" ગણુએ ચાલતાં ચાલતાં ઇતિહાસનાં પડ ઉકેલવા માંડયાં. છૂટાં મેદાનોમાં લોકો છૂટાછૂટા વેરાઈને ચાલતા હતા, પણ બાપુની સેનાની આસપાસ તો ટોળું જામેલું જ રહેતું.

વાતોવાતોમાં ઢાઢર આવી. ઢાઢરે પોતાની રેતીમાં પંખીઓનાં પગલાં વડે વિધવિધ સાથિયા પૂર્યા હતા. પવનને વીનવી આસપાસ બધે સફાઈ કરાવી આંગણું સ્વચ્છ કર્યું હતું, અને રેતીમાં સુંદર ઓકળીઓ પાડી હતી. આમતેમ છોડવાઓ અને વેલીઓ ઉપર સુંદર પુષ્પો ખીલ્યાં હતાં અને પાસેના આંબા પર બેસી પંચમ સ્વરે સ્વાગત ગાવા તેણે કોયલને આમંત્રી હતી. ઢાઢર બિચારી મુગ્ધા હતી. હૃદયનો ઉમળકો અપાર, શું બોલવું ને કેમ વર્તવું તેની યે બધી ખબર, પણ તે લજ્જાથી શરમાતી હતી. બાપુજીએ જેવા ઢાઢરમાં

પગ મૂક્યા કે તેણે નીચા લળી પ્રણામ કર્યા ને તેમ ને તેમ નીચા નેણે જોતી કૃતજ્ઞતાપૂર્વક મૂક ઊભી રહી. કોઈ ઋષિ વનકન્યાને મસ્તકે હાથ મૂકી આશીર્વાદ આપે તેમ તેની ભેખડે હાથ મૂકી બાપુ સામે કિનારે ચડ્યા. ઢાઢરે મૂક આભાર માન્યો, પણ કોયલે ટહુકીટહુકીને વાતાવરણ સંગીતમય કરી મૂક્યું. આમોદ ત્રણેક માઈલ રહ્યું હશે તેવામાં કમલાદેવી ચટ્ટોપાધ્યાય, મહેરઅલી, અને મુંબઈ યૂથ લીગના કેટલાક કાર્યકર્તાઓ સામા મળ્યા. તેમની સાથે ગાંધીજીને કેટલીક વાતો થઈ. સંધ્યા સાડા આઠે આમોદ આવી પહોંચ્યો.

બાપુએ સોમવારે આણંદમાં ભરેલો અગ્નિ તેમણે ખેડા જિલ્લામાં ઠાલવી નાખ્યો હતો. આમોદની સભાથી તેમણે હવે લોકોનું ધ્યાન બીજી તરફ દોરવા માંડ્યું. આમોદ રેલવે સ્ટેશન હતું, એટલે સાંજની પ્રાર્થના પછી અહીંયાં પણ બહારથી આવેલાં ઘણાં વેરાવા માંડ્યાં.

**બહેન નરગીસ**

"અહીં બાર મુખીઓએ રાજીનામાં આપી દીધાં છે ને બાપુને ૨૫૧ રૂપિયા ભેટ ધરવામાં આવ્યા છે. એટલે પછી બાપુએ એ વિષયને પકડી લઈ મુખીઓ વિષે કહ્યું:

'મેં સાંભળ્યું છે કે કેટલાક મુખીઓએ રાજીનામાં આપ્યાં છે, પણ હજી ઘણાનો એ મોહ જતો નથી. મુખીનું ૫૦ રૂપિયામાં પેટ તો ન જ ભરાય ને? તો પછી સરકાર શું કામ લાગી? જે રાજ કરીને લૂંટે એ રાજ નહીં, પણ રક્ષા કરે એ રાજ. જમીન સુધારી તો કહે વધારો મહેસૂલ; રેલવે કરીને પણ ત્રાસ વર્તાવ્યો. એવી નીતિ તો હિંદુસ્તાનમાં જ ચાલે. આપણે એવા નાલાયક બન્યા છીએ કે સરકાર ઘાણીમાં ઘાલીને તેલ કાઢે તોયે સરકારને માબાપ કહીએ છીએ. વિચારો તો ખરા કે એક લાખ અંગ્રેજો ત્રીસ કરોડ પર કેમ કરીને રાજ ચલાવી શકે છે? ૩૦ કરોડ માણસ ધારે તો ગમે તે કરી શકે.

"આપણે તો તોફાન, મારપીટ ન કરતાં એક નન્નો ભણવાનું જ શીખવાનું છે. એક નન્નો સો દુઃખ હણે! એ સાચું જ છે. બધા જ નોકરો એ ભણો અને પછી જુઓ. હું દાંડી જઈને લખું ને બધા નીકળી પડો, તો તો બીજે જ દિવસે સ્વરાજ્ય મળે.'

"આમ એમણે અસહકાર, સત્યાગ્રહ ને લડતનું રહસ્ય તદ્દન સાદી ભાષામાં સમજાવી દીધું: વળી તેમણે કહ્યું:

× × ×

"ગરીબની ગરીબી ટાળવા માટે શરૂ કરેલી આ લડતમાં સૌ ભળો."

"આ વાક્ય લડતના ધ્યેયનું સૂચક છે. કેકીને પણ મેં કહ્યું કે: "ગાંધીજી પૈસાદારોના પૂજક નથી, પણ ગરીબના જ બેલી છે એની ખાતરી હવે તો પૂરી થઈ ને!"

"અને એણે એની લાક્ષણિક ઢબે કાન પકડી કહ્યું;

"પૂરેપૂરી"

"તમે સૌ શું કરી રહ્યાં છો, તે વિષે નિયમિત લખતાં રહેશો."

આ પત્ર પૂરો કરી ગણુ શેતરંજી ઉપર જરા આડો પડ્યો. એને આજે થાક પણ સારી પેઠે લાગ્યો હતો.

મોહનલાલ પંડ્યા ખેડા જિલ્લામાં રોકાઈ ગયા હતા, પરંતુ તેમનું મન આપણી મિત્રત્રિપુટી પર હતું એટલે તેમણે છોટુભાઈ પુરાણીને પત્ર લખ્યો કે: "ત્રણ અમદાવાદી યુવકોની ત્રિપુટી બાપુના સંઘ જોડે જ નીકળી છે. એમાં એક પારસી છોકરો છે, એટલે તમે સહેજે તેમને ઓળખી તો કાઢશો જ. એ ત્રણેય પાણીદાર જુવાનો લાગ્યા છે. ભરુચ જિલ્લાની હદ સુધી તમે એમને તમારી પાંખમાં લેજો અને સુરત જિલ્લાની હદ આવે ત્યારે ત્યાંના કાકને સોંપી દેજો."

આ પત્ર છોટુભાઈને આમોદમાં જ મળ્યો. જેવા પંડ્યાજી

તેવા જ છોટુભાઈ પણ જુવાનોના શિકારી ! તેમણે તરત જ તેમને શોધી કાઢચા, ને પંડચાજીના પત્રની વાત કરીને તેમના પર પંડચાજીએ મોકલેલો પત્ર આપ્યો. પછી ધીરેથી કહ્યું: "બાપુજીને ઉતારે કાર્યકર્તાઓ ભેગા થવાના હોઈ અત્યારે તો હું જાઉં છું, પણ કાલ સવારથી તમે મારી સાથે થઈ જજો." ત્રણેય મિત્રોએ તેમને નમસ્કાર કર્યા ને છોટુભાઈ તો પાછા કામના બોજા પાછળ અદૃશ્ય થયા.

તા. ૨૩મી માર્ચની સવારે લશ્કર આમોદથી આગળ ચાલ્યું. ગામની ભાગોળ વટી ગઈ એટલે કેકી જરા નજર પાછળ ફેરવ્યા પછી કહે: "આટલાં બધાં ગામ આવ્યાં પણ મને બે ગામનાં નામ બહુ જ મિઠ્ઠાં લાગ્યાં. એક તો આનંદ ને બીજું આ આમોદ. આનંદ ને આમોદ કેવાં રઢિયાળાં નામ! એક કાળે તો એ બન્ને નામ પ્રમાણે ગુણ ધરાવતાં હશે, પણ આજે તો ગ્રામલક્ષ્મી ઉચાળા ભરી ચાલી ગયાં છે. આપણે તો ક્યાંય નૂર ન જોયું. હવે તો ગણ, તારા જેવો કોઈ 'દુ:ખ' ને 'ડામ' એવાં નામ પાડશે!"

"ના, ના, ભાઈ, એવી નિરાશા સેવવાનું કંઈ જ કારણ નથી. આ યાત્રા એ જ આનંદ ને આમોદ પાછાં લાવશે. એની જ શોધમાં પેલો ડોસો દાંડી તરફ દોડી રહ્યો છે..." પાસે ચાલતા છોટુભાઈ બોલી ઊઠચા.

હવે રસ્તો જરા સારો લાગતો હતો. દૂરદૂર ક્ષિતિજ સુધી કપાસનાં ખેતરો દેખાતાં હતાં. વસંતે પણ હવે સફેદ સાડી પહેરી લીધી હતી. ક્યારેક ક્યારે એ પોતાને અંબોડે લીલાં, પીળાં કે વાદળી પુષ્પો ખોસતી; પણ એને સહજ એવી ઉન્મત્તતા એ ઋતુએ છોડી દીધી હતી. નિયમિત રીતે પેલી ધોળી ને કાળી માળાના બેરખા એના હાથમાં ફર્યા જ કરતા હતા. એણે ગાંધીજીનો ખાદીનો સંદેશો સાંભળીને મદમસ્ત રાજરાણીના સાળુને છોડી દઈ શુદ્ધ ખાદીની ઝીણી સાડી પહેરી હતી, ને વળી એની સાડી તો

વણકાંતેલી ને અણવણેલી હતી ! આવી વસંત બધે સામ્ય કલાવિધાન કરતીકરતી આગળ કે પાછળ છાનીમાની ચાલતી. વસંત હતી, પણ મહાત્માની આણે પુષ્પધન્વા આ વર્ષે હિમાલયમાં જ સંતાઈ ગયો હતો.

આમોદથી જુવા ને જુવાથી સમની જવાનું હતું. બધો થઈને ૧૨ માઈલનો રસ્તો હતો. કપાસનાં ખેતરો જોઈને બાપુનું હૃદય હરખાતું, પણ તેમણે રેંટિયા ફરતા ને ખાદી બનતી ન જોયાં એટલે જરા દિલગીર તો થયા જ હતા. ભરુચ જિલ્લામાં ત્રીજા ભાગની વસ્તી મુસલમાનોની છે. ગામડાંમાં તેમણે પણ સારો ઉત્સાહ દાખવ્યો હતો અને ક્યાંક ક્યાંક તેઓ પૈસા પણ આપતા.

સંઘ સવારે સાડા આઠ વાગે જુવા આવી પહોંચ્યો. મહાદેવભાઈ ને રાજાજી ત્યાં આવી ગયા હતા. તેમને તો આપણી ત્રિપુટી સારી પેઠે ઓળખતી હતી. પણ તેમની સાથે એક ત્રીજી વ્યક્તિ પણ હતી. એટલે જિજ્ઞાસાથી કેકીએ સેનાના એક સિપાઈ પૃથુરાજને પૂછ્યું:

"પેલા ત્રીજા કોણ ?"

"એમનું નામ રાઘવજી દેશપાંડે." ઉત્તર મળ્યો.

જુવામાં બપોરે સાડાત્રણ વાગે સભા થઈ.

"બિગડી કોણ સુધારે, નાથ, બિગડી કોણ સુધારે !"

એ ભજન ગવાયું. સભા માટે ગામડામાં ગોંદરું એ ટાઉનહૉલ. એટલે ત્યાં સભા થઈ હતી. પણ અહીં બહુ મોટી મેદની નહોતી.

આ જુવામાં એવું બન્યું હતું કે ગામના વડીલો એમ ઇચ્છતા હતા કે ગાંધીજી ન આવે તો સારું અને જુવાનિયા તેમનું સ્વાગત કરવા તલપાપડ હતા. આમ ત્યાં બે પક્ષો વચ્ચે ઝઘડો હતો જ તેથી તેમણે પોતાના ભાષણમાં તેનો ઉલ્લેખ પહેલો જ કર્યો:

"હું બીજાં જે ગામોમાં ગયો છું ત્યાં લોકોની ઇચ્છાથી ગયો

છું. પણ તમારા ગામમાં કાંઈ ઊલટું થયું છે. મને એમ ખબર પડી છે કે અહીંના મહાજન—વડીલો ઇચ્છે છે કે હું ન આવું તો સારું અને જુવાન વર્ગ વધારે હોઈ વડીલ વર્ગને નમતું મૂકવું પડયું હશે. જુવાન વર્ગને મારી સલાહ છે કે વડીલોનો વિરોધ કરી મને ન બોલાવવો એ જ સારું છે; આ લડતને માટે પણ એ સારું છે. જો હું રણસંગ્રામે ચડયો ન હોઉં તો તો એક પક્ષનો બોલાવ્યો જાઉં અને બીજા પક્ષને પણ ખેંચું. **પણ અત્યારે રણસંગ્રામે ચડયો છું.**

"આટલું કહ્યા બાદ હું વડીલોને કંઈક કહેવા ઇચ્છું છું. મને ૬૧ વર્ષ થયાં એટલે હું વડીલ પણ કહેવાઉં. મને ૬૧ વર્ષ થયાં તો પણ મારી અભિલાષા નવજુવાનના જેવી જ છે. હું તો કહું છું કે હિંદુસ્તાનને સ્વરાજ મળવું જ જોઈએ. કેમ ન મળે? મને ભાસે છે કે મારું મન જુવાન છે. મને થાય છે કે થોડાં વર્ષ લડી લઈએ. હું કેમ કરું ? ઈશ્વરે મને એવો સ્વભાવ જ આપ્યો છે.

× × × ×

"તમે મને આવતાં તો ન રોકયો પણ મારું કામ સરળ થાય એવા આશીર્વાદ આપજો. મારું એકલાનું કામ નથી થવાનું; મારું ને તમારું સૌનું જ સારું થવાનું છે.

+ + + +

"જુવાનિયાને તો એમ કે છો આવી જાઉં. રંગ લાગે તેને લગાડી જાઉં, ને મીઠાના કર વિષે સમજાવી જાઉં. એ કોઈને મરવા દે એવો નથી એમ તમને લાગતું હશે એટલે મને આવવા દીધો. તમને એમ લાગે કે એ ગાળ દે, મારી લે એવો છે. તો હું આ રહ્યો મારી લો. અખતરો કરી લો. તમારી એકેય ગાળ કે માર મને ચોટે જ નહીં. છાપાંવાળા મરજીમાં આવે એવી ગાળો કાં નથી દેતા ? હું તો તમારી પાસેથી લઉં પણ ખરો ને દઉં પણ ખરો.

+ + + +

"હું તો તમે તમારાં ખીચડી અને દૂધ જે મારા સાથીઓને

ખવડાવ્યાં છે તે નથી ભૂલવાનો. આ ૧૦૦ રૂપિયાની થેલી આપવામાં આવી છે તેમાં કોઈને આપવાના બાકી તો નથી? અને બાકી હોય તે આપે. હજુ હું અહીં બે કલાક છું. બે કલાકમાં બધા બુદ્ધા આવી જાય. સવારે થોડાક આવ્યા હતા અને વાણિયા જેવી વાત કરી નાસી ગયા. આ તો પાટીદારનું ગામ છે. વલ્લભભાઈ કોણ? પાટીદાર કે બીજા કોઈ? આટલું તો વિચારો. અત્યારનો પવન મધુર છે, તો ઘસડાઈએ. પવનની સામે થવામાં ક્ષય છે. આમાં ખુદાનો હાથ છે. આમાં પચરંગી ભાવ છે. તમે બધા સમજી જાવ. બહેનો, તમે પણ ભાઈઓને સમજાવજો, અને જે આઠ જણે આમાં પૈસા નથી આપ્યા તેમની પાસે અપાવજો, અને તમે રાજીનામાં આપી જશો તો મને શેર લોહી ચડશે."

આ નોંધ પૂરી કરી, ગણુએ નીચે જ આમ લખ્યું: "ગઈ કાલની નોંધ સાથે જ આ બીડું છું. ને એ પત્ર પૂ. મહાદેવભાઈને આપી દઉં છું. એ આશ્રમમાં જ તમને આપી દેશે. આમ પોસ્ટના એટલા પૈસા સરકારના હાથમાં જતાં બચે."

સભા પછી સ્થાનિક પ્રવૃત્તિઓ વિષે વાર્તાલાપ કરી, જમી-પરવારી આરામ, કાંતણ, ને ગ્રામસફાઈમાં સમય ગાળી સૌ સમની જવા નીકળ્યા. રસ્તામાં કેકીએ છોટુભાઈને કહ્યું: "છોટુભાઈ! આ સૈનિકોમાંના બે ત્રણ જણ વિષે જ પંડ્યાજીએ અમને ઓળખાણ આપી છે. હવે, એ બાકી રહેલું કાર્ય આપ ન કરો?" એણે બહુ જ વિવેક વાપરીને આ શબ્દો ઉચ્ચાર્યા હતા.

"હું સૌને ઓળખતો નથી; પણ જાણું છું એટલું તો જરૂરથી કહીશ. પણ ખરું જોતાં હું જેમને વિષે કહું તેમને મહાત્માજીથી પૃથક્ વ્યક્તિગત જીવન જ નથી રહ્યાં એમ કહીએ તો ચાલે. તમે તો નાના હશો એટલે ન જાણો, પણ ૧૯૨૧ના અસહકારના આંદોલન વખતે જે મંથન થયું તેમાં દેશને ચરણે આવી પડેલાં ને બાપુએ અપનાવેલાં અનેક રત્નોમાંના પેલા જોશી, પ્યારેલાલ,

દેસાઈ, રાવજીભાઈ વગેરે છે. એ બધા તેજસ્વી વિદ્યાર્થીઓ હતા. તેમની સામે બીજી પ્રલોભનવાળી વસ્તુઓ આવીને પડી હતી, છતાં તેમણે તેનો ત્યાગ કરી બાપુના યજ્ઞમાં આહુતિ બનવાનું પસંદ કર્યું, ને ફકીરી ધારણ કરી. જોશી આશ્રમના મંત્રી છે, શાળાના અધ્યાપક છે: દેસાઈ ગોસેવાનું કાર્ય કરે છે ને એ વિષે લખે પણ છે. પ્યારેલાલ પંજાબી છે. તે પણ '૨૧માં જ નીકળી આવેલા. જેવા મહાદેવભાઈ તેવા જ પ્યારેલાલ. આ કૂચમાં પણ બાપુના રહસ્યમંત્રી એ જ છે." આમ છોટુભાઈએ આછાઆછા શબ્દોમાં રેખાચિત્રો દોરવા માંડ્યાં.

દિવસોદિવસે ગરમી વધ્યે જ જતી. વસંત હવે ગ્રીષ્મના ઘર તરફ પ્રયાણ કરી રહી હતી. સવારમાં તો શીતળ પવન આવતો પણ બપોર તો કેટલીક વાર ધગી જતો, લાછાં લેવાઈ જતાં. સમની રેલવે સ્ટેશન પણ ખરું. આજે રવિવાર હતો અને કાલનો મૌનવાર પણ અહીં જ ગાળવાનો હતો. ગામ ઢોલશરણાઈ સાથે સામૈયે આવ્યું હતું.

ગાંધીજી બુવાથી સમની આવવાના હતા. રસ્તામાં ગામડાના લોકોએ સડક ઉપર પાણી છાંટી રાખ્યાં હતાં, બીછાનાં બિછાવી રાખ્યાં હતાં, અને હાથે કાંતેલા સૂતરની માળાઓ તૈયાર રાખી હતી. સાત વાગી ગયા છતાં ગાંધીજી આવતા હોય એવાં કંઈ ચિહ્નો ન દેખાયાં. લોકો બેચેન ગઈ ગયા. પાંચપાંચ, દસદસની ટોળીઓ બનાવી તેઓ રસ્તે રસ્તે સામે ગયા. તે વખતે રસ્તાની બન્ને બાજુએ સ્ત્રીઓ ને પુરુષોની કતારો જામી ગઈ, અને કિટસન લાઈટ અનેક ઠેકાણે ગોઠવાઈ ગયાં: જાણે કે અનેક રેલવે સ્ટેશનો હોય એમ લાગવા માંડ્યું. જો કોઈ ટોળીને સમજાવીએ કે બાપુ ને સેના આવતાં જ હશે, તમે ન જશો; તો તેમાં એ વાક્ય સાંભળવા મળતું કે: "આપણા બાપુ દૂબળાપાતળા છે, કદાચ ક્યાંક એ બિમાર ન થઈ ગયા હોય; ક્યાંક એમને પથરા કાંકરાની ચોટ ન વાગી ગઈ હોય!

રસ્તામાં કંઈ કાંટો ન વાગી ગયો હોય ને અધવચ જ ક્યાંક બેસી ન ગયા હોય! અથવા તો પેલી પાપી સરકારે એમને છુત્રાથી નીકળતાં ગિરફતાર ન કરી લીધા હોય." આમ અનેક મોંમાંથી અનેક વાતો નીકળતી હતી.

એટલામાં સુડી ગામમાં દૂરથી એક ફાનસ ચાલતું દેખાયું. તે દેખાતાં બહેનોએ બાળકોને ગોદમાં લીધાં અને બાપુજીને વધાવા માટે સામે ગઈ. લોકો એટલા બધા બેચેન હતા કે પેલા ચાલતા ફાનસને જોવા માટે પોતપોતાનાં ફાનસ લઈ ઝાડ પર ચડી ગયાં. જાણે કે ગાંધીજીના આગમનને લીધે વૃક્ષો પર પ્રકાશનાં ફૂળ ઊગી નીકળ્યાં ન હોય! અથવા તો અજાતશત્રુ ભગવાન ગાંધીના સ્વાગત માટે આજની નરસેના વાનરસેના બની ત્રેતાના રામયુગની ઝાંખી કરાવી ન રહી હોય!

એક પત્રકારને એક ખેડૂતે પૂછ્યું: "શું તમે ગાંધી મહાત્માને જોયા છે?"

એણે કહ્યું: "હા."

"તો પછી તમે એમને પગપાળા આટલી લાંબી યાત્રા કરતાં રોક્યા નહીં?"

એક બીજા કિસાને પોતાની પાઘડી સંભાળતાં કહ્યું: "બાપુને કોણ રોકી શકે?"

એક ખેડૂતે કહ્યું: "જલાલપુર શા માટે જાય છે? અહીં મારા ગામ આગળ ઘણું મીઠું થાય છે, ત્યાં કેમ આવતા નથી? મારા ગામના લોકો ગાંધીજી પધારતાં જ તેમની સાથે મીઠું બનાવવા માંડશે."

વળી એક ખેડૂત બોલ્યો: "અમે આડા પડી જઈશું, અને ગાંધીજીને કહીશું કે હવે તમે તકલીફ ના ઉઠાવશો. આપની આજ્ઞાથી આખુંયે ગુજરાત જેલ જવા માટે તૈયાર છે."

એટલામાં અંધારી રાતને ચીરી દૂરથી અવાજ સંભળાયો:

"આવ્યા, આવી ગયા."

બીજાએ બૂમ પાડી:

"બાપુ આવે છે, વધાવી લેજો."

એક બાજુ ઊભી રહેલી બહેન સમનીની રેલ સડક પર બેઠેલા પુરુષોને પડકારવા લાગી:

"સામૈયામાં ચાલોને; શું, બેસી રહેવા આવ્યા છો ?"

ગામડાની અનેક બહેનો ફાનસ લઈ ચાલી રહી હતી. બાપુને જોતાં જ સૌએ જયઘોષ ગજવી મૂક્યો. અને સેનાને વચ્ચે ચાલવા દઈ સંયમપૂર્વક બે બાજુ ચાલવા લાગ્યા. પુરુષો મહાત્માજીનાં ત્યાગ, તપસ્યા અને સ્વતંત્ર ભાવનાનાં ગીત ગાતા હતા. સંઘ આવી પહોંચતાં જ ગામની ખેડૂત બહેનોએ ગાંધીજી ને વલ્લભભાઈનાં સુંદર ગીતો ગાવાં માંડ્યાં.

સૂડીથી સમની સુધી પાકી સડક હતી, પણ તે અઢી માઈલ લાંબી હતી. બાપુજી સેનાને કાચે રસ્તે લાવ્યા. એ કાચો રસ્તો ધૂળ, કાંકરા, ચીરા ને કાંટાવાળો હતો. કિસાનોએ દિવસે રસ્તાના કાંટા તો સાફસૂફ કરી નાખ્યા હતા, પણ ચિરાડો ને ખાડાટેકરાનું શું ? પણ બાપુ માને ! તે વખતે સેના ૬થી ૯ સુધીમાં નવ માઈલ ચાલી હતી. તેઓ

"રઘુપતિ રાઘવ રાજારામ,
પતિતપાવન સીતારામ"

ની ધૂન મચાવી ચાલતા હતા.

પગરસ્તો ઓળંગી ગયા ત્યાર પછી મેદાનમાં પ્રચંડ સભા થઈ ને બાપુએ ફરી કાંતવા ઉપર ને ખાદી ઉત્પન્ન કરવા ઉપર ભાર મૂક્યો. અહીં પણ જીનમાં જ ઉતારો રાખવામાં આવ્યો હતો.

પ્રાર્થના પછી નિરાંતે બાપુ બેઠા હતા. ત્યાં ભરુચ જિલ્લાના કાર્યકરો ભેગા થયા. રાજીનામાં તો ગામેગામથી આવ્યે જ જતાં હતાં. આ સભામાં છોટુભાઈ પણ ગયા હતા.

છોટુભાઈએ પણ શરમાળ ચિત્રકાર સાથે ભાઈબંધી વધારવા માંડી હતી. સમનીમાં બાપુને લોકોએ જે રીતે સત્કાર્યા હતા તેવી જ

ઢોલશરણાઈવાળા સામૈયાનું ચિત્ર એ ચિત્રકારે દોર્યું. તેણે કહ્યું: "આમાં બાપુ લોકનાયક તરીકે તરત જ પરખાઈ જાય છે." જરા ધારીધારીને એ ચિત્રને જોઈ ટેકી બોલી ઊઠયો: "આનું નામ ચિત્રકાર! ચિત્રકાર પણ કવિ ને દ્રષ્ટા છે." પછી તો તેમણે સૌએ ચિત્રકળા વિષે ઘણીઘણી વાતો કરી. કૃષ્ણપક્ષની રાત્રીઓ હવે વધુ ને વધુ કાળી થયે જતી હતી ને એ કાનમની કાળી ભોમ જેવી લાગતી; ને નીચે કપાસનાં કાલાં તેમ ઉપર અસંખ્ય તારા કાલાંની માફક ખીલી નીકળ્યા હતા. રાતે તેઓ ઊંઘ્યા સમનીના સ્ટેશન ઉપર. ત્યાં એંજિન ને ડબ્બા ધમપછાડા કરી રહ્યાં હતાં, ને બેચાર ઠેકાણે લાલ-લીલા દીવા સ્ટેશન ને રેલવે લાઈનની યાદ આપી રહ્યા હતા.

સોમવારે સમની યાત્રાનું ધામ થઈ પડયું. આજે બાપુને મૌનવાર હતો.

સમનીમાં બાપુજીએ બુવાના ભાષણને જ દોહરાવ્યું હતું. અહીં નેલોરથી એક જમીનદાર બુચી સુંદરમ્ રેડી આવ્યા હતા. તેમણે ૧૦૦૦ રૂપિયાની થેલી અર્પણ કરી.

"આ ભાઈ આશ્રમને દર વર્ષે ૩૬૫ રૂપિયા આપે છે. રોજનો એક રૂપિયો થયો." સેનાના એક સૈનિક તનસુખે જણાવ્યું.

અહીંના મુખી ત્રિભોવનદાસે પોતાનું રાજીનામું આપતાં સરકારને જે પત્ર લખેલો તેની નકલ કરી ગણુએ નરગીસના પત્રમાં મૂકી તેને બીડી દીધો. આ રહ્યું તે રાજીનામું:

"હું નીચે સહી કરનાર મોજે સમની તાલુકે આમોદના પટેલ ત્રિભોવનદાસ નાથાભાઈની નમ્રતાપૂર્વક અરજ જણાવવાની કે સરકારની નીતિથી દિવસેદિવસે પ્રજામાં અને ખાસ કરીને ખેડૂતોમાં ભૂખમરો વધતો જાય છે; એટલે સુધી કે મહાત્મા ગાંધીજી જેવા પવિત્ર અને સહિષ્ણુતાવાળા પુરુષને પણ સરકાર સામે ચળવળ

ચલાવવાની ફરજ પડી છે. આ ઉપરાંત સરદાર વલ્લભભાઈ જેવા સરકાર અને પ્રજા બન્નેનું હિત ચાહનારા લોકનેતાને સરકારે પરહેજ કર્યા છે, તેવે વખતે લોકોને સાથ દેવામાં સાચી પટલાઈ સમાયેલી છે તેમ સમજીને હું મારી પટલાઈનું રાજીખુશીથી રાજીનામું આપું છું; તો તે સ્વીકારી લેવા મહેરબાની કરશો."

"આજે બાપુ પાછા બેટરી ભરી લેશે એટલે ભરૂચ સુધીમાં ગુબારા થવાના." કેકીએ જણાવ્યું. તેઓ બપોરે જમીપરવારી એક ઝાડની ગાઢ છાયા નીચે બેસી પત્રો લખી રહ્યા હતા. કેકીએ પોતાના મિત્રો સાથે વાતો કરવા માંડી:

"પણ બચ્ચાજી, આણંદ પછીનો બધો હેવાલ લખ્યો કે 'તું મારો ને હું તારી' એટલું લખીને પતવી દીધું?" આમ તેઓ પારસી બાવાની મશ્કરી કરવાનો આરંભ કરતા હતા, તેવામાં પાછળથી ચિત્રકાર ને ખબરપત્રી બન્ને આવ્યા. આ લોકોએ સ્થાન પણ બહુ સુંદર જગ્યાએ જમાવી દીધું હતું એટલે તેઓ પણ નિરાંતે ટેકો દઈ બેઠા. થોડીવારમાં આચાર્યે પણ પત્રો લખવા પૂરા કર્યા અને પાસે એક તડબૂચ પડ્યું હતું તે લઈ ખિસ્સામાંથી ચાકુ કાઢતાંકાઢતાં ચિત્રકારને પૂછવા માંડ્યું: "અમે છોટુભાઈનું નામ તો સાંભળેલું તેમ ચંદુભાઈનું પણ; છતાં અમે એમનાં કાર્યને વિષે બહુ વિગતે કંઈ ન જાણીએ. તમે જરૂર જાણતા હશો. અમને ન જણાવો?"

"શા માટે નહિ? એ બન્નેને તો હું સારી રીતે ઓળખું છું. આપણાં અમદાવાદવાળાં નંદુબહેન કાનુગા ડૉ. ચંદુલાલનાં બહેન થાય ને લીલાવતીબહેન એમનાં ભાભી થાય."

"ત્યારે તો આખાયે કુટુંબે આઝાદી જંગમાં ઝુકાવેલું છે એમ કહોને!" આચાર્ય તડબૂચની ચીરીઓ કરતાંકરતાં વચ્ચે બોલી ઊઠ્યો.

"ડૉ. ચંદુભાઈ દાંતના ઉચ્ચ કોટિના દાકતર હતા. પહેલેથી ઉચ્ચ આદર્શો ને દેશની મુક્તિની જબ્બર ધૂન તો ખરી જ. '૨૧માં એમણે ફકીરી લીધી. પત્નીના દેહાંત પછી સર્વસ્વ દેશને ચરણે ધર્યું, ને ભરુચમાં સેવાશ્રમ સ્થાપ્યો. તેમને તો રચનાત્મક કાર્ય કરતાં સીધી લડાઈ વધુ ગમે. નાગપુરના ઝંડા સત્યાગ્રહ વખતે પણ તેઓ એક મોટી ટુકડી લઈ નાગપુર ગયા હતા. નીડરતામાં એ કોઈનાથી યે ઊતરે એમ નથી; જેટલા આખાબોલા છે તેટલા જ હૃદયના ભોળા છે." ચિત્રકારે કહ્યું.

"એમનું મુખ ને આંખો જ કહી આપે છે કે એ થનથનાટ ને હણહણાટ કરતા અશ્વ છે." કેકીએ પોતાના મન પર પડેલી અસર કહી.

"છોટુભાઈ ને તેમના નાના ભાઈ અંબુભાઈએ ગુજરાતને યૌવન આપ્યું. શારીરિક દૃષ્ટિએ નિર્બળ ગુજરાતીઓનાં શરીરને વજ્ર બનાવવાની ને નીડર બનાવવાની પ્રવૃત્તિ તેમણે વડોદરાથી આરંભી. છેલ્લાં દશ વર્ષોમાં ગુજરાતના જુવાનોમાં જે જોમ અને હિંમત આવેલાં છે, તેમાં આ બન્ને ભાઈઓની તપશ્ચર્યા ઓછી નથી. અંબુભાઈ તો વિરક્ત થઈ પોંડીચેરી ચાલ્યા ગયા. છોટુભાઈ પ્રૉફેસર હતા. તે પદ છોડી દીધું ને વ્યાયામપ્રવૃત્તિ ઉપરાંત રાષ્ટ્રીય કેળવણીનું કાર્ય પણ ઉપાડી લીધું. ભરુચ કેળવણી મંડળ સ્થાપ્યું. ભરુચની એમની હાઈસ્કૂલને અસહકારી બનાવી. પોતાના કેટલાક ગોઠિયાઓને લાવીને હાંસોટ, સજોદ વગેરેમાં લોકસેવા માટે ગોઠવી દીધા. એમના અખાડાઓ એટલે પહેલવાનોના તબેલા નહીં, પણ શરીરની અને સાથેસાથે બુદ્ધિ ને મનની કેળવણી—સાચો માણસ બનાવવાની. એ એમનો આદર્શ! પણ આ બધાની પાછળ જો ઝીણવટથી જુઓ તો તેઓ લડવૈયા; અહિંસક કે હિંસક ગમે તે માર્ગે હિંદ મુક્ત થવું જ જોઈએ એવું માનનારા! એ બીજા રંજીપેંજીને તો બહે એવા નથી, પરંતુ ગાંધીજીનું વ્યક્તિત્વ એટલું બધું મહાન છે કે તેઓ અદના સિપાઈ બની ગયા છે."

તડખૂચ તો સાફ થઈ ગયું હતું. એટલે તેઓ ઊઠયા ને ચિત્રકારે પોતાનાં બે ચિત્રો પૂરાં કર્યાં.

તા. ૨૫મીની સવાર થઈ ને યાત્રાના અડધા દિવસો પૂરા થયા. અહીં હવે પકડાવા બકડાવાનું વાતાવરણ જણાતું નહોતું. આખો દેશ ધણુધણી ઊઠયો હતો. દેશને ખૂણેખૂણે મીઠું પકવવાની ને સત્યાગ્રહ કરવાની તૈયારીઓ ચાલી રહી હતી. છાપાં તો આ કૂચ, દેશ તથા દેશાંતરોમાં થતા તેના પ્રત્યાઘાતો ને દેશના સમાચારોથી જ ભરેલાં બહાર પડતાં હતાં. લોકજાગ્રતિ જોઈ તથા સાંભળી બાપુજીને ખૂબ પાનો ચડતો. હવે ભરુચ પહોંચતાં ત્રાલસા ને દેરોલ બે ગામ આવવાનાં હતાં. સેનાએ સમનીથી સવારે ૭ વાગે પ્રયાણ કર્યું. રસ્તામાં ચાલતાં ચાલતાં સવારની સ્ફુર્તિમાં ગણુનું મન કલ્પના-તરંગોએ ચડતું ને તેની રસભરી વાતોમાં રસ્તો કયાં કપાઈ જતો તેની ખબરે ય પડતી નહીં.

" જુઓ આજે એક નવી જ કલ્પના થઈ આવી છે તે તમને કહું. જામદગ્નેય પરશુરામે પૃથ્વી ૨૧ વાર નક્ષત્રી કરી ત્યારે તેમનો ક્રોધાગ્નિ એટલો બધો ભભૂકી ઊઠયો હશે કે આખા લાટપ્રદેશની જમીન બળીને કાળી પડી ગઈ હશે. અવતાર-કાર્ય પૂરું થયે શાંત પડેલા પરશુરામ પાસે લોકો રડતાકકળતા ગયા હશે ત્યારે તેમણે ક્રોધ જેટલી જ અનુકંપાથી બળેલી ભૂમિ ઉપર રેવાજીનું પાણી છાંટી આ સફેદ કપાસથી એને ભરીભાદરી કરી દીધી હશે. મોટાનો જેવો શાપ તેવો જ તેમનો આશીર્વાદેય ખરો ! " ગણુની આ વાત સાંભળી છોટુભાઈએ પણ જરા સ્મિત કર્યું.

ત્રાલસા થોડું દૂર રહ્યું ત્યા એક ખાડી ઓળંગવાની આવી. નદીની પેઠે ખાડીએ પણ પોતાની ઢબે સ્વાગત કર્યું. પાણી ઢીંચણ સુધી હતાં અને તે ઓળંગતી સેનાનું દશ્ય અદ્દભુત હતું. કાફલો ત્રાલસા પહોંચ્યો ત્યારે ઘણુ ગામમાંથી હમણાં જ બહાર નીકળ્યું હતું.

ગામમાં પેસતાં આંબાવાડિયા નીચે ઊભેલી ગાયો ઊંચી ડોકો કરી બાપુજીને તથા સેનાને જોઈ રહી હતી. ગામના હિંદુ તેમજ મુસલમાનોએ હૃદયપૂર્વક સ્વાગત કર્યું. અહીં કાકાસાહેબ ને બા પણ મળવા આવેલાં. બપોરના સાડાત્રણ વાગ્યા હતા. ખરેસાહેબે ભજન ગાયું. રઘુપતિની ધૂનથી દિગંત ગાજી ઊઠયું. અહીં તેમણે હિંદુ-મુસ્લિમ એકતા ઉપર કહ્યું, મીઠા પર કહ્યું ને નવું કહ્યું તે તો શારદાબિલ ઉપર.

બપોર પછી ત્રાલસાથી પણ ઉચાળા ભરાયા. ખાંડ કે લોટ પડયો હોય ને કીડીઓ ઉભરાય એમ રસ્તો તો સજીવન ને સજીવન જ રહેતો હતો. સાડા આઠે દેરોલ પહોંચ્યા. આ તો બધાં ભરુચનાં પરાં જેવાં જ ગામ. દેરોલમાં ૯ વાગે પ્રાર્થના ને સભા થયાં ને ત્યાંનો કાર્યક્રમ આટોપી ગાંધીજી ને સૈન્યે રાત્ર હરિભાઈ અમીનના જીનમાં જ વિતાવી.

## ૧૬. ભૃગુકચ્છ

કદી તો મધુરી વેણે, વાચા કોમલ મંજરી,
ને બજાવો કોઈ વેળા, કરાલી રણખંજરી;
એ નાદે દિલમંદિરથી, નાસે સેતાનના ગણો,
હૈયે હૈયે તમે કીધાં, પુણ્યનાં સમરાંગણો.

કંકાલને તાંડવનૃત્ય શીખવ્યાં,
ને છૂટવા ભીષણ નાગચૂડથી,
આપી તમે નિર્મળ પ્રેમબુટ્ટી.

[ ઉમાશંકર ]

●

ફાગણ વદ અગિયારશની સવારે એટલે કૂચને બરાબર પંદરમે દિવસે બાપુ અને તેમની સેનાએ ભૃગુકચ્છ—ભરૂચમાં પ્રવેશ કર્યો. ભરુચ એવી રીતે મધ્યમાં આવી ગયું કે અમદાવાદ, મુંબઈ તેમજ છેક દાહોદ સુધીના લોકો બાપુના આવતા પહેલાં આગગાડીમાં થોકબંધ આવી ગયા હતા. ભરુચની અધલાખની વસ્તી સહેજે બમણી તો થઈ જ ગઈ હશે.

બાપુ સાથે સરોજિની દેવી હતાં. ભરુચે ભવ્ય સ્વાગત કર્યું. સર્વત્ર જયજયકાર થતા હતા. લોકોએ ધજાપતાકાથી ને તોરણોથી રસ્તા ને મકાનો શણગાર્યાં હતાં. સર્વ કોમના ને જાતિના લોકો એકઠા થયા હતા. નર્મદાના આ કિનારા પર માણસો સિવાય બીજું ભાગ્યે જ કંઈ દેખાતું. સેવાશ્રમમાં ઉતારો આપવામાં આવ્યો

હતો. સેવાશ્રમમાં પેસતાં જ બહેનોએ અક્ષત, કુંકુમ ને પુષ્પોથી એમની પૂજા કરી. કેટલાંક જાપાની ને અમેરિકનો પણ બાપુજીને મળવા ત્યાં આવ્યાં હતાં.

ડૉ. ચોઇથિરામ સિંધથી આવ્યા હતા, ને કસ્તૂરબા પણ પોતાના પ્રભુનાં દર્શને આવી પહોંચ્યાં.

ભરુચ કાશી જેટલું પ્રાચીન છે. ભારતવર્ષમાં જૂનામાં જૂનાં સ્થાનોમાંનું તે એક છે. આજે ત્યાં તીર્થસ્થાન નથી, પરંતુ મૈયા રેવાજી પોતે જ જીવતુંજાગતું તીર્થ છે. આજ સુધી અનેક મુમુક્ષુઓએ આ સ્થાનેથી નર્મદાજીની પરકમ્મા કરી છે. અનેક સૈકાઓનો ઇતિહાસ ભૃગુકચ્છના ઊંચા ટેકરાના પેટાળમાં દટાયેલો મૂક પડ્યો છે. ભૃગુકચ્છ બંદર 'બારાગાઝા'ના અપભ્રંશ નામે મિસર ને યુરોપમાં પ્રખ્યાત હતું. તેને માથે અઢાર બંદરના વાવટા ઊડતા. ત્યાર પછી અંગ્રેજોએ હિંદનાં અનેક નગરોનાં નામ જેમ બગાડી નાખ્યાં તેમ ભરુચનું 'બ્રોચ' કરી દીધું છે.

પાઘડીપને આવેલા ભરુચના સાંકડા રસ્તાઓ ને સાંકડી શેરીઓ આજની જનમેદની માટે બહુ જ નાનાં લાગતાં હતાં.

આપણા ત્રણે મિત્રો છોટુભાઈ સાથે સેવાશ્રમમાં ઊતર્યા હતા. સેવાશ્રમમાં આંખના ને દાંતના દરદીઓની સેવાભાવી સારવાર થતી એટલું જ નહિ, પરંતુ ખરું જોતાં આખા ભરુચ જિલ્લાની સેવાપ્રવૃત્તિઓનું એ કેન્દ્ર જ હતું, એમ કહી શકાય. માંદા પડીને સારવાર લઈ રહેલા સેનાના સૈનિકો ફરી સેનામાં જોડાઈ ગયા અને બાકીના ચાર રહ્યા તેમને સુરત મોકલી દેવાનું ઠરાવ્યું.

સેવાશ્રમમાં ડૉ. ચંદુભાઈએ ગામની સંસ્કારી બહેનોને સેનાની સેવા માટે નોતરી હતી. અને બહેનો ઘરનાં આડણી, વેલણ, વાસણો વગેરે લાવી રાતના ત્રણ વાગ્યાથી સંઘ માટેની રસોઈ બનાવવામાં રોકાઈ ગઈ હતી. ચંદુભાઈના પ્રેમ અને આગ્રહને બાપુ પાછો

ટેકી શકયા નહોતા. ગણુ ને એના મિત્રો જમીપરવારી ગામમાં રખડવા નીકળ્યા. એમણે બધી માહિતી તો મેળવી લીધી હતી. ખાસ જોવા જેવાં કંઈ મથકો તો નહોતાં જ, એટલે તેઓ નદીકાંઠે જ રખડવા નીકળ્યા. હજુ તો સ્ટેશન તરફથી તથા ચારે બાજુના માર્ગો પરથી લોકો આવ્યે જ જતા હતા.

સૌથી પહેલા તેઓ દશાશ્વમેધના ઘાટ ઉપર ગયા. ત્યાંથી રેલવેનો લાંબો ને ભવ્ય લાલ પૂલ દેખાતો હતો. નદીમાતાનાં પાણી કિનારાથી કંઈક દૂર હતાં. આ ઘાટ ઉપર નર્મદા માતાજીનું મંદિર આવેલું છે. પાસેની ધર્મશાળા પર ઊભાઊભા, કિનારે આવેલાં વૃક્ષો ને તાડના ઝુંડ પાછળ લપકી રહેલું અંકલેશ્વર દેખાય છે.

"ઇસ સ્થાનમેં બલિરાજાને દસ અશ્વમેધ યજ્ઞ કિયે થે."

ત્યાં બેઠેલા એક બાવાજી એક ભક્તને નર્મદાઘાટનું માહાત્મ્ય સમજાવી રહ્યા હતા. "જૈસા કાશીજીકા દશાશ્વમેધ વૈસા હી યહ ઘાટ!"

એક કાળે બલિરાજાએ આ સ્થાને દસ અશ્વમેધ યજ્ઞો કર્યા હશે કે નહિ તે તો માત્ર ભૂતકાળ ને ભગવાન જાણે! પણ આજે તો ત્યાં માતાજીના ઉદરમાં ભરુચનાં શબોને અગ્નિસંસ્કાર કરવામાં આવે છે. અને રેવાજીને કિનારે બાંધેલું મંદિર ને તેમાં પધરાવેલી નર્મદાજીની મૂર્તિ સાક્ષાત ભગવાનની સામે જ તેમની મૂર્તિ મૂકી હોય અને જેમ હાસ્યાસ્પદ લાગે એવી લાગે છે. એ જોઈ નર્મદાજી પોતે પણ ભક્તોની મૂર્ખાઈ પર હસતાં હશે.

તાપ ચડયે જતો હતો, પણ પાણી ઉપર ફરીને આવતો શીતળ પવન તે તાપની અસરને લાગવા દેતો નહીં. અહીંથી તેઓ કોટ ઉપર જ ચાલતાચાલતા આગળ નીકળ્યા. રસ્તામાં ભૃગુઋષિનો આશ્રમ આવ્યો. તે પ્રાચીન ભૃગુઋષિનો જ હશે તે

વિષે એ ત્રણેયના મનમાં શંકા હતી. પરંતુ એ સ્થાન જોઈ ગણુથી બોલાઈ જવાયું:

"આજે ભરુચમાં ભૃગુઋષિની યાદ આપનાર તો બે જ વસ્તુ રહી છે: એક તો આ ભરુચ નામ અને બીજું ભાર્ગવ બ્રાહ્મણો. આજે ઉદરપોષણ માટે ભાર્ગવોનાં કેટલાંય કુટુંબો મુંબઈ, વડોદરા વગેરે સ્થાનોએ ભલે ચાલ્યાં ગયાં હોય, પરંતુ તેઓનું મુખ્ય મથક તો આ જ છે."

ત્યાંથી આગળ ચાલતાં આવતા ઉંડઈના ધાટ આગળથી હોડીઓ સીધી દીવા જતી અને ત્યાંથી અંકલેશ્વર પાસે પડતું. પરંતુ બાપુજીને ઊતરવાનું તો ફુર્જાના મુખ્ય ઓવારા ઉપરથી—બંદર પરથી જ રાખવામાં આવ્યું હતું.

ભાગાકોટ, નવચોકી, કામનાથ અને મલબારી ઓવારાના કોટ ઉપર ફરતાફરતા અને નર્મદામાતાનાં દર્શન કરતા ને નવચેતન પામતા તેઓ ડક્કે આવી પહોંચ્યા. બાપુજીને પાર ઉતારનારું નાવ ખૂબ સારી રીતે શણગારાઈ રહ્યું હતું.

અહીંથી પૂર્વમાં છેક પૂલથી તે પશ્ચિમમાં ભાડભૂત સુધી નજર પહોંચતી હતી. બન્ને લીલાછમ કિનારાઓ વચ્ચેથી રેવાજીનાં શાંત ને પ્રતાપી જલ પશ્ચિમ દિશા તરફ વહી રહ્યાં હતાં.

ત્યાંથી તેઓ ફુર્જારોડ, કતોપોર બજારને રસ્તે ગામમાં ફરતા-ફરતા પાછા સેવાશ્રમ તરફ ગયા. લોકોએ આખું ગામ શણગાર્યું હતું. જ્યાં જુઓ ત્યાં કિડિયારાંની માફક લોકો ઉભરાઈ રહ્યા હતા.

બપોરના આરામ પછી સરઘસની તૈયારીઓ થઈ. સેવાશ્રમથી તે બેગમવાડીના મેદાન સુધી જવાનું હતું. આટલું લાંબુ સરઘસ કદાચ ભરુચે પહેલાં કદી નહીં જોયું હોય! એક તો રસ્તા સાંકડા અને પથ્થરથી છાયેલા હતા એટલે જરા ધક્કો વાગતાં પડી જવાય. સામસામી વાતો કરતાં મકાનોની બારીએ ને અટારીએ સ્ત્રીઓ ને

પુરુષો ઉત્કંઠ થઈ આ યાત્રીઓને જોતાં હતાં. બાપુ સરોજિની દેવીનો હાથ ઝાલી નીચું માથું ઘાલી સડસડાટ ચાલ્યા જતા હતા. આગળ-પાછળ તો પડાપડી થતી હતી. એ ધમસાણમાં બાપુના ગુરુભાઈ ને શ્રીમદ રાજચંદ્રના અનન્ય ભક્ત, વૃદ્ધ ને દુર્બળ શેઠ પૂંજાલાલ અટવાઈ પડયા. તેઓ વૃદ્ધ હોવા છતાં આ અહિંસક લડતમાં ઝુકાવવા તત્પર થયેલા ને તેથી તે ભરુચ આવ્યા હતા. તેમને લોક-મેદનીનો ધક્કો વાગવાથી તેઓ પડી ગયા અને તેમના ઉપર કેટલાંય માણસો ચાલ્યાં ગયાં. પણ એવામાં એક હરિજન સૈનિકે તેમને જોયા ને ઉપાડી લીધા.

સરઘસ બજારો વીંધતુંવીંધતું ચઢાણો ચઢતું બેગમવાડીની પાછળના ટાવરવાળા મેદાનમાં આવી પહોંચ્યું. ભરુચનું આ ઊંચામાં ઊંચું સ્થાન છે. રેવાજીના તટ પર આવેલા, ને સોડ તાણીને સૂતેલા આ ટેકરાના પેટાળમાં ઇતિહાસનાં કેટલાંયે પડો ગોઠવાયેલાં હશે! પરંતુ આજના જેવો પ્રસંગ તો એણે પણ કદી નિહાળ્યો નહિ હોય.

ટાવરના ઓટલા પર ખુરશીમાં બાપુ બેઠા. લાલ ટાવર પર ત્રિરંગી ધ્વજ ફરકી રહ્યો હતો. આસપાસનાં બધાં મકાનો, હોસ્પિટલ, ભરુચા હોલ વગેરેનો લાલ રંગ પણ વાતાવરણને સુરખી અર્પતો હતો. પશ્ચિમાકાશમાં નીચે ઊતરવા જતો સૂર્ય પણ ભગવે રંગે રંગાવા માંડચો હતો.

રેહાના બહેને ‘ઊઠ જાગ મુસાફિર’ વાળું ગીત ગાયું.

“આ બહેને ‘The heart of a Gopi’—‘ગોપી હૃદય’ નામનું પુસ્તક અંગ્રેજીમાં લખ્યું છે. ને આજે ગાય છે—પણ કૃષ્ણની ગોપી જેમ.” ગણુએ કહ્યું.

‘એ કોણ છે?’ કેકીએ પૂછ્યું,

“અબ્બાસ તૈયબજીનાં પુત્રી.” પાસે બેઠેલામાંથી જ એક

ભાઈએ ઉત્તર આપ્યો, એટલે કોઈને બોલવું ન પડયું.

ત્યાર પછી ડૉ. ચંદુભાઈ થોડું બોલ્યા ને બાપુના આશીર્વાદ માગ્યા. તેઓ બેઠા ત્યાર પછી તો પૈસો પડે કે માખી બમણે તોયે સંભળાય એવી શાંતિ છવાઈ ગઈ.

એ નીરવ શાંતિમાં બાપુએ પોતાનો વિસુવિયસ વહેવડાવ્યો:

"ચંદુભાઈએ આશીર્વાદ માગ્યા છે, પણ હું આશીર્વાદ લેવા નીકળ્યો છું. ગામેગામ ફરતાં જે આશીર્વાદ મેળવી રહ્યો છું, તેનો દાંડી પહોંચી જાઉં ત્યાં સુધીમાં આશા છે કે, એટલો મોટો પહાડ થઈ જશે કે ગમે તેવી રાક્ષસી સલ્તનત પણ તેને પ્રતાપે ટાઢીબોળ થઈ જાય.

"૧૯૨૧માં શાળાનો બહિષ્કાર કરનાર એક મુસ્લિમ નવજુવાનનો હમણાં જ મને પત્ર મળ્યો છે. તેમાં તેણે બે પ્રશ્નો પૂછ્યા છે, તે મેં ગોખી રાખ્યા છે.

"પહેલો પ્રશ્ન આ છે: 'શું તમે એમ માનો છો કે તમે એકલા જઈને સ્વરાજ લઈ લેશો? કે શું તમારા હિંદુ ભાઈઓના બળે જ જે કંઈ કરવાનું છે તે કરી લેશો?'

"એવી આશા મેં કલ્પનામાં કે સ્વપ્નામાં પણ રાખી નથી કે મારા એકલાના બળથી કે હિંદુના બળથી સ્વરાજ મેળવીશ. મને તો મુસલમાન, પારસી, ખ્રિસ્તી, યહૂદી બધાના બળની ગરજ છે. પણ તે બધાનું બળ મળે તોયે જો એક બળ ન હોય તો સ્વરાજ ન મળે. એ બળ ઈશ્વરનું છે. તે વિના બીજું બધું ફોકટ છે; અને તે હોય તો બીજા કોઈનો ખપ નથી. તેથી જ હું આજે હિંદુ અને મુસલમાન પાસેથી, આ ધોળી દાઢી પાસેથી (અબ્બાસ તઈયબજી) ને કુમારિકા પાસેથી પણ હાથ જોડી મદદ માગું છું.

"આ લડતમાં તો નાની છોકરીઓ પણ કામમાં આવી શકે છે છોકરીઓના કાગળ મારી પાસે આવ્યા જ કરે છે, કે તમે અમને સાથે કેમ નથી લઈ જતા? સાથે લીધાં હોત તો તમારી

અમે લાકડી બનત અને મીઠું બનાવનાં જેલમાં પણ જાત.

"આમ મુસલમાન યુવકના પ્રશ્નનો જવાબ આપતાં તમને અને તમારે નિમિત્તે હિંદને અને આખા જગતને જવાબ આપી દીધો.

"મને તો બધાની, અંગ્રેજની, પૂર્વ અને પશ્ચિમના માણસોની મદદની જરૂર છે.

"સત્યાગ્રહીમાં પોતાની મેળે ચાલવાની શક્તિ જ હોતી નથી. સત્યાગ્રહ જગતની લાગણી ઉશ્કેરીને જ ચાલી શકે છે. ઈશ્વરના આશીર્વાદ હોય તો જ તે ચાલી શકે. તે ન હોય તો સત્યાગ્રહ લૂલો, પાંગળો અને આંધળો છે.

"૧૯૨૧થી હું બે શબ્દો કહેતો આવ્યો છું. પાકીઝગી અને કુરબાની; આત્મશુદ્ધિ અને બલિદાન. એ વગર સત્યાગ્રહનો જય ન થાય. કેમકે તે વિના ઈશ્વર સાથે હોય જ નહીં.

"જ્યાં જગત કુરબાની જુએ છે ત્યાં ઢળી જાય છે. કુરબાની જગતને વહાલી લાગે છે.

"જગત કુરબાની સારા માટે છે કે નઠારા માટે છે તે જોતું નથી, પણ ઈશ્વર કંઈ આંધળો નથી. એ તો કુરબાનીની પણ પરીક્ષા કરે છે. કુરબાનીમાં મેલ કે સ્વાર્થ છે કે નહિ તેનો હિસાબ તેના ચોપડામાં રહે છે. તેથી કુરબાની સાથે આત્મશુદ્ધિ ન હોય તો મારા જેવો થરથરી જાય.

"રેહાના બહેને હમણાં જ ગાયું: 'જો જાગત હૈ સો પાવત હૈ.' એમ જો હું જાગૃત રહીશ તો જ મેળવી શકીશ. તે પણ (નહિ કાં) હું નહિં મેળવી શકું; પણ ઈશ્વરે મને–તેના બંદાને માત્ર તેના ભાજનરૂપે વાપર્યો હશે, એથી વધારે કંઈ જ નહિ.

"આ લડતમાં મને અંગ્રેજ ભાઈઓની મદદની પણ જરૂર છે.

વાઈસરૉયને રજિસ્ટરથી કાગળ મોકલી શકતો હતો, પણ એમ ન કરતાં મેં એ પત્ર પહોંચાડવા અંગ્રેજને મોકલ્યો. મારું માન વધારવા માટે એ પત્ર પહોંચાડવા અંગ્રેજને મોકલ્યો એવો મૂરખ મને કોઈ ન માનશો. હું એક અંગ્રેજને મોકલી પાછો વધારે બંધાઈ જવા માગતો હતો, અને મારા ઉપર બોજો વધારવા માગતો હતો. મારા મનમાં કોઈ અંગ્રેજ પ્રત્યે દ્વેષ નથી, પણ એ રાજ્ય પ્રત્યે દ્વેષ છે. અને હવે મને લાગે છે કે અંગ્રેજરાજ્યને ભાગવા સારુ જ હું જન્મેલો છું. પણ એક પણ અંગ્રેજનો વાંકો વાળ થાય તો મારા સગા ભાઈને દુઃખ થયા સમાન મને લાગે. મારા હૃદયમાં અંગ્રેજ વિષે દોસ્તી જ રહેલી છે, પણ તમે હજુ કેમ સમજતા નથી ? આ રાજનીતિનો નાશ કરવો છે. પછી તે ભલે પીલી નાખે, દરિયામાં ડુબાડે, ગમે તે કરે; પણ મનની વસ્તુ કહેવાના છીએ.

"બીજો પ્રશ્ન આ છેઃ 'સ્વરાજ મળ્યે તમે મુસલમાનોને કેટલા હક, કેટલી બેઠકો આપવાના છો?' એનો ઉત્તર હું શું આપી શકું ? મને જો કોઈ વાઈસરૉય નીમે તો હું તો મુસલમાનોને જેટલી બેઠક જોઈએ તેટલી લઈ જાવ એમ કહું. મુસલમાન, પારસી, ખ્રિસ્તીને જેટલું જોઈએ તેટલું તે ભલે પહેલાં લઈ લે અને પછી હિંદુ. પણ સનાતની હિંદુ મને વાઈસરૉય થવા જ ન દે. સાચી વાત એ છે કે આ બધો હિસાબ મારાથી ન થઈ શકે. આટલું બસ થવું જોઈએ કે મહાસભા બંધાઈ ગઈ છે, તેથી એક રીતે હું પણ બંધાઈ ગયો છું. મહાસભાએ ઠરાવ કર્યો છે કે, એક પણ કોમને જ્યાંસુધી સંતોષ ન મળે ત્યાં સુધી કોમી પ્રશ્નને ઉકેલવાનું કામ મહાસભા હાથમાં નહિ લે. મહાસભાએ આ રીતે પોતાના હાથ ધોઈ નાખ્યા છે તેની પાસે હિંદુ, મુસલમાન, પારસી, ખ્રિસ્તી, યહૂદી બધા, પછી તે મંદિર, મસ્જિદ, અગિયારી કે દેવળમાં જતા હોય તો પણ એક જ—હિંદુસ્તાની છે; મહાસભાના મંડપમાં બધા હિંદુસ્તાની છે.

"જે ઠરાવથી સર્વ કોમને સંતોષ નહીં થાય એ ઠરાવને ગમે તેવાં સીલ લાગી હશે, પણ મહાસભા મંજુર રાખવાની નથી.

"આથી વધારે શો ખુલાસો મહાસભા કરી શકે? સવિનયભંગમાં —સ્વરાજ લેતી વખતે તો બધાની સહી જોઈએ. બધી કોમો રાજી થાય ત્યારે સ્વરાજ મળે. એથી વધારે કઇ રીતે કોને સંતોષ આપી શકાય?

"પણ સ્વરાજ મળે તે પહેલાં ભરુચે ગરીબોને સારુ શું કરવું જોઈએ? ઓછામાં ઓછું ભરુચ નિમકહરામ તો ન થાય. જે હિંદુ-મુસલમાન બે કે ચાર આનાના મીઠા પર સવા રૂપિયાનો કર ભરે છે તે બધા નિમકહરામ છે, એમ હું માનું છું. આટલા દિવસ સુધી આપણે આ કર સહન કર્યો તે આપણી મૂર્ખાઈ હતી, હિંદ પ્રત્યે બેવફાઈ હતી, ગરીબો પ્રત્યે બેવફાઈ હતી અને ગરીબો પ્રત્યે નિમકહરામી હતી.

"છ કરોડ રૂપિયાનો મીઠાનો કર કઢાવી નાખવાની લડત કોને નથી ગમતી? કંગાલ મુસલમાનને નિમક ન મળે તેથી તેને કેટલી હાય પડતી હશે? આ કર કઢાવવા માટે એવો કયો હિન્દી હશે કે લડાઈમાં જોડાયા વિના રહે?

"આ લડત ઈશ્વરને નામે ચાલે છે. આ લડાઈ મિસ્કીનો સારુ છે, તવંગરને માટે નથી અને મિસ્કીનની લડાઈથી કોણ દૂર રહેવાનું છે?

"સવાલોના જવાબ મેં આપી દીધા. ચંદુભાઈએ મૂર્છાઈ મારીને કહ્યું કે, 'ભરુચ જિલ્લો આ લડતમાં વધારેમાં વધારે ફાળો આપશે અને પ્રાણ જશે પણ લોકોની સેવા કરવાનું તેઓ ચૂકશે નહી.' મારી આશા છે કે ભાઈ ચંદુભાઈની અહીં આવેલાં ભાઈ-બહેનો આશા બર આણશે. અહીં આવેલાં ભાઈબહેનો બધાં પોતાનું

નામ નોંધાવશે તો ભાઈ ચંદુભાઈનું પેટ ભરાઈ જશે, અને મને તો માગ્યા કરતાં વધારે મળ્યું માનીશ.

"જે ઈશ્વરને નામે કહેવાનો આરંભ કર્યો તે ઈશ્વરને નામે પ્રાર્થના કરું છું કે મારું કહેલું સમજવાની અને તે પ્રમાણે આચરવાની તે તમને શક્તિ આપો."

આ વ્યાખ્યાને હજારોની મેદનીને મંત્રમુગ્ધ કરી મૂકી હતી. ક્યાંય કંઈ અવાજ સંભળાતો ન હતો.

કેકીએ એ અક્ષરશઃ ઉતારી લીધું. ફરી પ્રાર્થના થઈ. પંડિત ઓમકારનાથે પોતાના બુલંદ અવાજે વાતાવરણને મધુરું કરી મૂક્યું. છેવટે ગાંધીજી અને તેમના સૈનિકો બેગમવાડીને ઢાળેથી ઓવારે નાવડામાં બેસવા માટે ઊતર્યા.

## ૧૭. 'નમામિ દેવિ નર્મદે!'

"વિશાળ ઉર નર્મદા
ઘન ગભીર વેગે વહે
અને તરલ વારિ
સાંઝની તરલ લીલા મહીં
કરે પૃથિવી સ્વર્ગનો
વિલય, ભેદ ગુંજે સ્ફુરે
તરે વિવિધ વિસ્તરેલ
વ્યવસાય તીર્થો તણા"

[ શેષ ]

ટેકરો ઊતરીને સૌ કુર્જ ઉપર આવ્યાં. આખો કિનારો ને રસ્તો લોકોથી ચિક્કાર થઈ ગયો હતો. પોતાના બાળકને જોઈ માતાને જેમ પાનો ચડે અને પોતાની છાતી ઉપર લીધા વિના રહ્યું જાય નહિ, એમ માતા નર્મદાજીને આજે ગાંધીજીને જોઈ પાનો ચડતો હતો. તેમણે તેમને પોતાની છાતી પર લેવા માટે તરંગરૂપી હાથ લાંબા કરવા માંડ્યા.

જમાનાઓ સુધી દેશદેશાંતરોના વ્યાપાર ખેડનાર ને અવનવા માનવીઓને પેલી પાર ઉતારનાર, તથા પોતાને કાંઠે ઉતારનાર, ને કાંઠેથી વિદાય આપનાર કક્કા ઓવારાએ આવો ભવ્ય, વીર, કરુણ

ને પાવન પ્રસંગ ભાગ્યે જ બીજો જોગો હશે. બલિ, ભૃગુ, જમદગ્નિ ને પરશુરામનાં ત્યાગ, તપશ્ચર્યા ને વીરતાનું દર્શન કરનાર નર્મદા માતાના આ કિનારાને આજના પ્રસંગ આગળ એ બધા નાના લાગતા હતા. રામચંદ્રજી સરયૂ, ગંગા કે નર્મદાને પણ પાર કરવા માટે આ જ રીતે નાવમાં બેઠા હશે, પણ એ વખતે તેમની સાથે સીતા હતાં. પણ આ તો સ્વાતંત્ર્યરૂપી સીતાની શોધમાં નીકળી પડેલા અવતાર નર્મદા પાર કરવાના હતા, એટલે તે કરતાં પણ આ પ્રસંગ ભવ્ય ગણી આવો મહાન યુગાવતાર પોતાની પાસે આવે છે, એ જાણી નર્મદા મૈયાનો ઉમળકો ઉભરાઈ જતો હતો. ગાંધીજીએ પણ પાણી પાસે આવી રેવાને નમસ્કાર કર્યા ને પાણીને અત્યંત ભક્તિનમ્ર હૃદયે સ્પર્શ કર્યો. લોકોએ એ વિરલ દૃશ્ય જોઈ જય-નાદોથી આકાશ ગજવી મૂક્યું.

અનેક મોટા મછવાઓને ધજાપતાકા ને તોરણોથી શણગા-રવામાં આવ્યા હતા. થાંભલા ઉપર રાષ્ટ્રધ્વજ ફરકતો હતો. સૈનિકો તેમાં બેઠા અને પછી બાપુ એમાં ચડ્યા. જોડે સફેદ દાઢી ને સરો-જિની નાયડુને પણ લીધાં. ચંદુભાઈ ને છોટુભાઈ તો હતા જ. તે વખતે લોકોએ જયનાદોથી વાતાવરણ ગજવી મૂક્યું ને પાણીના તરંગોએ પણ કિનારા ઉપર અથડાઈ અથડાઈ તથા મછવાઓનાં પાટિયાં પર પછડાઈ પછડાઈ એમાં સાથ પૂર્યો. સામે કિનારે ઊભેલા લોકો નાનાંનાનાં સફેદ ટપકાં જેવા દેખાતા હતા. દૂરદૂરના તાડ માથાં ઊંચાં કરી આ દૃશ્ય નિહાળવા પ્રયત્ન કરી રહ્યા હતા. પશ્ચિમમાં આથમવા જતો સૂર્ય પણ નર્મદા ને સમુદ્રના સંગમ પર ઘડીભર થંભી ગયો. કેટલાક પારસી ને દસ્તૂર ભાઈઓ તથા બહેનો હોડીનો હાથ ઝાલીને ઊભાં રહ્યાં, એ પ્રસંગે તો ગાંધીજીનું હૃદય પણ પિગળાવી દીધું. આમ વિયોગ ને વિદાયના પ્રસંગને અનુરૂપ કરુણા સર્વત્ર છવાઈ ગઈ હતી. તેમાં આનંદ એકલો મૈયા રેવાજીને થતો હતો.

" श्री नर्मदाया हृदयानुरागः केनापि कल्प्यो न भवेत्कदाचित् ।
स्यात्तदुत्तुंगतरंगमालाजालं जनानां नयनाजिरेमे ॥ " ×

સૌ ગોઠવાઈ ગયાં એટલે માછીઓએ લંગર ઉપાડ્યું. હલેસાં વાગવા માંડ્યાં, શઢમાં પવન ભરાવા માંડ્યો ને કિનારાનું અંતર તરંગેતરંગે વધવા લાગ્યું. બાપુ બેઠાબેઠા કિનારા તરફ જોઈ રહ્યા હતા.

" ક્યાંથી ક્યાં આવીને ઊભો,
હજીયે ક્યાં જવાં હશે ?
નિશાની ધ્રુવતારાની વિના
નાવડું ક્યાં જશે ? "

[ બ્રાઉનિંગ ]

પણ બાપુજીની નાવડીનાં ધ્રુવતારક તો સ્વરાજ ને પ્રભુ થઈ ચૂકેલાં હતાં.

" એ નાવ સામે કિનારે પહોંચી ગયેલું લાગે એટલે આપણે આપણી નાની નાવડીમાં ઊપડીએ. " એક બાજુએ બેસી જતાં કોઈએ કહ્યું.

જયનાદો પોકારતાપોકારતા ને ગાતાગાતા લોકો વેરાવા માંડ્યા. ભરુચના શરીરમાંથી આત્મા ચાલ્યો ગયો હોય એમ અત્યારે લાગતું હતું.

છેવટે મછવો કિનારે પહોંચ્યો. ઊંચે ફરકતી ધજા અહીં ટાવર પર ઊડતી ધજાને આછીઆછી નિશાનીઓ આપી ' સબ સલામત ' એમ કહેતી હતી. સૂર્ય પશ્ચિમ આકાશમાં અદૃશ્ય થયો હતો.

છોટુભાઈ તો બાપુ સાથે ગયા હતા, એટલે પેલા ત્રણે ય જણ એક નાની હોડીમાં બેઠા. તેમાં બીજા ઉતારુઓ પણ હતા. બહારથી

× " જો નર્મદાજીના મોટામોટા તરંગ ન દેખાતા હોત તો તેના હૃદયના અનુરાગની કલ્પના કદી પણ ન કરીશકત. "

આવેલા ને ભરુચ તળના કેટલાયે માણસો આગગાડીને રસ્તે અંકલેશ્વર જવાનો વિચાર ગોઠવતા વેરાયા હતા.

આ લોકોની નાની નાવડી પણ ધીરેધીરે નર્મદાનાં પાણી પર ચાલવા લાગી. બીજી કેટલીયે એ દિશા તરફ ચાલી રહી હતી, અને કેટલીક તૈયારીમાં હતી. અમરકંટકના પહાડમાંથી નીકળી મધ્ય ભારતને પાવન કરતી ૯૦૦ માઈલ સુધી તપશ્ચર્યા કરી ચાલી આવતી નર્મદા મૈયાએ આજે ખૂબ સંતોષ અનુભવ્યો. ભક્તો તો ગંગા સ્નાને, યમુના પાને ને નર્મદા દર્શને–રેવાજી તો દર્શન માત્રથી પાપ હરી લે છે, એમ કહે છે. પણ સ્તુતિ કે નિંદા, નમસ્કાર કે મલવિસર્જન એ બધા પ્રત્યે ઉપેક્ષા દાખવતાં રેવાજીનાં પાણી શાંતિથી વહે જતાં હતાં.

હોડી ચાલવા લાગી તેમતેમ ગણુના મુખમાંથી નર્મદાષ્ટકના શ્લોકો આપ મેળે સરી પડવા લાગ્યા.

ગતં તદૈવ મે ભયં<br>
ત્વદંબુવીક્ષિતં યદા,<br>
મૃકંડુસૂનુશૌનકાસુરારિ સેવિ સર્વદા.<br>
પુનર્ભવાબ્ધિ જન્મજં<br>
ભવાબ્ધિ દુઃખવર્મદે<br>
ત્વદીયપાદપંકજં<br>
નમામિ દેવિ નર્મદે."

એના મુખમાંથી નદીના તરંગો પેઠે વહેતા આ સ્તોત્રના શબ્દો સૌ ઉતારુ સાંભળી રહ્યા હતા. હલેસાંના પહાડ એમાં તાલ પૂરતા હતા. શરદમાં ભરાયેલા પવને પણ બન્ને સરિતાઓનાં ગાન ગાવા માંડ્યાં. પતિતપાવની નર્મદાનો એ બંદીજન જ હતો, પણ સાથેસાથે એણે પતિત દેશને ઉદ્ધારવા માટે નીકળેલી ને સાગર તરફ વહેતી માનવસરિતાનાં ગાન પોતાની ભાષામાં ગાવા માંડ્યાં.

પણ સ્પષ્ટ શબ્દો તો ગણ્યાના જ સમજાતા હતા. એણે હવે અવાજ વધુ તેજ કર્યો ને આગળ ચલાવ્યું:

સનત્કુમાર નાચિકેત કશ્યપાદિષટ્‌પદૈ,
ધૃતં સ્વકીયમાનસેષુ નારદાદિષટ્‌પદૈ;
રવીન્દુરંતિદેવદેવરાજકર્મશર્મદે,
ત્વદીય પાદ પંકજં નમામિ દેવિ નર્મદે.

બીજી નાવડીઓમાં બેઠેલા લોકો પણ હવે આ નાવ તરફ જોવા લાગ્યા.

સ્તુતિ સાંભળી માતા તો આ બાળકોને પણ બહુ લાડથી રમાડવા માટે હાથ લાંબા કરવા લાગ્યાં. છેવટે એમની નાની નાવડી પણ સામે કિનારે પહોંચી ગઈ. એક દેહ છોડી બીજા ભવમાં ચાલ્યો જતો આત્મા પોતાના વ્યક્ત શરીરને જે ભાવથી જુએ તેવા ભાવ, પાછળ રહી ગયેલા કિનારાને જોતાં ગણ્યાના અંતરમાં ઉભરાવા લાગ્યા. તેણે નદીને આ કિનારે ચડતાંચડતાં નર્મદાષ્ટકની ઉપલી બે પંક્તિઓ પૂરી કરી.

દુરંત પાપ તાપહારિ, સર્વ જંતુ શર્મદે
ત્વદીય પાદપંકજં, નમામિ દેવી નર્મદે.

સંધ્યાકાળ વટી ગયો હતો. બાપુના સ્વાગતમાં દોઢેક હજાર માણસો હતાં. સંઘે સાયંપ્રાર્થના અહીં જ કરી લીધી. ગરમી તદ્દન શાંત પડી ગઈ હતી. બાને બાપુને એક નાનકડા મછવામાં બેસાડી કિનારે કિનારેથી લઈ જવામાં આવ્યાં તે વખતે જાણે રામ–સીતા પુરુષ ને પ્રકૃતિ સાથે બેઠાં હોય એમ લાગતું હતું. બોરભાઠામાં થઈ એ નાનકડા ગામડાનો સત્કાર સ્વીકારી સંઘ સપાટાબંધ અંકલેશ્વર તરફ ચાલવા લાગ્યો. નર્મદાજી હવે તદ્દન દેખાતાં બંધ થયાં હતાં. માત્ર પૂર્વ દિશાનો લીલો પૂલ જરાજરા દેખાતો હતો અને તેને બન્ને છેડે ચમકી રહેલા લાલલીલા દીવા માણેક ને પન્ના જેવા લાગતા હતા.

# ૧૮. અંતર્મુખ થવા માંડયું

એકાકીલા રણુરણુ ધસે, સ્વસ્થ બાપુ ડગોથી,
સંગે જોવા ધડક ઊઠતી, હોંશ થાતી અદૃશ્ય.
આવી આજે ધન ઘડી, નથી ચૂકવી એ અલભ્ય
ખોળે સૂવું ત્યજી દઈ, હવે ઝૂકવું જંગ મધ્ય.
ડંકા બાજે જુદ્ધ ગડગડે, મર્ત્ય ના સૂઈ રહેશું,
દીક્ષા દીધી વદન હસતે, કેસરિયાં કરીશું.

[ પારાશર્ય ]



અંકલેશ્વરના હસ્તી તળાવ પર લોકો બાપુની ચાતકની પેઠે વાટ જોઈ રહ્યા હતા. ધાર્યા કરતાં સમય વધુ થઈ ગયો હતો.

સ્થાનિક ને આસપાસના લોકો ઉપરાંત રાજપીપળા બાજુથી, સૂરત ને મુંબઈથી પણ ઘણાં માણસો ઊતર્યાં હતાં. એ સુકાઈ ગયેલું તળાવ નાના ગામ જેવું લાગતું હતું. આસપાસ દીવા ગોઠવીને રાતનો દિવસ કરી દેવામાં આવ્યો હતો. લોકો ભજનો ગાઈને સમય પસાર કરી રહ્યા હતા.

બોરભાઠા ને અંકલેશ્વર વચ્ચેના માર્ગ પર ચંદુભાઈ ને છોટુભાઈની વચ્ચે બાપુ ચાલી રહ્યા હતા. ભરુચના દીવા હવે દેખાતા બંધ થયા હતા. અંધકારમાં ઠૂંઠ જેવાં ઊંચાં તાડનાં વૃક્ષો

ને આકાશમાં પથરાયેલા અગણ્ય તારાઓ સિવાય બીજું કંઈ દેખાતું નહીં. નર્મદાજીનો શીતળ પવન વાયા કરતો હતો. એ રસ્તે ચાલતાંચાલતાં સેનાના એક સૈનિકના હૃદયમાં ભારે આંતર્યુદ્ધ ચાલી રહ્યું હતું:

"એમ આઈસ્ક્રીમ ખવાય જ નહીં." કોઈક ભેદી અવાજ અંદરથી બોલ્યા કરતો હતો, પણ મન તેને દબાવી દઈ તરત જ જવાબ આપી દેતું: "એમાં શું? આઈસ્ક્રીમ ક્યાં મિઠાઈ કે વ્યસનની ચીજ છે? ઠંડું કરેલું દૂધ એટલે આઈસ્ક્રીમ અને તે કેમ જાણ્યું કે ગાયના દૂધમાંથી જ નહીં બન્યો હોય!"

આમ મનમાં દબાવી દીધા છતાં પણ તે અવાજ ઘડીઘડીમાં પાછો સમસમી ઊઠતો: "ઊઠ, જાગ, ચેત, કહી દે, ભૂલ કબૂલ કર; જગતના પવિત્રમાં પવિત્ર પુરુષને તું છેતરી રહ્યો છે; એમની સમક્ષ દોષ કબૂલ કરી દે." એવી આજ્ઞાઓ એ અવાજ ઘડીકમાં ધીરેધીરે ને ઘડીકમાં ફાટી આંખે આપતો. પણ મને એને એકદમ જીતવા ન દીધો. "કંઈ નહીં, હોય! એમાં શું કહેવું છે? હવેથી નહીં કરીએ." એવો ટાઢોબોળ ઉત્તર મને આપ્યો. આવી ગડભાંગ વચ્ચે એ સૈનિક નીચું માથું નાખી રસ્તા પર ચાલી રહ્યો હતો. તેના મનમાં એ અંધારી રાત જેવો અંધકાર છવાઈ રહ્યો હતો.

કાજળકાળા અંધકારને ભેદતો સંઘ હસ્તી તળાવ ઉપર બરાબર નવ વાગે આવી પહોંચ્યો. કપાસનાં ખેતરમાં સફેદ કાલાં દેખાય એવો સફેદ કપડાંમાં સજ્જ થયેલો લોકસમુદાય દેખાતો હતો. અહીં બાપુને ૨૦૧ રૂપિયાની થેલી અર્પણ કરવામાં આવી. મોડું થઈ ગયેલું એટલે બાપુએ બહુ જ ટુંકાણમાં પતાવતાં કહ્યું: "જો સ્વરાજ પૈસાથી ખરીદાઈ જતું હોય તો હું ખરીદી લઉં, કારણ કે હું વાણિયો રહ્યો, પણ તે એમ મળે એમ નથી."

અંકલેશ્વરમાં નદીની પેલી પારના ને આ પારના કાર્યકર્તાઓ

એકઠા થઈ ગયા હતા. જંબુસરવાળા શિવશંકરભાઈ તો બાપુને વધાવી પથારીવશ થઈ ગયા હતા. પણ છોટાભાઈ, રમણલાલ બેંકર, યશવંતરાવ ને બાપાલાલનું મંડળ જામ્યું હતું. તે બધામાં ચંદુભાઈ ને છોટુભાઈ કેન્દ્રસ્થાને હતા.

અહીં બાપુ ને સૈનિકોને માળીની ધર્મશાળામાં ઉતારો આપવામાં આવ્યો હતો અને તેમનું ભોજનખર્ચ તથા તે અંગેની વ્યવસ્થા મોઢ વણિકોએ, ગાંધીજી તેમના જ્ઞાતિજન હોવાથી ઉપાડી લીધી હતી.

જમ્યા પછી પેલા સૈનિકના અંતર્નાદે એટલા જોરથી અવાજ કરવા માંડયાં કે તેનાથી રહેવાયું નહીં. એ બેચેન બન્યો ને છેવટે બાપુ પાસે જઈ નત મસ્તકે આઈસ્ક્રીમ ખાધાનો એકરાર કર્યો. એના શબ્દો તે શાંત ચિત્તે સાંભળી રહ્યા. પરંતુ ત્યારથી તે અંતર્મુખ થવા લાગ્યા.

જેમજેમ કૂચ આગળ ને આગળ ચાલી રહી હતી તેમતેમ દેશમાં સત્યાગ્રહની તૈયારીઓ ચાલી રહી હતી. સૌ છઠ્ઠી એપ્રિલની વાટ જોઈ રહ્યાં હતાં. લડતમાં સામેલ થવા માટે લોકો પડાપડી કરીને નામો લખાવતા. પરંતુ એમાં જોડાનાર કંઈક સમજીને, જવાબદારી પારખીને જોડાય તે માટે રાષ્ટ્રપતિએ એક પ્રતિજ્ઞાપત્ર ઘડી કાઢયું હતું. તે બાપુ પર મોકલી આપવામાં આવ્યું હતું. પેલા સૈનિકને જે કંઈ બે અક્ષર કહેવા જેવા હતા તે કહી બાપુએ પ્રતિજ્ઞાપત્ર પર પોતાની નોંધ લખાવી ને ૩૦મી ના નવજીવન તથા યંગ ઈન્ડિયામાં પ્રસિદ્ધિ અર્થે મોકલી આપવા માટે છોટુભાઈને આપી. કૂચ દરમિયાન પણ એ બન્ને છાપાં માટે બાપુ નિયમિત રીતે લખતા. આપણા ત્રણે મિત્રો ભવિષ્યના સૈનિકો હતા. છોટુભાઈએ તેમને એક નકલ કરી લેવા આપી. કેકી બોલતો ગયો ને ગણુ લખતો ગયોઃ

## સત્યાગ્રહ પ્રતિજ્ઞા

"(૧) મહાસભાએ પૂર્ણ સ્વરાજ્યને અર્થે આરંભેલા સત્યાગ્રહ-માં હું જોડાવા ઇચ્છું છું.

(૨) સત્ય અને અહિંસાને માર્ગે હિંદને માટે પૂર્ણ સ્વરાજ્ય મેળવવાના મહાસભાના ધ્યેયને હું સ્વીકારું છું.

(૩) જેલ જવાને હું તયાર છું. અને લડત દરમિયાન મારા ઉપર બીજાં જે જે સંકટો આવી પડે કે મને જે સજા થાય તે સહન કરવાને હું તૈયાર છું.

(૪) હું જેલમાં જઈશ તો મહાસભાના ફંડમાંથી મારા કુટુંબના ભરણપોષણને માટે હું કશી મદદની આશા રાખીશ નહિ.

(૫) લડતની લગામ જેમના હાથમાં હશે તેમના હુકમનું હું અક્ષરશઃ પાલન કરીશ.

"મહાસમિતિએ એક નાનકડી સત્યાગ્રહ પ્રતિજ્ઞા ઘડી છે. ઇરાદાપૂર્વક એ સાદામાં સાદી બનાવવામાં આવી છે. અનેક વિગતોથી ભરેલી પ્રતિજ્ઞાઓ પર લાખો સહી કરશે એવી આશા આપણે નથી રાખી શકતા, એટલે સત્ય અને અહિંસાને જ સાધન માનનાર ધ્યેયના ઉપર સહી કરવા ઉપરાંત અને નેતાના હુકમ પાળવાની પ્રતિજ્ઞા ઉપરાંત આ પ્રતિજ્ઞાપત્રમાં બીજું કશું નથી. આગળ ઉપર જ્યારે મોટા સમૂહોના સમૂહો લડતમાં જોડાશે ત્યારે પ્રતિજ્ઞાપત્રની પણ જરૂર નહિ પડે. તે વેળા અનેક મૂંગા, નનામા વીરો આગળ આવશે, જેમાં કેટલાક નકારા ને નબળા માણસો પણ આગળ આવવા સંભવ છે. વળી આ પ્રતિજ્ઞાપત્ર એ માત્ર અરજી છે. એથી અરજી કરનારને સ્વયંસેવક તરીકે સ્વીકારાવાનો અધિકાર નથી મળી જતો. એ પણ યાદ રાખવામાં આવે કે જૂનાં અને વધારે આકરાં પ્રતિજ્ઞાપત્રો આ પ્રતિજ્ઞાપત્રથી રદ નથી થતાં. આ પ્રતિજ્ઞાપત્ર તો અણીના સમયને માટે યોજવામાં આવ્યું છે.

"સ્વયંસેવકોની ભરતી કરનાર અમલદારોના ઉપર ઘણી મોટી જવાબદારી રહેલી છે. આ સાદા પ્રતિજ્ઞાપત્રનો કોઈ એવો અર્થ ન કરે કે કોમી ઐક્ય, ખાદી, અસ્પૃશ્યતાનિવારણ અથવા દારૂનિષેધને હવે આપણે છોડી દેવાના છીએ. એ બધાં મહાસભાના કાર્યક્રમનાં આવશ્યક અંગો તો રહેશે જ. માત્ર મહાસભામાં હજારો પુરુષો અને સ્ત્રીઓને સ્વરાજ્યની લડતને માટે દાખલ કરવા માટે આપણે એક સાદી પ્રતિજ્ઞા રાખી છે. અને તેમ કરતાં એટલી વસ્તુ તો સ્વીકારી લેવામાં આવી જ છે કે મહાસભાના સંચાલકો કોઈ પણ રીતે મહાસભાના કાર્યક્રમને ધોઈ નહિ નાંખે. મહાસભાની સંસ્થા સંપૂર્ણ પ્રામાણિકપણે ચાલશે એવા અખંડ વિશ્વાસને આધારે જ આ પ્રતિજ્ઞા ઘડાયેલી છે. છેવટે એક વાત. આ પ્રતિજ્ઞા ઉપર સહી કરવાથી સ્વયંસેવકો મહાસભાના સભ્યો બનતા નથી."

આ લખતાં લખતાં પોતાની લાયકાત પણ હવે કેવી થવી જોઈએ તે વિષે મિત્ર ત્રિપુટી પણ મનન કરી રહી હતી.

એ લેખ આપ્યા પછી બાપુ સૂતા પરંતુ તેમનું હૃદય પેલા સૈનિકના સ્ખલનથી વલોવાઈ રહ્યું હતું. એ વિષયના વિચારો કરતા કરતા તે ઊંઘી તો ગયા, પરંતુ સવારની પ્રાર્થના વખતે બાપુએ પોતાની અંતરની વરાળ કાઢી:

"એકબીજાનું કહ્યું ન માને એ અરાજ કહેવાય. જો એક જણ બધાનું સાંભળતાં રહે તો જરૂર છેવટે તેને બધા કહેતા બંધ થઈ જાય. દરેકે નમ્ર બનીને રહેવાનું છે. કોઈ બીજાની આંખો જોયા ન કરે. કોઈ એમ અભિમાન ન કરે કે હવે આટલા દિવસ ઠીક ચાલ્યું એટલે દાંડી પહોંચ્યા છીએ. આવતી કાલે અથવા બીજી ક્ષણે શું થશે એ કોને ખબર છે? રામચંદ્રજી અને લોકોને આગલી રાતે એમ ખબર હતી કે સવારે રાજ્યાભિષેક થશે, પણ પ્રભુની લીલા અગમ્ય છે. એટલે આપણે પ્રતિક્ષણ ઈશ્વરને ન ભૂલીએ.

આશ્રમમાંથી નીકળતાં એ શરત હતી કે કૂચ શરૂ થાય ત્યાં સુધીમાં જેને નીકળી જવું હોય તે નીકળી જાય. હું એકલો રહીશ તો પણ બસ છે. હું હસતો રહીશ. દુનિયા મારી નિંદા કરશે તો હું પણ તેમાં સામેલ થઈશ અને માનીશ કે હું મૂર્ખાઈના આરોપને પાત્ર છું. પણ તેમ છતાં હું એકલો પણ ઝુઝીશ ને મીઠું પકવતો રહીશ."

ટુકડીના કેટલાક સૈનિકોએ એવી ફરિયાદ કરી હતી કે પાછલી હરોળના ભાઈઓ આગળ આવીને વચમાં ઘૂસી જાય છે. તે વિષેનો નિર્ણય આપતાં તેમણે કહ્યું:

"આજથી પહેલી ટુકડી એ છેલ્લી રહે અને છેલ્લી ટુકડીથી હારની શરૂઆત થાય. બીમાર કે ઢીલા હોય અને ધૂળનો ત્રાસ લાગતો હોય તે આગળ જઈને ઉતારે બેસી શકે છે, અથવા પછીથી પણ આવે. લોકોનાં ટોળાં વચ્ચે ઘૂસવા આવે તો આપણે છેલ્લા થઈ જવું. એમ કરીશું તો કાંઈ હરકત નહિ આવે. તેઓ પણ કદાચ સમજી જશે અને આપણો માર્ગ સીધો થઈ જશે."

પ્રાર્થના પછી કાર્યકર્તાઓ મળ્યા અને નક્કી કર્યા પ્રમાણે બરાબર છ વાગે અંકલેશ્વર છોડ્યું. અંકલેશ્વરથી હવે સજોદ જવાનું હતું. જંગલો ને પહાડોમાં અથડાતીકુટાતી નદી કોઈ નગર નજીક આવી જાય, તીર્થધામને ધસાઈને પાછી દૂર હઠી જાય એમ હવે બાપુનો માર્ગ મોટાં શહેર ને રેલવે લાઈનથી જાણે રિસાયો હોય એમ આઘો ને આઘો જતો હતો. હવે છેક સુરત સુધી રેલવે કે આગગાડીનાં દર્શન કરવાનાં નહોતાં. એટલે શહેરી લોકો પણ ગીરદી જમાવવા બહુ શેના આવે!

સવારે વિદાય આપવા ગામમાં બહુ ભીડ નહોતી તેમજ સજોદ જવાના રસ્તા પર પણ માણસોનો બહુ મેળો જામ્યો નહોતો. છતાં જે હતા તેમનાં ઉત્સાહ ને ઉમળકાનો પાર નહોતો. યુગાવતારનાં પગલાં પડવાથી પોતાના ગામને પાવન થઈ ગયેલું તેઓ અનુભવતાં

હતા. બાપુ તો પોતાને વેગે ચાલ્યા જતા હતા. રસ્તામાં છગનલાલ જોશી કહેઃ "બાપુ, તમારી થેલી હું ગળે ભરવી લઉં, આપ થાકયા હશો." પણ ડોસાએ થેલી ન જ આપી ને કહ્યું: "મારો સામાન તો હું જ ઊંચકું." બાપુ સાથે અંકલેશ્વરના કાર્યકર્તાઓ બેંકર, છોટાભાઈ ને શાસ્ત્રી હતા જ.

બંગાળમાં બે જણે છઠ્ઠી પહેલાં મીઠું પકવી દીધું હતું, તેમને જેલની સજા થઈ હતી. રસ્તે ચાલતાં કોઈકે પૂછ્યું: "બાપુ, આ લોકોએ ઉતાવળ ન કરી?"

"એ તો એમણે પ્રયોગ કરી જોયો કે મીઠું પકવીએ તો સરકાર શું કરે છે!"

અંકલેશ્વરથી મજમુદાર નામના એક પરદેશ રહેતા ભાઈ સંઘમાં બાપુની રજા લઈ જોડાઈ ગયેલા. તેમણે પગે મોજાં ને ગૅટર્સ પહેર્યાં હતાં. એમના ગૅટર્સ વારંવાર છૂટી જતા તે જોઈ પાછળ ચાલતા કેકીને ખૂબ જ હસવું આવતું, પણ તેને તે સંયમપૂર્વક ખાળી રહેતો.

રસ્તામાં બાપુને નાક છીંકવું હતું. તે ત્યાં ને ત્યાં ઊભે રસ્તે ન છીંકતાં, રસ્તાની બાજુ પર જઈને છીંકયું. એ જોઈ ગણુથી બોલી જવાયું: "સ્વચ્છતાનો કેટલો ઉચ્ચ ખ્યાલ ને તે વિષેની જાગ્રતિ પણ કેટલી બધી?"

સજોદ પાંચ માઈલ હતું એટલે ૮ વાગે તો ત્યાં પહોંચી ગયા.

સજોદમાં શ્રી. જશવંતરાવ જોશી '૨૧ થી કાર્ય કરી રહ્યા છે. તેઓ ખેતીવાડીના સ્નાતક છે ને ત્યાં ફાર્મ ચલાવે છે. છોટુભાઈ-ની અસલ ટોળીના એ. તેમની આગેવાની નીચે સજોદે ખૂબ વ્યવ-સ્થિત સ્વાગત કર્યું. લોકો બહુ વ્યવસ્થિત રીતે ઊભા રહેલા. ફૂલ નહીં ને ફૂલની પાંખડી તરીકે સજોદે પોતાની નાની થેલી બાપુને અર્પણ કરી. અહીં બાપુનો ઉતારો એક સુંદર આંબાવાડિયામાં

રાખવામાં આવ્યો હતો. કૂચમાં બાપુજી માલિશ કરાવતા તેથી તેમનો થાક ઊતરી જતો...ઉતારે જઈ બાપુ માલિશ કરાવવા બેઠા.

અહીંથી હાંસોટ મહાલની હદ શરૂ થતી હતી એટલે બાપુજીનો હવાલો તાલુકા સમિતિના પ્રમુખ બાપાલાલ વૈદ્યને લેવાનો હતો. અહીં પણ સભા થઈ. બાપુજી ભરૂચ જિલ્લામાં રેંટિયાની પ્રવૃત્તિ સારી પેઠે જોઈ શક્યા નહીં; તેથી તેમને થોડી નિરાશા પણ થયેલી. લોકજાગ્રતિ પણ ખેડાના પ્રમાણમાં ઓછી. તેની ટકોર તેમણે સજોદના ભાષણમાં કરી ને કહ્યું, "જો ભરૂચ જિલ્લા મારફતે સ્વરાજ લેવાનું હોય તો ઘણો વખત લાગે."

જમીપરવારી બપોરનો આરામ લઈ નમતે પહોરે સંઘ આંસરોળ જવા ઊપડ્યો.

## ૧૯. સેતુબંધ

અંગો બધાં સંયમથી રસેલાં
કંગાલની હાય થકી ભીંજેલાં,
લંગોટીમાં કાય લઈ લપેટી
ચાલે પ્રભુપ્રેરિત પ્રેમમૂર્તિ.

[ ઉમાશંકર ]

**સુંજોઠથી** પાકી સડક હાંસોટ જતી હતી. હાંસોટ મોટું ગામ ખરું, પણ ત્યાં થઈને જાય તો પશ્ચિમમાં સજોદ તરફ આવ્યા તે પણ જરા આડા તો ફંટાયા કહેવાય જ. એટલે હવે કોઈ પણ રીતે પાછી દક્ષિણ દિશા પકડવાની હતી. રેલવે લાઈન પરનાં ગામોની સંસ્કૃતિ, મોટરો દોડતી હોય એવાં ગામોની સંસ્કૃતિ અને એ બન્નેથી અલગ રહેલાં ગામડાંનું સ્વરૂપ એમાં તફાવત ખરો જ. જો કે હવે દક્ષિણ દિશા તરફ માર્ગ વળ્યો હતો ખરો, છતાંયે તે જરા પશ્ચિમનું મોં રાખી કતરાતો ચાલતો હતો. સજોદથી દીવાસ સુધી સડકે સડકે ગયા પછી સંઘ ખેતરાઉ રસ્તે વળ્યો. વસંતે લીલા રંગની ને સફેદ ફૂલે છાપેલી સાડી પહેરી હતી. વચ્ચેવચ્ચે પીળી ટપકીઓ મૂકી હતી. ઘડીકમાં કપાસનાં લાંબાં ખેતરો ચીરીને રસ્તો ચાલ્યો જતો હતો એમ કરતા સંધ્યા ટાણે માંગરોળ પહોંચ્યા.

માંગરોળ ગામે ઉત્સાહપૂર્વક સત્કાર કર્યો અને મંદિરમાં ઉતારો આપ્યો. બાપુનું મન હવે ખૂબ વિચારોના વમળમાં ગૂંચાવા

માંડયું હતું. તેઓ વધુ અંતર્મુખ થવા લાગ્યા હતા. સૈનિકોની નબળાઈ, પ્રમાદ અને સ્ખલનોના પ્રસંગો જેમજેમ વધુ ને વધુ તેમને કાને આવતા જતા હતા, તેમતેમ તેઓ વધુ ને વધુ જાગ્રત થયે જતા હતા.

મુખીમતાદારોનાં રાજીનામાં દેખાદેખી પડતાં, સાચેસાચ હૃદયપરિવર્તનથી કે દબાણથી, તે વિષે શંકા સેવવાને કારણ તો ખરું જ. એટલે તેમણે એ અંગે એક લેખ માંગરોળમાં જ લખાવી નવજીવન માટે આપી દીધો.

સવારની પ્રાર્થના વખતે પાછલી રાતનો ચંદ્ર પણ પ્રાતઃકાળની છેલ્લી પ્રાર્થનાઓ ધ્યાનપૂર્વક સાંભળતો હતો.હવે બે ત્રણ દિવસ જ એ સાંભળવાની તેને તક મળવાની હતી. પછી સાયંપ્રાર્થનાઓનો વારો આવવાનો હતો.

જે ઝાડ નીચે ગણુ વગેરેએ ધામો નાખ્યો હતો તે પર બેસી બે પંખીઓ કંઈક વાતો કરી રહ્યાં હતાં. નર માદાને કહેતો હતો કે, 'અનેક તપના ફળને અંતે આવા દેવાંશી માણસનાં દર્શન થાય છે. આપણે પંખીની જાત અનેક ભવોમાં રખડતાંરખડતાં આ યોનિમાં આવી પડયાં હોઈશું! ચાલ આપણે પણ એ સવારની ઉપાસનામાં જઈને ભળીએ...કદાચ આપણો ઉદ્ધાર થવાની દૃષ્ટિએ જ પ્રભુએ આ પ્રસંગ આણ્યો હશે." એમ કહી નરે પાંખો ફફડાવી. માદા હમેશાં એ નર પર પ્રેમ રાખતી હતી. તેણે પતિના શબ્દો સાંભળી આનંદ અનુભવ્યો ને તેઓ માળામાં બચ્ચાંને સૂતાં મૂકી બહાર આવ્યાં ને ધીરેથી પ્રાર્થના ગોઠવાઈ હતી ત્યાં આવીને એક ઝાડ પર ચુપચાપ બેસી ગયાં.

" જુઓ ચંદુભાઈ, વિદ્યાપીઠના બધા જ રેંટિયા અમે રાયમામાં છોડી દઈશું. એમનો ઉપયોગ આ જિલ્લામાં પ્રચાર માટે કરજો. સુરત જિલ્લામાં તો મળી જ રહેશે. નહીં મળે ત્યાં તકલીથી ચલાવી લઈશું." બાપુએ ચાલતાંચાલતાં સૂચના આપી.

બાપુના આ શબ્દો સાંભળી ચંદુભાઈના મગજમાં સંકોચ થયા કરતો હતો. પોતે નિયમિત કાંતતા નહીં ને બાપુએ તો લોકોમાં પ્રચાર કરવાની વાત કરી, એટલે એમણે રોજ નિયમિત રીતે કાંતવાનો દૃઢ નિશ્ચય મન સાથે કરી લીધો ને માત્ર ટૂંકો ઉત્તર આપ્યો: "હા. જી."

સવારની ખાટીમીઠી ઠંડીગરમીમાં કપાસનાં ખેતરો ને ખેતરોના શેઢાઓ ઉપર ચાલતા વાતો કરતા માંગરોળથી કલમ અને વાલણેર થઈ સૌ રાયમા આવી પહોંચ્યા. આ રાયમામાં સરદારે ભરુચ, બોરસદ ને રાસમાં હાકલો પાડતા પહેલાં સરકારને પડકારવાના શ્રીગણેશ માંડયા હતા. રાયમા પણ નાનુંશીકડું જ ગામ છે. તેમાં સજોદરા બ્રાહ્મણોની વસ્તી છે. અહીં સમર્થ ત્યાગી ને દેશભક્ત નાથુભાઈ કાશીરામને ઘેર ખડિયો ભરવ્યો. એ ભાઈએ દેશ માટે ખૂબ ભોગો આપ્યા છે ને કષ્ટ પણ ઉઠાવ્યું છે. બાપુએ આવી ૩૦મી માટે પોતાના પત્રો સારુ લેખો લખાવ્યા. કાર્યકર્તાઓ સાથે મંત્રણાઓ કરી, છાપાના પ્રતિનિધિઓને મુલાકાત આપી. અને બપોરે જમ્યા પછી સૌએ થોડો વખત આરામ લીધો. નમતે પહોરે સભા થઈ અને તેમાં ડો. ચંદુભાઈએ પોતાનું દિલ ખોલી દીધું. તેમણે પ્રતિજ્ઞા લીધી કે પોતે સેવાશ્રમમાં હોય ત્યારે રોજ નિયમિત કાંતશે. આની અસર બીજાઓ ઉપર પણ થઈ ને અનેક માણસોએ કાંતવાનો મન સાથે સંકલ્પ કર્યો.

"રાયમા ભરુચ જિલ્લાની આપની મુસાફરીનું છેલ્લું ગામ છે. આપ અમારા બધાના ભલા માટે યુદ્ધ લડી રહ્યા છો જે સારુ અમારાં અંતઃકરણ ગદગદ થાય છે. જેના દિલમાં હું હિંદુસ્તાની છું એમ થાય છે તે દરેક પ્રાર્થના કરે છે કે આપને ફતેહ મળો. એવો કોઈક જ કમનસીબ હશે કે જે એમ નહિ ઇચ્છતો હોય. અમારા જિલ્લામાં પણ ત્રુટિઓ છે પણ ઈશ્વર અમારી ટેક રાખશે, એમ અને પૂરો વિશ્વાસ છે. આ જિલ્લો આપ હુકમ આપશો ત્યારે યુદ્ધમાં

પડશે. જ્યારે યુગલ વાગશે ત્યારે આ જિલ્લો પાછળ નહીં પડે. ઈશ્વર આ જિલ્લાની આબરૂ રાખો. ઈશ્વર આપને યશ આપો."
આમ ચંદુભાઈએ આખા જિલ્લા વતી બાપુને છેલ્લી વિદાય આપી.

રાયમાથી છેક કીમ સુધીનો રસ્તો લોકોએ વાળીઝુડીને સાફ-સુફ કરી રાખ્યો હતો. સાંજે જમ્યા પછી પ્રાર્થના થઈ. પેલાં પંખીઓ માંગરોળ જતાંજતાં અહીં રોકાઈ ગયાં. ભરુચ જિલ્લાના પ્રવાસનું સપ્તાહ આજે પૂરું થવાનું હતું.

પ્રાર્થના પછી સંઘે આગળ ચાલવા માંડ્યું. અંધકાર છવાઈ ગયો હતો. રસ્તામાં અજવાળું રહે તે માટે ગેસની બત્તીઓ સાથે રાખી હતી. દિવસનો તાપ હવે શાંત પડી ગયો હતો. રાયમાથી સૌ ઈલાવ આવ્યાં. ઈલાવ તો રાયમાથીયે નાનું ગામડું. ત્યાં પણ લોકોએ સ્વાગત કર્યું. હવે કીમ દોઢેક માઈલ દૂર હતું. બાપુની ચાલમાં ઝડપ હતી; લગભગ અધીરાઈ હતી; નબળાઈને લીધે એમના પગ વાંકા પડતા હતા, પણ એમની આત્મ-શ્રદ્ધાના બળે તેઓ દોડી રહ્યા હતા. એટલું અંતર તો જોતજોતામાં વટાવી તેઓ સાહોલ આવી પહોંચ્યા.

સાહોલમાં આ કિનારે પણ બત્તીઓ બળી રહી હતી, અને સામે કિનારે પણ એવો જ મેળો જામ્યો હતો.

કીમ નદી સુરત ને ભરુચ જિલ્લાનો સંગમ આપે છે. બે ભાઈઓ વચ્ચે એક જ દીકરી હોય ને તે બન્નેને કેવી પ્રિય લાગે, બન્નેના ખોળામાં ગેલ કરતી એ મોટી થઈ જાય; એમ આ કીમ રમતી કૂદતી વહે જતી હતી. એ દીકરી તો સુરત હજાર જિલ્લાની ને ભરુચ જિલ્લાની ભત્રીજી હતી. બાલસ્વભાવે ખેલતી કીમ ઉપર આજે તરાપાનો નાનો પુલ બાંધ્યો હતો; વાંસના કઠેરા કર્યા હતા; બે બાજુએ બે રાષ્ટ્રધ્વજ ફરકતા હતા. અહિંસક સેનાના નાયક ને એમનાં સૈનિકો આ સેતુબંધ ઉપરથી સામે કિનારે જવાના હતા.

એક સુરતી કવિએ તો એને રામચંદ્રજીના સેતુબંધ જેવો વર્ણવ્યો હતો. પણ રામેશ્વરના સેતુબંધમાં તો તોફાની મહાસાગર પર પથ્થર તરાવવાના હતા. અહીં તો એક નદી ઓળંગવાની હતી. ભવ્યતા, તોફાન ને ધમપછાડનું કાવ્ય અલગ હોય છે ને સરળતા, શાંતિ, ને મૃદુતાનું કાવ્ય નિરાળું હોય છે. એ બે વચ્ચે જેટલું અંતર તેટલું લંકાના આ સેતુબંધો વચ્ચેનું અંતર !

રાતનો સમય. રાતનો કૃત્રિમ દિવસ કરેલો. બાપુ કિનારેથી ઊતરી પૂલ પર આવ્યા. તેની મધ્યે આવી જરા થંભ્યા, ચોગરદમ આંખ ફેરવી લીધી, પાછળ જોયું. ભરુચ જિલ્લો વિષાદમગ્ન થયેલો દેખાયો. સામે નજર માંડી તો ઉત્સાહ ને આનંદના તરંગો ઉછાળા લેતા દેખાયા. સેતુ નીચેથી વહી જતી કીમે બે હાથ જોડી બાપુને નમસ્કાર કર્યા. એને તો બાપ ને કાકા બન્ને સરખા હતા. અને બન્નેના ખોળા છોડી એને તો મને કે કમને સાસરિયામાં ચાલ્યા જવાનું હતું. એના મૂક નમસ્કારને બાપુના મૂક આશીર્વાદ મળી ગયા.

આ ધરડા દેખાતા પણ નવજુવાન સેનાપતિ નદીને પેલે પાર ભેખડ હતી તેની પગથીએ નહિ પણ વચમાંથી ચડી ગયા ને એમની પાછળ વારાફરતી સૈનિકો ચાલ્યા આવ્યા. ભરુચ જિલ્લાની પ્રજા આંસુ સારતી ત્યાં જ થંભી ગઈ.

કીમોલ્લંઘનનું આ કાવ્યમય છતાં કરુણ દૃશ્ય જોઈ કીમને કિનારે ઊભેલા ટોળામાંના એક નવજુવાને ભાગવતના શ્લોકને જરા બદલીને ગાયો.

"જયતુ જયતુ દેવઃ પૂતલીનંદનોઽયં,
જયતુ જયતુ બાપુર્ગાંધિવંશપ્રદીપઃ ।
જયતુ જયતુ સોમસહૃશો દુર્ગલાંગો,
જયતુ જયતુ પૃથ્વીદુઃખદુઃખી હિ ગાંધિઃ ॥"

## ૨૦. અગ્નિધારા

"Who would true valour see,
Let him come hither
One here will constant be,
Come wind, come weather.
There's no discouragement,
Shall make him once relent,
His first avow'd intent
To be a pilgrim."×

કીમ નદીને પેલે કાંઠે સુરત જિલ્લાના ઓરપાડ તાલુકાનું પહેલું ગામ ઉમરાછી આવતું હતું. તા. ૨૮મીની રાત એ ગામમાં ગાળવાની હતી. ઓરપાડ તાલુકાની ભજનમંડળીએ વાતાવરણ સંગીતમય બનાવી મૂક્યું હતું. વળી—

"તકલી કહે, પ્રભુ, જનમી જગતમાં
બીજાને કાજ ફરું ફૂદડીના ફેર,
પ્રભુ ફૂદડીના ફેર;

× Pilgrim' Progress

"જેને સાચું શૌર્ય જોવું હોય તેને અહીં આવવા દો. ગમે તેવા ઝંઝાવાતોમાં પણ અહીંનો માણસ ખસનાર નથી. એણે ભકતરાજ—યાત્રી થવાની જે પ્રતિજ્ઞા લીધી છે તેમાંથી એ કદી નિરાશ થઈને ચસકવાનો નથી."

સૂતરનાં દૂધ ફૂઝનારી, ગરીબની
કાયાને હું ઢાંકનારી, ભુખ્યાંનાં
ઊનાં ઉર ઠારનારી, મને હવે હાથ ધરો."

એ રેંટિયા ને તકલીનાં ગીતો હરતાંફરતાં ગવાઈ રહ્યાં હતાં.

"આચાર્ય! કોણ કહેશે કે ગુજરાત સંગીતવિમુખ છે? આટલું મીઠું, મધુર, તાલ ને લયબદ્ધ સંગીત આખી યાત્રા દરમિયાન આપણને ક્યાંય સાંભળવા મળ્યું નથી." પેલાં ભજનો સાંભળવાનો આનંદ અનુભવતાં ગણુએ કહ્યું. બાપુજી પણ એ સાંભળી સંતુષ્ટ થતા હતા.

ગાંધીજી માટે ગામ બહાર એક સુંદર કળામય મઢૂલી બનાવી હતી. તેને જોતાં તો ગણુનો ઉમળકો માયો નહીં. તેણે કહ્યું: "આ મઢૂલી બનાવનાર જરૂર મોટો કારીગર ગણાવો જોઈએ. પેલી વાસણાની જારના પૂળાની પર્ણકૂટિને પણ આ તો ટપી જાય એવી સુંદર ને નાજુક છે." ગણુના આ શબ્દો સાંભળી પાસે ઊભેલો એક જુવાન ખુશ થતો હતો. તેના હોઠ ને પાતળી મૂછો મલકી ઊઠયાં.

"આપણુ હવે હુરતી લાલાઓના પરદેહમાં આયવા દોસ્તો!" કેકીએ એક ઠેકાણે બેસી જતાં કહ્યું.

"ને હિંદમાં પણુ તમારો મૂળ જિલ્લો તો આ જ. તમારી ભાષા એટલે આ હૂરતી રાનીપરજ ને દૂબળાંની ગુજરાતીનું યે અપભ્રંશ." આચાર્યે હસતાંહસતાં જરા ટાણાની ભાષા વાપરી.

"એ તો કંઈ ના કહેવાશે? અમારી એટલે લાળિયાઓની ભાષા." કેકીએ ડાવકાઈથી કબૂલ કરી લીધું.

સુરત જિલ્લાના કાર્યકરો ભરુચ આવ્યા ત્યારે...ભાઈએ આપણા ત્રણેય મિત્રોની ઓળખાણ તેમની સાથે કરાવી આપી હતી.

ઉમરાછીમાં મોડી રાતે પણ સભા તો થઈ જ. કાનજીભાઈએ ત્યાંથી બાપુનો હવાલો લીધો અને પોતાના જિલ્લા તરફથી સ્વાગત કર્યું. તેમાં બાપુજીએ રાક્ષસી રાજ્યનો નાશ કરવાની; મુખી, મતાદારો ને તલાટીઓને રાજીનામાં આપવાની, રેંટિયો ને તકલી કાંતવાની, ખાદી પહેરવાની, મીઠું પકવવાની ને લડતમાં જોડાવાની વાત કરી, અને વધુમાં બહેનોને પણ લડતમાં ભાગ લેવાનું આમંત્રણ આપ્યું.

સભા પૂરી થઈ ત્યારે મોડી રાત થઈ ગઈ હતી. ભરુચ જિલ્લા કરતાંયે કેટલીક વધુ પ્રગતિ જોવાની આશા સેવતા બાપુજી સુઈ ગયા.

સુરતથી એક મોટર દૂધનાં કેન લઈ ઉમરાછી આવવા માટે ઊભે રસ્તે દોડી રહી હતી. અધરસ્તો કાપ્યો ને એને કાંટો વાગ્યો ને રસ્તામાં ભયંકર અંધકારમાં એ રોકાઈ ગઈ.

સવારના ત્રણ વાગી ગયા ને મોટર ઉમરાછી ન આવી. બાપુ તો મોડા સૂતા તોયે ત્રણ વાગે અચૂક ઊઠી જતા. ઊઠયા ત્યારે જોયું કે રાનીપરજ બહેનો ઘણી વહેલી ઊઠી સંઘ માટે જુવારના રોટલા બનાવી રહી છે. ખેડા ને ભરુચ જિલ્લામાં દૂધ વહેલું પાંચ વાગે ન મળી શકવાથી, રાબથી ને ભાખરીને બદલે ચણાથી ચલાવી લેવામાં આવતું હતું. પણ સુરત જિલ્લાના કાર્યકર્તાઓએ ભરુચમાં ગાંધીજીને ખાતરી આપેલી કે સુરત જિલ્લામાં દૂધ મળશે જ, એટલે કોઈએ રાબ ન બનાવી. સવારની પ્રાર્થનામાં બાપુજીએ નીચે પ્રમાણે શબ્દો કાઢ્યા :

"આપણી યાત્રાનો આ છેલ્લો હપ્તો છે. એની શરૂઆતમાં જ આપણે બધા મેલ ધોઈ નાખીએ. દરેક જિલ્લાની હદ ઓળંગતાં નદી મળી છે. નદીને પવિત્ર માનીએ છીએ; નદી વગેરે તો શુદ્ધિનાં બાહ્ય ચિહ્નો છે. આપણે તો એનો આધાર લઈને પણ શુદ્ધ થઈએ, નમ્ર બનીએ.

"દાંડીને આપણે હરદ્વાર માન્યું છે, તો હરદ્વાર જેવા પવિત્ર ધામમાં જવાની લાયકાત આપણે મેળવીએ."

રોજની જેમ સવારની કૂચ છ વાગે શરૂ થવાની હતી. સુરતનું દૂધ ન આવ્યું ને રાબ તો બની જ નહોતી.

દૂધની કરુણ કહાણી સાંભળી બાપુએ નિસાસો નાખ્યો: "હે રા—મ, ગજબને !"

આ શબ્દો સાંભળી ગણુ ચમક્યો. એણે આવતા પ્રસંગના ઓળા ઢળતા જોયા. તેણે બાપુની ફરી ગયેલી મુખમુદ્રા બેત્રણ વાર ધારીધારીને જોઈ લીધી ને ધીરેથી પોતાના સાથીદારોને કહ્યું:

"Coming events cast their shadows before." "આ તો અગ્નિધારા વરસાવનારા જ્વાળામુખીના પહેલા જ સ્ફુલિંગો છે !"

સંઘ સાથે સુરત જિલ્લાના આગેવાનો કલ્યાણજીભાઈ, કુંવરજીભાઈ, મીઠુબહેન, કાનજીભાઈ, જુગતરામ દવે, ડૉ. સુમંતભાઈ વગેરે હતા. ખરાબ થવાનું હોય ત્યારે એક અશુભ પછી અનેક અશુભોની પરંપરા જ શરૂ થાય છે તેમ અહીં પણ થવા માંડ્યું. સુરત જિલ્લામાં તો કાંતવા માટે ગામેગામ રેંટિયા મળશે જ એ આશાએ બાપુએ છેક વિદ્યાપીઠથી આણેલા રેંટિયા ભરુચ જિલ્લામાં પ્રચારાર્થે મૂકી દીધા હતા.

ઉમરાછીથી સંઘ સવારે ઉપડ્યો. બાપુ કંઈ પણ બોલ્યા-ચાલ્યા વિના ચાલી રહ્યા હતા. એમના મોં પરની રેખાઓ બદલાઈ રહી હતી. છેવટે તેઓ પાંચ માઈલનો માર્ગ પૂરો કરી, એરથાણ આવી પહોંચ્યા. એરથાણમાં તો રેંટિયા હતા જ નહીં. રેંટિયા છેક બારડોલીથી દસ વાગે આવ્યા. એ જોઈને વળી તેમના ઉદ્વેગમાં નવો ઉમેરો થયો. તેમનું મન બોલી ઊઠ્યું:

"આ શું ! આમ કેમ છેતરાઈ રહ્યો છું ? સંઘનો યજ્ઞ પૂરો કરાવવા માટે આમ દરિદ્રનારાયણને છેતરાય ? આવાં અવળાં ખર્ચ કરાય ?"

વળી પાછું બળતામાં ઘી હોમાયું. ધીરેધીરે તાપ ચડતો હતો. તેઓ એરથાણમાં જમવા બેઠા તો શું જુએ છે ? તેમને માટે કાચનાં વાસણોનો સેટ સુરતથી ખરીદી આણવામાં આવ્યો હતો; લીલી દ્રાક્ષ અને સંતરાં મંગાવવામાં આવ્યાં હતાં. અને સૈનિકોને લીલું શાક તો આપવું જ જોઈએ એમ સમજી સુરતથી ટમેટાં અને દૂધી વેચાતાં લઈ હાજર કર્યાં હતાં.

સમસમી રહેલા બાપુજીએ એ બધામાંથી પ્રાયશ્ચિત્તનો માર્ગ શોધ્યો. તેમણે તે જ સાંજથી આ ધર્મયાત્રામાં લિંબુ સિવાય તમામ લીલાં ફળ, સંતરાં, દ્રાક્ષ છોડયાં. ખજૂર, સૂકી દ્રાક્ષ, લિંબુ અને બકરીનું દૂધ પોતાને માટે બસ છે એવો સંકલ્પ કર્યો, અને સાથેસાથે એ પણ ઠરાવ્યું કે બારડોલીથી આણેલા રેંટિયા સાથે ન જ લેવા. ગમે તેટલો વખત લાગે તો પણ ૧૬૦ તાર હવેથી તકલી ઉપર કાંતવા એવો નિયમ કર્યો; ને તરત જ બાપુના હાથમાં તકલી ફરતી થઈ ગઈ. કેકી વગેરેએ પણ તકલી ફેરવવા માંડી હતી. તેઓ હવે પોતાની જાતને સૈનિકો જ માનતા હતા.

પણ આજનો દિવસ જ કંઈક વિચિત્ર ઊગ્યો હતો. કુદરતે જ નક્કી કરી નાખ્યું હોય એમ એક પછી એક દોષો આજે જ ઉઘાડા પડયે જતા હતા !

એરથાણથી ભટગામનો રસ્તો કંઈક પશ્ચિમમાં દોડતો હતો, અને હતો પણ ખરાબ. તે રસ્તે સંધ્યાકાળ પછી ચાલવાનું હતું. તેથી પ્રકાશ માટે ગૅસની બે બત્તીઓ બાજઠ પર ગોઠવી બે ચીંથરેહાલ દૂબળાઓને માથે મૂકી હતી. આમ તો મૂળે બાપુજીને ગૅસના દીવા પ્રત્યે જ સૂગ હતી; પરંતુ તેઓ ચલાવી લેતા. અહીં તો તેમણે ગરીબ

મજૂરોને બત્તીનો ભાર ઊંચકીને રસ્તો પ્રકાશિત કરતા જોયા. વળી તાવથી તવાઈ ગયેલા એ મજૂરો બાપુના વેગને પહોંચી શકતા નહીં એટલે તેમને ધોંચપરોણા કરીને આગળ ધકેલવામાં આવતા હતા. આ બધું તેમની આંખ સામે થતું હોઈ તેઓ કંપી ઊઠ્યા ને તેમાંથી દૂર થઈ જવા માટે તેમણે વેગ વધારી મૂક્યો.

છેવટે રાતે સૌ ભટગામ પહોંચી ગયા. એક વિશાળ વડલા નીચે લોકો સભામાં ગોઠવાઈ ગયા હતા.

ભરુચનાં છેલ્લાં ગામોમાં માણસો કંઈક આછાં થયાં હતાં તે પાછાં ઊભરાઈ ને ભટગામમાં ઊભરાવા લાગ્યાં હતાં. એક મોટા મંચ ઉપર બાપુને ખુરસીમાં બેસાડ્યા. ખરેસાહેબે ભજન ગાયું. પછી ડોસાએ ચોગરદમ નજર ફેરવા લીધી ને ફાટવા માટે તલપાપડ થતા જ્વાળામુખીમાંથી અગ્નિધારા વરસવા લાગી:

"× × × બત્તી નિમિત્તે હું સ્વયંસેવક માત્રને જાગ્રત કરવા ઇચ્છું છું કે તેઓ એકેએક કોડીનો હિસાબ કરે ને મને આપે. તેમ ન કરશો તો મારું જીવતર ધૂળધાણી કરશો. જો મને સરકાર સાથે સત્યાગ્રહ કરતાં આવડે છે, તો સ્વયંસેવકો અને સત્યાગ્રહીઓ સૌ જાણજો કે મને સગાં ને સાથીઓ સાથે સત્યાગ્રહ કરતાં વધુ આવડે છે. સરકાર સાથે મેદાને પડતાં તો મેં ઘણાં વર્ષો લગાડ્યાં, પણ સગાં ને સાથીઓ સાથે સત્યાગ્રહ કરતાં હું ક્ષણની વાર ન લગાડું. એમાં જોખમ છે તે હૃદયના લાનું છે.

× × × ×

"એવાં દૂધશાક વિના અમે કોઈ મરવાના નથી અને બેચાર મરીએ તોયે શું ? એમ ઈશ્વરનું નામ લેતાં અને દિલમાં જરા પણ રોષ વિના મરશે તેનું કાર્ય પૂરું થયું ગણાશે. મોટરનાં કે બીજાં જે કંઈ ખર્ચ કરો તે વિચારીને કરજો. પગે ચાલીને જઈ શકાય તો ગાડા પર ન બેસજો; ગાડીથી ચાલે તો ઘોડા પર ન ચડજો;

ઘોડાથી ચાલે તો મોટર ન વાપરશો. આ ત્રીસ કરોડની લડત છે; તે રૂપિયાથી કે મોટરોથી ચાલવાની છે એમ ન સમજશો. એ તો ભૂખ્યાંથી પણ લડી શકાય છે, એમ મારી ખાતરી ન હોય તો હું તેમાં કરોડોને નોતરું નહિ. પૈસા ઉઘરાવી કરોડોને ખવડાવી લડું એ મારી તાકાત બહારની વાત છે.

× × × ×

"આજે આપણે જેને વસવાયા માનીએ છીએ તેવા માણસને માથે બત્તી જડેલા બાજઠ મેલીને મારી આગળ ચલાવવામાં આવતો હતો. એ બત્તી માથા ઉપર મૂકો તો તમને શરમ લાગે. તમારા પ્રમુખસાહેબ કે મીઠુબહેન માથે મૂકીને ચાલે તો હું સહન કરું. બત્તીવાળાને 'ચાલ, ચાલ,' કહીને દોડાવવામાં આવતો હતો. પણ કહેનારને હિંમત નહોતી કે, તેના માથા ઉપરથી લઈ પોતે તે ઊંચકી લે. હું ઊકળતો હતો અને વાયુને વેગે ચાલતો હતો.

"યુરોપ અમેરિકામાં માણસની પાસે આવી રીતે બત્તી ઉચકાવાય નહિ. એ તો હિંદુસ્તાનના અજ્ઞાન લોકો પાસે જ ચાલી શકે. આપણે કહીએ છીએ કે સ્વરાજમાં વેઠ નહીં ચાલી શકે. આમ કહેવાનો તમને અને મને શો અધિકાર છે? આ તમારાથી કેમ સહન થાય છે? હાથમાં ફાનસ પકડ્યું હોય તો બસ નથી? આવી ભારે બત્તી મારા માથા પર મૂકો તો મારાં હાડકાં તો ભૂકો જ થઈ જાય. તો આપણા તે ભાઈ પાસે એ કામ કેમ લેવાય? તે એક દિવસ હિંદુસ્તાનનો વાઈસરોય પણ થઈ શકે, આપણો પ્રતિનિધિ થઈ શકે.

"હું આ વેણ બોલું છું તેથી ભાગવાનો છું, એમ અર્થ ન કરશો. પ્રતિજ્ઞા લીધી છે, તે ફરવાની નથી. સ્વરાજ વિના આશ્રમનું દર્શન હું કરવાનો નથી. કાગડા-કૂતરાને મોતે મરીશ, સ્વરાજની ઝંખના કરતો રઝળીરવડીને મરીશ, પણ પાછો ફરવાનો નથી.

"હમણાં અહીં ગીત ગવાયું તેની પંક્તિમાં ચાંડાલો વિશે તિરસ્કાર બતાવ્યો છે; તેવો હું પણ છું. મારો ત્યાગ કરજો."

ભાષણ પૂરું થયું. ને લોકો તો સ્તબ્ધ થઈ ગયા હતા. તોફાની બત્તીઓ કંઈ અવાજ કરી રહી હતી. એ સિવાય જરા પણ અવાજ સંભળાતો નહોતો. એટલી જ શાંતિથી સભા વેરાઈ.

ઉમરાઠી ને ભટગામનાં આ ભાષણોએ સૌને ઊંડા વિચારમાં ગરકાવ કરી દીધા હતા. એ ભાષણો લખ્યા પછી ગણુના મોમાંથી દુઃખી શબ્દો નીકળી ગયા હતા.

સભામાં આટલો અગ્નિ વરસાવી બાપુ ઉતારે ગયા ત્યાં બીજા ખેદજનક સમાચાર સાંભળ્યા. તેમના એક અત્યંત પાસેના સાથીએ તેમને મળેલાં વધારે ખજૂર અને દૂધ એક બીજા સાથીને નિયમ વિરુદ્ધ આપ્યાં હતાં અને તે બીજાએ લીધાં પણ ખરાં.

આ પ્રસંગ સાંભળી વ્યાકુળ થયેલા ને મનોમંથન અનુભવતા બાપુ ઊંઘી ગયા. આ આખા પ્રસંગની કરુણા અનુભવતા આપણા મિત્રો પણ એક ઝાડ નીચે પાથરણું પાથરી ગુપચુપ બેઠા. ચીબરી ચીસો પાડી રહી હતી. આકાશમાં તારાઓ દિગ્મૂઢ થઈ ગયા હતા. બાપુના ભટગામના આ ભાષણે કાર્યકર્તાઓને વિચાર કરતા કરી મૂક્યા હતા, અને તેઓ કાલથી શું કરવું એની વિચારણા કરવા છેક મોડી રાત સુધી બેઠા. જ્વાળામુખીને કોઈ પણ રીતે શાંત કર્યે જ છૂટકો હતો.

"પ્રતિજ્ઞા લીધી છે તે ફરવાની નથી. સ્વરાજ લીધા વિના આશ્રમનું દર્શન હું કરવાનો નથી. કાગડા-કૂતરાને મોતે મરીશ, સ્વરાજની ઝંખના કરતો રઝળી રવડીને મરીશ, પણ પાછો ફરવાનો નથી." એ ફરી બોલાયેલા શબ્દોએ લોકોને સજ્જડ કરી દીધા હતા, ને તેઓ કંઈક બેચેન પણ બન્યા હતા.

"મારી સાથેના સંઘના દોષો મને ખટક્યા કરે છે." એ શબ્દોએ સૈનિકોને ઊંઘવા દીધા નહીં. પથારીમાં પડ્યાપડ્યા મનમાં તેઓ પોતાના આચરણનાં પાનાં ઉકેલી રહ્યા હતા.

સવારના કૂકડા બોલ્યા. પ્રાર્થનાનો વખત થયો. તંબૂરાએ ગંભીર અવાજ કાઢવા માંડ્યા. પંડિતજીએ આજે "**લજ્જા મોરી રાખો શ્યામ હરિ**" એ ભજન ગાયું. પ્રાર્થનામાં સૈનિકો ઉપરાંત ઘણાં માણસો હતાં, છતાં સર્વત્ર શાંતિ છવાઈ ગઈ હતી. છેલ્લા પ્રસંગની બહુ થોડાને જ ખબર હતી. લાવા વરસાવતો જ્વાળામુખી હવે શાંત પડી જશે એમ દરેકનાં મનમાં આશા સેવાઈ રહી હતી. પરંતુ બાપુનું મન તો વ્યગ્ર જ હતું, વલોવાઈ રહ્યું હતું અને એ બેચેનીની રેખાઓ એમના મુખ પરથી હટતી નહોતી. પ્રાર્થના પૂરી થઈ એટલે એમણે એ હૃદયમંથન ફરી પ્રગટ કર્યું:

"જેઓ હું પાપી છું તેવા માગ સાથી. આવા પાપસમુદ્રમાં ડૂબેલો હું સામ્રાજ્યનો નાશ કરવા પેદા થયો છું એમ કહેતાં શરમાતો નથી. જે નિશ્ચય થયો છે તેમાંથી પાછો હઠવાનો નથી, પણ હૃદય તો રડ્યા જ કરે છે. આનાથી જે બચવા ઇચ્છે તે બચે અને મને બચાવે. જે આમાં ન ચાલી શકે તે ભાગી જાય, અને એવાને હું મારા સાચા મિત્ર માનીશ, પણ પોતાને અને મને ન છેતરશો. જે શરતો કરી છે તેનું પાલન ન થાય તો જાઓ, અને રહેવું હોય તો સાચા બનો. સંભવ છે કે આપણે જ્યાં પહોંચવું છે ત્યાં પહોંચીએ ત્યારે ઈશ્વરકૃપા હોય તો બધા સાચા થઈ ગયા હોઈએ, અને મહાયજ્ઞને લાયક બની શકીએ."

એમણે આ શબ્દો પૂરા કર્યા ત્યારે ફાગણ વદ અમાસની રાતના બાકી રહેલા ઓછાયા પણ સંકેલાઈ જતા હતા.

## ૨૧. વર્ષપ્રતિપદાની અમીવર્ષા

"અંધારાના ગઢ ભેદીને
આવ્યું એક કિરણ અણમોલ,
રણની ધગધગતી રેતીમાં
ફૂટયું અમીઝરણું રસલોલ."

[ ખબરદાર ]

●

**અ**માસની રાત પૂરી થઈ અને ચૈત્રી પ્રતિપદાનું સવાર ઊગ્યું. આજે શક સંવતનું બેસતું વર્ષ કે ગુડી પડવો હતો. સંઘ સવારે સાંધિયેરને માર્ગે ચાલવા લાગ્યો ત્યારે પૂર્વમાં ઉષાની નૂતન ને ગુલાબી ટશરો ફૂટી રહી હતી. પવન ખુશનુમા વાતો હતો. ગમગીન બનેલું વાતાવરણ ફેરવવા માટે વસંતે રાત પૂરી થતાં જ પ્રયત્ન આરંભી દીધો.

ભટગામની ભાગોળ છોડચા પછી આપમેળે જ હવા બદલાવા માંડી હતી. સવારની પ્રાર્થનામાં દિલ હળવું કર્યા પછી એ જ કોમળ હૈયું અમૃતથી ઉભરાવા લાગ્યું હતું. બાળવા માટે નહિ પણ પાવન કરવા માટે પ્રગટેલી યજ્ઞની જ્વાળાઓએ પોતાનું કાર્ય કરી શાંતિ પકડવા માંડી હતી.

હિંસક સૈન્યોમાં કુછંદના અસંયમને હજારો હાથે પોષવામાં આવે, ને નક્કી કરેલા નિયંત્રણમાં ચુક પડે તો કોર્ટમાર્શલ કર-

વામાં આવે. અહીં સંયમ ન સેવવા માટે ઠપકો મળે, સેનાપતિ સૈનિકોના દોષોમાં પોતાના દોષોનું પ્રતિબિંબ જુએ, પોતાની જાતને વધુ તાવે; આ એ બેમાં મોટો ભેદ.

ભટગામથી હવે રસ્તો પૂર્વ તરફ કતરાતો દક્ષિણ તરફ જતો હતો. બાપુના મુખ પરના ભાવો બદલાયેલા વર્ષની પેઠે પગલેપગલે સૌમ્ય થયે જતા હતા. વસંતે માળા છોડી દિનચર્યાએ જતાં પક્ષીઓ પાસે મધુરમધુર ગીતો ગવડાવવા માંડ્યાં હતાં. કોમળતા-દ્વારા વૃક્ષો ને વેલીઓમાં સૌંદર્ય ને યૌવન પ્રગટાવ્યું હતું અને પોતામાં રહેલી સૌમ્યતાની સુંદરતા એણે સર્વત્ર વેરી દીધી હતી.

મહમદપોર આવ્યું ત્યારે સૂર્ય ઊગ્યો. સવારથી વાટ જોતા લોકોએ આશીર્વાદ આપ્યા. હવે તો નાનાંનાનાં બાળકોની બાળસેનાઓ પણ તૈયાર થવા માંડી હતી. ભારે ઉત્સવ કે મેળો હોય એમ નવાં-નકોર કપડાં પહેરી ગાતાગાતા તેઓ પણ ચોગરદમ ફરી રહ્યા હતા. સુરત જિલ્લામાં પણ મુખીમતાદારોનાં રાજીનામાં પડવા માંડ્યાં. રાજીનામાં આપવા આવનારાઓની તેઓ ચકાસણી કરતા ને એ લોકોનાં હૃદયનાં ઊંડાણ તપાસવાનો પ્રયત્ન કરતા.

આસપાસનાં ગામડાંમાંથી લોકો ઝપાટાબંધ સાંધિયેર તરફ ચાલ્યા જતા હતા. ખેડા જિલ્લાનાં ગામો પેઠે લોકોની ભીડ ખૂબ જામ્યે જતી હતી. લોકો હવે ફરતાંફરતાં પણ તકલી ચલાવતા થઈ ગયા હતા. સંઘ સાથે ફરતા ખબરપત્રીઓ અને પેલો અખંડ ચાલ્યો આવતો એકનો એક સી. આઈ. ડી. મહારાજ પણ રોજ થોડુંઘણું કાંતતા.

કેકીની સાથે પાછળના જૂથમાં ચાલતો રાનીપરજનો એક કિશોર ચાલતાંચાલતાં તકલી ફેરવતાં ધીરેધીરે ગાતો હતો:

"તાતી કઢા ઊકળે કે ઠળે,
પણ તારે તો એક જ અંત:

સત્યનો સાહેબો રાખીને સાથે,
ચાલ્યો જા ધર્મને પંથ!
ક્યાંથી સ્વાર્પણ વિણ ઉદ્ધાર?
ક્યાં મળે મક્કા ને કાશી?
તારું ભાવિ સૂતરને તાર,
લ ટ કે ભા ર ત વા સી!"

"છોકરા, આ તને કોણે શીખવ્યું?" કૃપાએ પારસી કવિની ઉપલી કવિતા સાંભળતાં પૂછ્યું.

"મારા ગુરુજીએ," એણે તરત જ ઉત્તર આપ્યો.

"કોણે એ?"

"પે...લા, જુગતરામભાઈ!" એમ કહી એણે થોડે દૂર ટોળામાં ચાલતા એક માણસ તરફ, ઊંચા થઈને આંગળી ચીંધી.

"એ તો જુગતરામ દવે. ગુજરાતના એક કવિ, લેખક સૌથી વધુ તો ગામડાના સાચા ગુરુજી!" આચાર્યે ઓળખાણ આપતાં કહ્યું.

સંઘ હવે ઝપાટાબંધ સાંધિયેર તરફ ધસી રહ્યો હતો. આજે શાલીવાહન સંવતનું બેસતું વર્ષ હતું. પંડિતજી ને બીજા મહારાષ્ટ્રી સૈનિકો એ દિવસનું મહત્ત્વ યાદ કરતાકરતા ચાલી રહ્યા હતા. "ગાંધીને શરણે આવો રે, અવસર છે છેલ્લો," એ ગીત બહેનો ગાતી હતી અને કોણ જાણે કયા આકર્ષણે ચોગરદમનું વાતાવરણ ગાંધીને શરણે ને ચરણે આવતું જ હતું! સાંધિયેરના લોકો એકાદ માઈલ પર સામૈયે આવ્યા હતા. રસ્તાની બન્ને બાજુ લોકો હારબંધ ઊભા હતા. ઠક્કરબાપા પણ સાંધિયેર આવી ગયા હતા. સામૈયાના લોકોમાં તે તથા મુંબઈના કાપડના વેપારીઓ પણ હતા.

આઠેક વાગે સેનાએ સાંખિયેરમાં પ્રવેશ કર્યો. આખું ગામ વાળીચોળીને સાફ કરી નાખવામાં આવ્યું હતું. નવા જ બંધાયેલા પાઠશાળાના મકાનને મેડે બાપુને ઉતારો આપવામાં આવ્યો હતો અને પાસે બાંધેલા મંડપમાં સૈનિકોને રહેવાનું હતું. પડાવ ઉપર ગયા ત્યાં અમદાવાદથી આવેલી બે બહેનોને જોઇ બાપુજી ખુશ થતા બોલી ઊઠયા:

"ઓ, હો! તમે પણ આવી ગયાં!"

"હા, જી." એક બહેને નમસ્કાર કરતાં બહુ જ ધીમેથી ને શરમાળ સ્વરે કહ્યું. કાળી સાડીમાંથી બહાર નીકળતું એમનું પાતળું ને ગોરું મુખ અસહજ ભાવ પ્રદર્શિત કરતું હતું; પણ એમની સાથેનાં બહેન પહેરણ અને ઉરેઅમાં સજ્જ થયેલાં હતાં. એ બેને સાથે ઊભેલાં જોઇ ઘણાને જાણે એ પતિપત્ની હોય એમ લાગતું.

"પંડિતજી, આજ ગુડી પાડવા આહે.' શંકરે પોતાની થેલીઓ ખાંટીએ ભેરવતાં કહ્યું.

"ઠાવુક આહે માલા. આજ એક વેળ માત્ર કડુ નિંબાચ્યા રસચ પ્યાયચ આણિ મ્હણૂનચ પ્રાર્થના કરાયચી..." આટલું કહી પંડિતજી એકાએક બોલતા બંધ થયા. એમને કંઇક સંભળાતું લાગ્યું.

"પંડિતજી, ગુડીપડવા આહે આજ; માલા કાંઈ તરી ગોડ-ગોડ ખાઉ દેણાર નાહીં કાય?" યાત્રાના આરંભ પહેલાં દિવંગત થનાર એમનો વસંત બોલી રહ્યો હોય એમ લાગ્યું.

"ગોડ કુઠેહૂન દેઉ બાળ! તું માલા સોડુન રુસુન ચાલલા, આણિ તુઝે માગે મી પણ ચાલલા આહે—પ્રાણાચી આહુતિ દેણ્યા સાઠી." આવા શબ્દો તેઓ મનમાં જ બોલ્યા ન બોલ્યા, ને આંખમાં ઝળઝળિયાં આવી ગયાં. આશ્રમમાં પાછળ રહેલ લક્ષ્મી-બહેનની મનોવ્યથા પણ તેમને યાદ આવી. પાસે ઊભેલા મિત્રો

ઢળી ગયા, પણ પંડિતજીએ જ કહ્યું: "આજે ગુડી પડવો છે, ને વસંત મને યાદ આવ્યા જ કરે છે." પ્રિય પુત્રના મૃત્યુની યાદે પંડિતજીના સચ્ચિદાનંદને પ્રેરણા આપી. એમણે આંખને ઘેરી વળેલી અશ્રુજળ લોહી નાખી; ને સભામાં તંબૂરા પર હાથ ફેરવતાં ફેરવતાં વાતાવરણને હચમચાવી મૂક્યું.

"વહે નિરંતર અનંત આનંદધારા
બાજે અસીમ નભ માઝે અનાદિરવ
જાગે અગણ્ય રવિચંદ્રતારા. વહે.
એકેક અખંડ બ્રહ્માંડ રાજ્યે
પરમ એક સેઈ રાજરાજેન્દ્ર રાજે
વિસ્મિત નિમેષહત વિશ્વચરણે વિનત
લક્ષ શત ભક્તિચિત વાકયહારા. વહે."

આ ભજન તેમણે વિરહ ને આનંદની ઊર્મિઓના દોરને ગૂથીને ગાયું...એનાં આંદોલનોએ એકેએક હૃદયને હચમચાવી મૂક્યું. બાપુના હૈયામાં કંઈ કેય બાકી રહી ગયેલું વિષાદનું તમિસ્ર એ આનંદધારામાં ધોવાઈ ગયું. અંતરિક્ષમાં રહેલા પુત્રની પરમ ભાગવતી ભાવનાએ સ્વરાજની યાત્રાએ નીકળેલા પિતાને પ્રણામ કર્યા.

બપોરના જમણમાં આજે શાક ન હતું. મરવા કે ફેરીથી ચલાવી લેવામાં કંઈક ઓર આનંદ આવ્યો હતો. બપોરે રેંટિયાને બદલે તકલીઓ ઝપાટામાં ફરી રહી હતી. ૧૬૦ વાર તાર આ તકલીઓ પર જ કાઢવાના હતા. પહેલાં જેમ રેંટિયાનાં ગીતો રચાતાં હતાં તેમ હવે લોકોએ તકલીઓનાં ગીતો પણ બનાવવા માંડયાં હતાં. આ બધાં પરિવર્તનો જોઈ બાપુજીનું હૃદય મલપતું હતું. તેમની આંખોમાં નવું તેજ ચમકવા લાગ્યું હતું.

જેરાજાણીની ખાદીની દુકાન તો સંત્ર જોડે ફર્યા કરતી જ હતી. તેના પર સાંધિયેરમાં સારી પેઠે દરોડો પડવા માંડયો હતો.

એક વાગ્યાથી જ ગામને પાદરે આવેલી પીરની ટેકરી પર લોકો ઉમટવા માંડ્યા હતા. ૨-૩ હજાર માણસો ખરાં. ભજનિક ઉમદેરામે ભજનોની ઝડીઓ વરસાવવા માંડી હતી. ખરેસાહેબે રામધૂન મચાવી. એવામાં સાડાત્રણ વાગે બાપુ સભામાં આવી ગયા. સાંધિયેરમાં તલાટી પ્રેમશંકરે રાજીનામું આપી દીધું હતું. ખેડા જિલ્લાના વીરસદના મુખીએ રાજીનામું આપી દીધા પછી પાછું ખેંચી લીધું હતું, તે જાણી ગાંધીજીને ભારે સંતાપ થયો હતો, પણ પ્રેમશંકરના રાજીનામાએ એમને શાંત કરી દીધા. તેથી ઉમરાછી અને ભટગામમાં એમણે જે પાવકજ્વાળા પ્રગટાવી દીધી હતી તેમાં સૌ પોતાના દોષો હોમી રહ્યા છે એ જોતાં સાંધિયેરના વ્યાખ્યાનમાં એમણે કેવળ અમીવર્ષા જ કરી, ને વાતાવરણ સૌમ્ય થઈ ગયું:

"પણ હું અત્યારે રાજીનામાની ભિક્ષા માગવા નથી નીકળ્યો. હું તો મીઠાના કાયદા તોડવા માટે મદદ દેનારાઓની ભિક્ષા માગવા નીકળ્યો છું. તૈયાર હોય તે મેદાનમાં આવે, અને ગુજરાતનો તો વિશેષ ધર્મ છે.

× × ×

"અને સરદારને શું જેલમાં લઈ જાય ? લઈ જાય તો અહીં સરકારની આણ નહિ ફરતી હોય, પણ સરદારની આણ ફરતી હોય એમ કરવું એ તમારો ધર્મ છે. સરદારને તો મારી પાછળ જવાનું હતું. એમને તો કોઈ જોષીએ કહેલું કે 'તમારી રેખામાં જેલ નથી,' પણ આજે જોશીઓ ક્યાં સાચા હોય છે ? એટલે તો સરદાર જેલમહેલમાં બેસી ગયા અને તેથી જ આપણો ધર્મ વિશેષ છે.

× × ×

"ગઈ કાલે મેં મારા મનનો જે ઉકળાટ રાત્રે ઠાલવ્યો તે અહીં બેઠેલા ઘણાએ સાંભળ્યો હશે. એમાં મેં મારું રુદન, મારું હૃદયમંથન રજૂ કર્યું છે. એ મારા હૃદયના ઉદ્ગારો હતા ; એ

રુદનમાં શું હતું ને બધા વાંચી લે. અને જેઓ ન વાંચી શકે, તેઓ સાંભળી લે એમ ઇચ્છું છું.

× × × ×

અને મારે તો તમારી પાસે કામ લેવું છે. નિકટના સાથીઓ હોય તેને તો પેટભરીને હું સંભળાવતો આવ્યો છું. બીજાને સંભળાવવાનું તો પછી જેનામાં એ સાંભળવાની શક્તિ ન હોય તે સાથી થવાની ઉમેદવારી ન કરે. અને જે ઉમેદવારી કરે તે બહુ સંભાળીને કરે. સાંભળવાની શક્તિ હોય, સહન કરવાની તૈયારી હોય, તો જ ઉમેદવારી કરજો: નહિ તો મારાથી દૂરદૂર ભાગજો.

× × × ×

× × "અને મારી કાલની શરતોનો અમલ કરશો તો ઘોડાવેગે, પંજાબ એક્સપ્રેસની ઝડપે, વિમાનની ગતિએ આપણે સ્વરાજ્ય પાસે જવાના છીએ. અરે, એની ગતિની તો હું કલ્પના જ નથી કરી શકતો. આપણે જે ગાઈએ છીએ ને વિચારીએ છીએ તેનો અમલ કરતા થઈ જઈએ તો એ સ્વરાજ્ય તો હાથ વેંતમાં પડેલું છે.

× × × ×

× × "અને એ કેમ થાય? એમાં લાકડી કે પથ્થર ન જોઈએ. એમાં તો સંઘશક્તિ, ત્યાગશક્તિ, બુદ્ધિશક્તિ. ઇચ્છાશક્તિ જોઈએ. ઇચ્છાશક્તિ વિના તો કંઈ જ નહિ થાય. અને ઇચ્છાશક્તિ એ તો ઈશ્વરદત્ત વસ્તુ છે. એ દુર્બળ, નકામા, આળસુઓને ક્યાંથી સાંપડે! હિંદુ, પારસી, મુસલમાન સૌ ઈશ્વરમાં શ્રદ્ધા રાખતા થાય, અને ઈશ્વરનું નામ સારી રીતે લેતા રહીએ તો એ પ્રાપ્ત થાય એમ છે."

સંઘ સવાછ વાગ્યે ઊપડ્યો. સાંખિયેરથી દેલાડ જતાં રસ્તામાં પરિયા ગામ આવ્યું. પરિયાને પાદરે સડક ઉપર કેળો, આસોપાલવ ને આમ્રપત્રનાં તોરણોથી શણગાર કરી જાણે લીલાકુંજાર વાડી બનાવી હતી. અનેક બહેનો હૈયાના સાચા ભાવ

વાણીથી પ્રગટ કરી એ મોંઘેરા મહેમાનને વધાવવા તત્પર બની ગઈ હતી. તેમાં કેટલીક પારસી બહેનોપણ હતી. ગામની બન્ને બાજુએ પાણીનો છંટકાવ કર્યો હતો. સડક પર બાળકો ઠંડા પાણીના લોટાપ્યાલા લઈને સૈનિકોની તરસ છિપાવવા ઊભાં હતાં. બાપુની સેના આવી પહોંચતાં જ એક બહેને બાપુને કુંકુમઅક્ષતથી વધાવ્યા. ગામ તરફથી ભેટ અપાઈ અને પછી સંઘ આગળ ચાલ્યો.

સાંધિયેરથી દેલાડને રસ્તે અંધારું તો હતું જ. પણ હવે તે અંધારાને ફાનસો ધરી બાપુજીનાં દર્શન કરાવવામાં આવતાં હતાં. બાપુજી આગળ ચાલતા એટલે અંધકાર પ્રકાશ બની જતો. આ દૃશ્ય જોઈ ગણુએ બન્ને મિત્રોને ખભે હાથ મૂકતાં કહ્યું:

"હવે તો બરાબરને! संचारितो दीपशिखेव रात्रौ । કાનજીભાઈના ને પેલા સ્વયંસેવકના હાથમાં બળતા દીવા ને બાપુનું સામ્ય હવે જોઈ લેજો."

માઈલો સુધીનો રસ્તો ખાદીધારીઓથી ચિકાર થઈ ગયો હતો. સૂરત વગેરેથી હિંદુ મુસલમાનો સૌ આવ્યા હતા. મોટરો તો ઘણી આવી હતી.

દેલાડ પહોંચ્યા ત્યારે ગામ ઢોલ શરણાઈ સાથે સામગે આવ્યું. જાણે કે કોઈ વરરાજાની જાન આવી હોય એવું દૃશ્ય ખડું થતું હતું. આજે રાતની રાત જ દેખાતી હતી, કૃત્રિમ દિવસ નહોતો લાગતો.

સભાસ્થાનમાં બધે આસોપાલવ ને આંબાનાં પલ્લવોનાં તોરણ બાંધ્યાં હતાં, અને સભામંડપને પણ એ જ પાનથી શણગારવામાં આવ્યો હતો. પ્રકાશ માટે વચ્ચેવચ્ચે ફાનસો ગોઠવ્યાં હતાં, તે દૂરથી લીલી માળાઓમાં વચ્ચે મૂકવામાં આવેલાં ગલગોટાનાં ફૂલ જેવાં દેખાતાં. બાપુએ ગઈ કાલે રાતે ભટગામમાં અગ્નિધારા વરસાવી હતી. આજે ચોવીસ કલાક પછી એ જ વાણીમાંથી અમીઝરણું ફૂટી નીકળ્યું; અથવા કહો કે વૈશાખ-જેઠના તાપે તપેલી પૃથ્વી પર

અષાઢની અમીવર્ષા થઈ. કોઈ પ્રચંડ નદી મોટામોટા પથ્થરો સાથે ટકરાતી, પહાડોની દીવાલો વચ્ચે ગુંચવાતી, પછાડા ખાતી ઘણી ઉંચાઈએથી એકાએક કૂદી પડે, ને ભયંકર કોલાહલ ને તોફાન કરતો, પાણીના અણુએ અણુને તોડી પાડવા મથતો ધોધ બની જાય અને વળી પાછી એવા પ્રદેશોમાંથી નીકળી મેદાનોમાં પોતાના દેહને આગળ ચલાવતી શાંત ને ધીમી બની જાય, સહનશીલતા એને અંગે વસી જાય એમ ભટગામમાં અમાસની રાતે પ્રચંડ ધોધ બની ગયેલી બાપુની વાણી આજે દેલાડમાં પાછી શાંત મેદાનમાં સ્વસ્થ રીતે વહેવા લાગી...

"ગીતામાં કહ્યું છે તેમ જે વસ્તુ આરંભમાં કડવી લાગે પણ પરિણામે મીઠી હોય તે સાત્વિક છે. તેથી જો કે ગઈ કાલે હું વ્યાકુળચિત થયો અને હજુ વ્યાકુળતા ન મટી હોય તો પણ હું શાંતિ ખોઈ બેઠો નથી. જે પ્રેમના અંગારા મેં મિત્રો, સાથી અને સભા પાસે કાઢ્યા હતા તે અંગારા તરીકે તેમણે નહિ માનેલા. પેલી જબરજસ્ત બત્તીને બદલે ઝીણાંઝીણાં ઝાંખાં લાગતાં ફાનસો જોઈ રહ્યો છું.

"આજની સભામાં આંતર ને બાહ્ય શાંતિ જોઉં છું, તે કાલે નહોતો જોઈ શકતો. ગઈ કાલના ભડકામાં કૃત્રિમતા લાગતી હતી.

× × × ×

"આપણે તો ધર્મનો વિચાર કરવો છે; રાક્ષસી સલ્તનત સાથે બાથ ભીડવી છે, તે તુચ્છકારીને કે રાડો પાડીને નહિ બની શકે. પણ એ તો અહિંસાની વાટે જ બની શકશે. અહિંસા આંધળી, પાંગળી કે ચીંથરેહાલ લાગે પણ જ્યારે તેની સાથે ઈશ્વરદત્ત શકિત ભળે છે, ત્યારે સામો માણસ તેની આગળ ઝાંખો પડી જાય છે; તેને લકવો થઈ જાય છે. એવી શકિતથી આપણે કામ કરવાનું છે અને એ તો ભડકાથી નહીં થાય. આ ભડકાને કાઢી નંખાવવામાં

સાથીઓને આઘાત પહોંચાડચો છે. આ ભડકા વિના લોકો અશાંત થશે એવું તેમને લાગતું હતું. પણ મારી દૃષ્ટિએ તો શંકાને સ્થાન રહ્યું નહોતું. અત્યારે હું જે સદેશ આપી રહ્યો છું તે તમને કઠોર નથી લાગતો. આવી અસર ભડકામાં ન થઈ શકત."

ભટગામમાં ભાષણ પછી ગંભીર ને ગમગીન વાતાવરણ છવાઈ ગયું હતું. અહીં બાપુનું ટૂંકું પ્રવચન પૂરું થયા પછી કાર્યકર્તાઓનાં, સૈનિકોનાં ને શ્રોતાઓનાં મન પ્રસન્ન થયાં, વદનો હસ્યાં, હૃદયોએ 'હાશ' અનુભવી.

આકાશની ગંગામૈયામાં નાહવા માટે આવેલા તારાઓએ પણ આજે અમીવર્ષા થયેલી જોઈ આનંદ અનુભવ્યો. વસંત પોતાની મહેનત સફળ થયેલી જોઈ શીતળ પવન ઢાળતી, ફૂલોમાંથી હવામાં સુગંધ ફેલાવતી, થાકીપાકી કાળી કામળી ઓઢી સૂઈ ગઈ.

## ૨૨. ગોળમેજિયાઓની ગોલમાલ

મહાસિંધુની એ લહરી લહરી!
તમ બિન્દુએ બિન્દુની જીભ કરી
કહેજો સારા વિશ્વને તીર ફરી,
જગ–બાંધવતા કેરા વૈરીજનોને ન ગાંધીનું
પ્રેમ–પ્રયાણ ગમ્યું,
દારૂગોળાના વારસદારોને નગ્ન ફકીરનું
નેત્ર–સુધા ન ગમ્યું.

[મેઘાણી]

●

ત્રણ સપ્તાહમાં તો આખા દેશમાં સર્વત્ર ઉત્સાહ, શૌર્ય અને આઝાદી કાજે 'કુછ ન કુછ' કરી છૂટવાનું વાતાવરણ ફેલાઈ ગયું હતું. ગાંધીજીની સેના હવે તાપીકિનારે પહોંચવાની તૈયારીમાં હતી. સમસ્ત હિંદ આ યાત્રા પર ધ્યાનસ્થ થઈ ગયું હતું, અને છઠ્ઠી ઍપ્રિલના પ્રભાતની વાટ જોઈ રહ્યું હતું. કોઈક કોઈક ઠેકાણે સરકારે પકડાપકડી કરી ઉંદરબિલાડીની રમત રમવા માંડી હતી, પણ તેને તો કોઈ ગણકારતું જ નહોતું.

પણ એ બધાંની વચ્ચે કોઈને જો ચિંતા ને બેચેની હોય તો તે માત્ર ગોળમેજિયાઓને ભારોભાર હતી.

'એ ભૂંડો ગાંધી ના પાડશે ને ગોળમેજી મીંડામેજી થઈ જશે! એ પરિષદ મોકૂફ રખાઈ કે બંધ પડી તો એ ટેઇમ્સનો રળિયામણો કિનારો, વેસ્ટ એન્ડ, ભાષણોની ગુબારાબાજી, મુલાકાતો ને પાર્ટીઓ,

વાહવાહ ને ખ્યાતિ, પાછાં ફરતાં યુરોપની સફર—અને તેય પારકે પૈસે ! અરેરે રામ, અરેરે ખુદા ! ! તેં એ ઘરડા ગાંધીને આ પળે આવી અવળી બુદ્ધિ ક્યાંથી આપી !' આવીઆવી હાયવરાળો ગોળમેજિયાઓનાં હૃદય ને મુખમાંથી નીકળતી.

રોજ વહાણું વાય ને તેઓ છાપાં વાંચતા પણ ગાંધી તો ક્યાંયે ગોળમેજીનું નામ સરખુંયે દેતો સંભળાતો નહીં. "બ્રિટિશ સલ્તનતનો નાશ કરવો છે. સ્વરાજ લીધા વિના પાછું નથી ફરવું !" આવા શબ્દો તેઓ વાંચતા ને છાપું પછાડી મોંમાં ચિરૂટનો ટોટો સળગાવી પાટલૂનના ખિસ્સામાં હાથ નાખી આમતેમ આંટા મારતા, ને મોંની ચિરૂટોની માફક ધૂંધવાતા ફરી પાછું છાપું ઉપાડતા તો જાણે ગાંધી ખડખડાટ હસીને તેમને પૂછી રહ્યો લાગતોઃ

"કેમ સાહેબ, મારા વિના ગોળમેજીમાં જઈને કેટલાં ગોળ મીંડાં ચીતરશો ?" ને કોઈક તો બોલી ઊઠતાઃ "કેમ ગાંધી ! એણે જ દેશનું સત્યાનાશ વાળ્યું છે."

કોણ હતા એ ગોળમેજિયા ? હિંદના મવાલો, કોમીવાદીઓ, મૂડીપતિઓ, છોગાળા રાજામહારાજાઓ, માઈલમાઈલના લાંબા ઈલકાબધારીઓ, દિલ્હીના રાજદ્વારી ખાતાના પ્રતિનિધિસમાં રજવાડાંના દીવાનો, સલાહકારો, હિંદના અર્થશાસ્ત્રની ઊંધી ગંગા વહેવડાવનાર અર્થશાસ્ત્રીઓ, ખેડૂતોનું લોહી ચૂસી તાજામાજા થયેલા જિંગોડા જમીનદારો—અરે, આવાઆવા જ. ત્યારે તેમાં કોણ નહોતું ? એકેય ખેડૂત નહિ, ૭ લાખ ગામડાંમાં વસતા ૯૦ ટકા હિંદનો કોઈ નહીં ને હિંદને પરચક્રમાંથી ઉગારી લઈ સંપૂર્ણ સ્વરાજ માટેનું કંકણ બાંધનાર રાષ્ટ્રીય મહાસભા નહીં !

એક બાજુ રામ ને એક બાજુ આખું ગામ, એવો તાલ હતો. બ્રિટિશ સરકારને તો બધું ગોળગોળ કરવું હતું એટલે તેમણે ઇંગ્લંડના પ્રાચીન ઇતિહાસમાં આવતા આલ્ફ્રેડ રાજાના ગોળમેજ

જેવું એક મોટું ગોળ ટેબલ બનાવડાવ્યું હતું. એને વીંટાઈને હિંદના તેત્રીસ કરોડ દેવતાઓના પ્રતિનિધિઓ બિરાજમાન થવાના હતા. અરે, એ તાલ ગોઠવેલો પણ એવો કે એ સામસામા લડી પડે એટલે છેવટે ગોરા પ્રમુખદેવ ઊઠીને કહે: " હિંદના પ્રાચીન લોકો ! તમે નાલાયક છો; હિંદમાં અમારા વિના તમે આમ જ લડી પડો. માટે તમને થોડીથોડી સત્તાઓ જ માત્ર મળશે." ને પછી ગોળ મીંડામાંથી કોઈ છોગાળો ઊભો થઈને બોલે: "જી હુજૂર; આપ કહો છો તે સોએ સો ટકા સાચું છે;" ને કોઈ બીજો ઊભો થઈ ટેકો આપે: "સારું તો કેવું? નયુ બ્રહ્માક્ષરમ્ " અંગ્રેજોની આવી ખોરા ટોપરા જેવી દાનત જોઈ પ્રયાગરાજનો જવાહર ને સાબરમતીનો ગાંધી ગોળમેજીના ચક્રાવામાં-થી છટકી જ ગયા હતા.

ઇંગ્લંડમાં ક્રિકેટ જંગ ખેલવા જતી ટીમની પેઠે આ પચરંગી ગોળમેજિયાઓએ નવાંનક્કોર કપડાં જુદેજુદે પ્રસંગે પહેરવા માટે સીવડાવ્યાં હતાં કેટલાકની પત્નીઓ પણ સાથે આવવા માટે તૈયાર થઈ હતી. તેમણે મહારાણી, પ્રધાનોની પત્નીઓ અને બીજા ગોરાઓની મહોરદારોને મળતી વખતે શું પહેરવું, કેમ બોલવું, કેવી રીતે બેસવુંઊઠવું, વગેરેનું રિહર્સલ દિવસમાં નિદાન બેવાર તો કરવા જ માંડયુ હતું. તેઓ પ્રાતઃકાળે ચા વખતે ને રાત્રિ-કાલે શયનખંડમાં પોતાના પતિદેવને પૂછતી:

"પ્રિય પતિદેવ ! ક્યારે જઈશું વિલાયત? તમારી ગોળ-મેજી પરિષદે તો બહુ વાર લગાડી હોં ! મને તો હવે વિચારો ને સ્વપ્નાં પણ એ દેશનાં ને એ લોકોનાં જ આવે છે હો !"

"પેલા ગાંડા ગાંધીએ બધીય બાજી ઊંધી વાળી છે. એ 'મહાતમો' નહીં માને તો સરકારને પરિષદ મોકૂફ કરવાનું બહાનું મળશે."

આમ એ ગોળમેજિયા બહાદુરોનાં ઘરોમાં રાતદિવસ એની જ તાલાવેલી રહેતી.

તા. ૩૧મી માર્ચ ને સોમવારને દિવસે દેલાડમાં ગાંધી તો ચુપ થઈ ને બેઠા હતા. દાંડીયાત્રાનો એ ત્રીજો મૌનવાર હતો. મુંબઈના વૉર્ડન રોડ પરના એક આલીશાન મકાનના દીવાનખાનામાં પાંચ માણસો સામસામા સોફા પર બેઠા હતા. છત પરથી એક મોટો વીજળીનો ગોળો તેમની સામે હસીને પ્રકાશ વેરી રહ્યો હતો. તેઓ બીડાં ફૂંકતાફૂંકતા કંઈક ગુફતગો કરી રહ્યા હતા. રાતના નવ વાગી ગયા હતા. વચ્ચે એક ટેબલ હતું, પણ એ ટેબલ આલ્ફ્રેડના ટેબલ જેવું ગોળ નહીં, પણ આમની બુદ્ધિ જેવું લંબચોરસ હતું. માથા પર ચક્કરચક્કર ફરતો પંખો આ લોકોને હસતો હતો.

"આ ગાંધી તો કોઈ રીતે માને એમ નથી લાગતું અને એ એવો હઠીલો છે કે પીશે નહીં ને ઢોળી નાખશે. કોઈક એવી રીત શોધી કાઢવી જોઈએ કે ગાંધી આવે કે ન આવે પણ ગોળમેજી તો બોલાવવામાં આવે જ." એક રાજાસાહેબ જેવા દેખાતા ભવ્ય માણસે વાતચીત શરૂ કરી.

"પણ તમે રાજાઓ શું ઇચ્છો છો ? સંપૂર્ણ સ્વરાજના બંધારણની ચર્ચા થવા દે તો જ ગાંધીજી ગોળમેજીમાં આવવા તૈયાર થાય એમ છે, નહિ તો નહિ. જો તમે બધા રાજાઓ આવી કોઈક વસ્તુની એકી સાથે માગણી કરો ને કેબિનેટ માને તો ગાંધીને તો આપણા પ્રભાશંકર મનાવી લાવે ! એ કાઠિયાવાડી દાઢીનું એ ડોસો જરૂર માને, પણ તમારી જાળમાં તો એ ન જ ફસાય ! પૂરેપૂરો પોરબંદરી વાણિયો છે એ; ને કાઠિયાવાડનાં બે બે રાજ્યોની ખટપટો એના લોહીમાં ભળેલી છે !" એક ગુજરાતી ગૃહસ્થે ધીરેથી ફોડ પાડવા માંડ્યો.

"રાજાઓનું તો ભાઈસાહેબ તમે જાણો જ છો ને !"

એટલો ટૂંકો ઉત્તર આપી કંઈક ધીરો નિસાસો નાખી એ રાજ-સાહેબ શાંત પડી ગયા, ને મોંની સિગારેટને આમતેમ ફેરવવા લાગ્યા.

"પણ તમે, ગાયકવાડ, બિકાનેર, ભોપાળ, રેવા કંઈક્ય પ્રયત્ન તો કરી જુઓ ! તમે એક બાજુ ડુગડુગી બજાવવા માંડો કે બીજી બાજુ અમે વિનીતો પણ અમારી પિપૂડી બજાવવા માંડીશું, તમારામાં તડફડ કરી નાખે એવા તો માત્ર સયાજીરાવ !"

આમ એ ભવ્ય દીવાનખાનામાં વાતોની શરૂઆત થવા માંડી હતી. બહાર રસ્તા ઉપર મોટરો દોડી રહી હતી, વિક્ટોરિયાઓ પસાર થતી હતી અને દરિયાનો મીઠોમીઠો પવન વાતો હતો. છજાના બારણા પાસે ગોઠવેલાં કુંડાંમાંનાં પાન પવનને લીધે ફરફરી રહ્યાં હતાં.

"ગાંધી વગર આપણે જઈશું એ તો હવા ખાવાની એક ટ્રિપ માત્ર થશે. આપણું નથી પાર્લમેન્ટ કે કેબિનેટ માનવાની ને આપણો એકલાનો તો ત્યાં ધડો જ થવાનો નથી. અને છાપાં-ઓએ તો આજથી જ છાજિયાં લેવા માંડયાં છે ને આપણી વિદાય-ગીરીને દિવસે લોકો હૂરિયો બોલાવશે." એ બંગલાના માલિક સર મકનદાસે ધીરેથી ગંભીરતાપૂર્વક કહ્યું. "અને ગાંધી વગર મારાથી તો મન હોય તોયે અવાય એમ નથી. મારો છોકરો જ સત્યાગ્રહમાં નામ લખાવી બેઠો છે ને કહે છેઃ 'બાપાજી, ગોળમેજીમાં જતા પહેલાં અમારાં મડદાં પરથી ચાલવું પડશે !'"

"પણ સર મકનદાસ ! આપણા ગોળમેજિયાઓમાંથી જ ગાંધીને સમજાવી શકે એવું કોઈ નથી ?" ખાનબહાદુર શુક્રગુજાર-ખાને પૂછ્યું.

સર મકનદાસ આ પ્રશ્ન સાંભળી વિચારમાં પડયા. પણ તેમની સાથે બેઠેલા દારાશા ડાબલીએ તેનો તરત જ ઉત્તર આપ્યોઃ

"ગાંધીને સમજાવી શકે એવા તો એક શ્રીનિવાસ શાસ્ત્રી ને બીજે નંબરે મૂકી શકાય મૌલાના મહમદઅલી."

"આપણા મુંબઈગરાઓમાંથી કોઈનું ય ન માને?" બીજા એક ગૃહસ્થે જરા ભમરો ઊંચી કરી પૂછ્યું.

"ના, ના, કોઈનું જ નહિ." દારાશાએ જરા લહેકો કરી ઉત્તર આપ્યો.

"ને જવાહરની ચાવી કોણ ફેરવી શકે?"

"એ બાપ-દીકરાને તેજબહાદુર સપ્રુ સમજાવી શકે."

"પણ વસ્તુસ્થિતિ તો એવી છે કે ગાંધી માન્યા કે જવાહર ને કોંગ્રેસ તો માની જ સમજો."

"ત્યારે હમણાં ને હમણાં જ મદ્રાસ ને ઇલાહાબાદ ફોન જોડીએ." એમ કહી સર મકનદાસ ઊઠ્યા ને પહેલો ફોન મદ્રાસ જોડ્યો.

બીજા ગૃહસ્થો પરચુરણ વાતોએ વળગ્યા. નોકર આવીને ચા મૂકી ગયો અને વિધવિધ જાતની સિગરેટોનાં થોડાં ડબલાં પણ મૂક્યાં.

વાતોચીતોમાં સહેજે અડધો કલાક પસાર થઈ ગયો ને મુંબઈ ને મદ્રાસનું જોડાણ થયું. ફોન પર શ્રીનિવાસ શાસ્ત્રી સાથે સર મકનદાસે વાતચીત કરી. પેલા દોસ્તો એ સાંભળી જ રહ્યા હતા. છેવટે ફોન નીચે મૂકી પાછા સોફા પર બેસતાં સર મકનજીએ કહ્યું: "શાસ્ત્રી તો એમ કહે છે કે ગાંધીજી ગોળમેજીમાં આવે એવી હવા જ નથી, છતાં જવું તો ખરું; ન આવ્યાનો આરોપ આપણે માથે મૂકી સરકાર જગત સમક્ષ હાથ ધોઈ નાખવાનો પેંતરો રચે. ત્યાં જઈને એવું વાતાવરણ ઉત્પન્ન કરી મૂકવું કે વહેલુંમોડું પણ ગાંધીજીને મનાવી લાવ્યા વિના સરકારનો છૂટકો જ ન થાય."

પછી ઇલાહાબાદ દારાશાએ ફોન જોડ્યો. ડૉ. સપ્રુએ તો જણાવ્યું કે: "ગાંધી માને તો જ નહેરુ પિતા-પુત્ર માને એમ છે."

છેવટે આ છ જણે નક્કી કર્યું કે: "ગમે તેમ થાય, ગોળમેજીમાં

જવું તો ખરું જ." એકલા સર મકનદાસે જ ના પાડી: "મારો દીકરો, દીકરી ને તેમનાં મધર સત્યાગ્રહ કરવાની નોટિસ આપી ચૂક્યાં છે!!!"

એટલી વારમાં બહાર શોરબકોર થતો સંભળાવા લાગ્યો. ખાન-બહાદુર શુક્રગુજારખાન તે જોવા માટે છજામાં ગયા તો નીચે મશાલો હાથમાં લઈને આવતા લોકોનું સરઘસ જોયું. લાંબીલાંબી મશાલોની હાર ચાલી આવતી હતી. અને ગાનારા જ્યારે છેક મકાન પાસે આવ્યા ત્યારે ગીતોના અવાજ સ્પષ્ટ સંભળાવા લાગ્યા:

"હાલ્યાં ચેતન મૃત મટ્ટીમાં,
ફાલ્યાં જડ હૃદયેથી ફૂલ,
હિમઢગલેથી ભડકા ઊઠ્યા,
ઝળકી સોનારજ ભરધૂળ;
પથ્થરની પ્રતિમા ત્યાં ચાલી,
ફૂટી મૂશળમાં પણ ડાળી,
જગજનના મનમાં નવરંગે,
પાછી ઊગી આશ અતૂલ.
એવી વર્તી કોની આણ?
એ ગાંધી સંત સુજાણ,
એ ગાંધી સંત સુજાણ,
એ નવ ભારતનો પ્રાણ!"

આ અવાજો સાંભળી છએ ગોળમેજિયાઓ છજામાં આવ્યા. નીચે જોતાં તેમને ચક્કર આવવા લાગ્યાં. આખી દુનિયા ગોળગોળ ફરવા લાગી. ટોળામાં સર મકનદાસે પોતાનાં પુત્રપુત્રીના હાથમાં મશાલો જોઈ. તેમણે રાજાસાહેબનો હાથ ઝાલી આંગળી ચીંધીને કહ્યું:

"પેલો મારો દીકરો ને પેલી મારી દીકરી."

# ૨૩. તાપીતીરે

तत्स्तापीं नदीं रम्यां तापसंतापतापिनीम् ।
ततार मुनिराजोऽयं ससन्यो भारताग्रणीः ॥
असंख्यजनसंघातपरिवारित एव सः ।
प्रतीक्षानिरतं साधु सुरतं प्रययौ पुनः ॥×

**૩૧મી** માર્ચનો સોમવાર મૌનવાર હતો. એટલે દેલાડમાં આખો દિવસ ને રાત ગાળવાનાં હતાં. વિદ્યાપીઠની અરુણ ટુકડી સેના માટે પાયખાનાં, પેસાબખાનાં, ઉતારો ને ભોજનાલય વગેરેની વ્યવસ્થા કરી આગળ ચાલી જતી હતી. ત્યાર પછી ગામ છોડતી વખતે સેનાના સૈનિકો બાકીની સફાઈ કરતા કે કરવામાં સાથ આપતા હતા. એટલે એક રીતે તો આ જંગમ આશ્રમ લોકોને જીવનશિક્ષણ પણ આપી રહ્યો હતો. ખુરશેદબહેન અને મૃદુલાબહેન સાયણથી ગામડાં સાફ કરતાંકરતાં દેલાડ સુધી આવી ગયાં હતાં. તેમણે ને સૈનિકોએ મળી દેલાડનો દેહ સાફ કર્યો, હરિજનવાસને તો આરસી જેવો સાફ કરી મૂક્યો: અને તેમના ઉત્સાહને લીધે સફાઈનું આ કામ લોકોને વેઠ જેવું નહીં પણ ઉત્સવ જેવું લાગતું હતું. કેકી, ખુરશેદ બહેનને નરગીસદ્વારા સારી પેઠે ઓળખતો હતો

× "પછી તાપ અને સંતાપનો નાશ કરનારી તાપી નદીને એ ભારતસેનાની મુનિરાજે સેના સાથે પાર કરી. અસંખ્ય લોકોનાં ટોળાંથી વીંટળાયેલા એ સત્પુરુષ તેમના આગમનની વાટ જોઈ રહેલા સુરત તરફ ચાલ્યા." (ભારતપારિજાતમ્)

અને વળી તે આશ્રમમાંથી આવતાં હતાં એટલે કેકીએ તેમની પાસેથી બધા સમાચાર મેળવી લીધા, અને ગ્રામસફાઈના કામમાં તેમને સારી પેઠે મદદ કરી. પછી નાહીધોઈ, ભોજન વગેરેથી પરવારી તેઓ ખેતરમાં શેતરંજીઓ પાથરી બેઠા.

"ખેડા જિલ્લામાં બાપુએ સરકારને પડકાર કર્યો હતો. અહીં આ સુરત જિલ્લામાં લોકોની સુસ્તી ઉડાડી દીધી. આપણે આજે દેલાડ સાફ કર્યું" એમ એ ડોસે સૌને ખંખેરી નાખ્યા!" બધાં જ ભાષણોની નોંધ કેકીએ જે કાગળો પર લીધી હતી તે બધાની જ વ્યવસ્થિત રીતે ગડી વાળી પાકીટમાં બીડી અને કહ્યું: "અહીં ખુરશેદબહેનને જ એ પાકીટ આપી દઈશ." કેકીએ જણાવ્યું.

"પણ ખુરશેદબહેન તો કૂચમાં જ આગળ આવવાનાં છે." મણુએ કહ્યું, એટલે એ પાકિટ કેકીએ પોતાની થેલીમાં મૂકી દીધું. "તો તો પછી નવસારીમાં જ તેને જ આપી દઈશ. સરકારને પોસ્ટના પૈસા આપવા નથી."

દેલાડમાં તો ગામડેગામડેથી લોકો ઊતરી આવ્યાં હતાં ને સુરત વગેરેથી પણ અપાર સંખ્યા આવી હતી. ગીતો, ધૂનોની રમઝટ ભારે જામી હતી. લોકોએ આગામી લડતમાં કૂદી પડવા માટે તૈયારીઓ કરવા માંડી હતી. બાપુની કૂચ જેમજેમ આગળ વધતી હતી તેમતેમ ગુજરાતને ગામડેગામડે ને શહેરેશહેરે ૬ઠ્ઠી એપ્રિલને દિવસે नमक का कायदा तोड देंगे । તૈયારી થવા માંડી હતી. વળી આખાયે દેશમાં લડત માટે પ્રજા થનગની ઊઠી હતી. દેલાડમાં મૌન ધારણ કરીને બેસી ગયેલા વિસુવિયસ ગાંધી આજે સારાયે જગતનું ધ્યાનબિંદુ બની ગયા હતા.

"મણુ, તેં રસ્તામાં એક દિવસ કહ્યું હતું કે ગાંધીજી પૈસાદારોની દોસ્તી રાખતા હોવા છતાંયે તે ગરીબોના—મિસ્કીનોના જ બેલી છે. હવે મને બરાબર ખાતરી થઈ ચૂકી કે એને હૈયે ગરીબોની

દાઢ માર્ક્સ ને એંજેલ્સ કરતાં સહસ્ત્રગણી વધુ છે. એટલે એ સામ્યવાદનું ઇષ્ટ બધું જ એના સિદ્ધાંતમાં આવી જતું હોવા છતાં જે શેષ અનિષ્ટ છે તેને હિટલર નહીં પણ આ જ માણસ ખાળી રહ્યા છે." કેકીએ કહ્યું.

"અને તેમના સિદ્ધાંત ને ચારિત્ર્યનું આજે નહીં તો ભવિષ્યમાં ગમે ત્યારે એ જ દૃષ્ટિએ મૂલ્યાંકન થશે." ગણુએ ટાપસી પૂરી.

એ ત્રણેયનો હાથ તકલી ઉપર હવે સારો જામી ગયો હતો. તેઓ પણ નિયમિત કાંતતા થઈ ગયા હતા.

"વળી ગણુ, આ સેનાના સૈનિકોનાં જીવન ધન્ય થઈ ચૂક્યાં હોં. બાપુ એમને ભલે ખંખેરી નાખતા હોય છતાં તેઓ સૌ કેવા ભલા, વિવેકી ને ત્યાગી છે! કેવળ દેશની મુક્તિ માટે તેઓ સર્વસ્વનો ત્યાગ કરીને નીકળ્યા છે. અને આમાં તો આપણા કરતાં નાનાનાના છોકરાઓ પણ છે. તેમના હૃદયમાં કોઈ ઠેકાણે ત્યાગની ગ્લાનિ દેખાતી નથી. હલદીઘાટના 'શૂરા બાવીસ હજાર'નાં યશોગાન કોઈએ ગાયાં છે. આ ૮૧ નાં ગીત ગાતાંગાતાં કોઈ કવિ પોતાની વાણીને કૃત્યકૃત્ય થઈ ગયેલી જરૂર અનુભવશે." આચાર્યે કહ્યું.

"બાપુએ ધમધમાવી દીધા એ તો શુદ્ધ કુંદન બનાવવા માટે જ. એ તો યજ્ઞની પ્રથમ આહુતિ છે."

તાપ ને ગરમી ધીરે ધીરે વધવા માંડ્યાં હતાં. બપોરે તો બાપુ પેલી ભીની માટીની ટોપી માથે મૂકી દેતા. બાપુને બ્લડપ્રેશર તો હતું જ અને બ્લડપ્રેશર વધી જાય એવા પ્રસંગો ઉપરાછાપરી બન્યે જ જતા હતા એટલે માટીની એ લોપરી એમને ખૂબ જ મદદરૂપ નીવડતી હતી. કૂચમાં પણ એ માથે રાખતા હતા.

ઉત્સાહમાં ને ઉત્સાહમાં સોમવારની સંધ્યા વહી ગઈ. પ્રાર્થના વગેરે પતી ગયા પછી ખુરશેદબહેને દેશવિદેશનાં ગીતો ગાયાં. એ બહેનનો મધુર અને કેળવાયેલો કોકિલ કંઠ વાતાવરણને દિવ્ય નાદથી ને ઉત્તમ શબ્દોથી ભરી દેતો હતો.

બીજી બાજુએ લોકો પોતાના તાનમાં ગુલતાન હતા.

"ગાંધીને શરણે આવો રે
અવસર છે છેલ્લો!"

એવી રમઝટ લોકો ઉડાવતા હતા.

"એક વાર આવો રે ગાંધીજી ગુણિયલ ગરવા
હિંદનાં દુઃખડાં હરવા—એક વાર
ચરખો ચાલ્યો ચોમેર ચોંપે (૨)
સ્વદેશી ભંડાર ભરવા—એક વાર
ઉપન્યો નહિ કો આપ સરીખો (૨)
સંસાર સુખીઓ કરવા—એક વાર
સ્વરાજ લઈશું સુખિયાં થઈશું (૨)
નીજ તુંબડીએ તરવા—એક વાર
મોહનજી મનગમતા મ્હાલો (૨)
પછી બીજી શી પરવા—એક વાર
ચતુર જન તે સર્વે ચેત્યા (૨)
દુર્જન લાગ્યા ડરવા—એક વાર"

રાતના વાતાવરણનો એક માત્ર ધ્વનિ હતો :

**નહીં રખની! નહીં રખની!**
**સરકાર જાલીમ નહીં રખની!**

કંઈક લેવાઈ ગયેલા સુરત જિલ્લાના કાર્યકર્તાઓ પાછા પ્રફુલ્લ થઈ ગયા હતા. ખુરશેદબહેને ગીતો ગાઈ બાપુને આનંદ પમાડયો હતો. 'લડતમાં સ્ત્રીઓ કેમ નહીં' એ વાત જંબુસરના મૃદુલાબહેનના પત્રમાં આવી ગઈ હતી તે પાછી ખુરશેદબહેને ઉપાડી હતી. તેણે બાપુને વિચાર કરતા પણ કરી મૂકયા હતા.

રાતે સૌને ચિંતામુક્ત કરી માથે હાથ ફેરવી ઊંઘાડી દીધાં, છતાં સળવળાટ તો કંઈ કંઈ થયા જ કરતો હતો. કિટસન લાઈટો રાતનો કૃત્રિમ દિવસ કરી મૂકતી હતી, પણ હવે એ તો બીચારી ક્યાંયે છુપાઈ ગઈ હતી કે લોકોને તેની ગેરહાજરીમાં જરા અગવડ તો પડતી જ હતી, એમ લાગ્યા વિના રહેતું નહીં.

સવારની પ્રાર્થના, નાસ્તો વગેરે થયા પછી સંઘ સાડાછએ આગળ ચાલ્યો. કૂચમાં રસ્તામાં ઠીકઠીક નદીઓ આવી ગઈ. હવે તેઓ તાપીતીરે જવા માટે ઝપાટાબંધ ચાલી રહ્યા હતા. એપ્રીલની પહેલી તારીખનું પ્રભાત હતું. સુરત જિલ્લાનો આ પ્રદેશ એટલે ભર્યોભાદર્યો બગીચો. તાડ ને ખજૂરાં સુરત જિલ્લાનાં પ્રતિનિધિ વૃક્ષો; પણ કેળ, પપૈયાં, ચીકુના બગીચા પણ ક્યાંક ક્યાંક દેખાતા હતા. સુરત જિલ્લામાં આવતાંઆવતાં લોકોના પહેરવેશ ને બોલીમાં ફરક પડવા જ માંડયો હતો. આઠ વાગ્યા ને છાપરાભાઠાના સામૈયાનું સ્વાગત થયું. છાપરાભાઠા તો નદીની બહુ પાસેનું ગામ. આ તો સુરતનાં પરાં જેવાં ગામ, વચ્ચે માત્ર નદી માતા જ. સંઘે અહીં આરામ લીધો, ભોજન, સભા વગેરે બધ ગામોની પેઠે થયું ને પછી સૌ તાપીતીર તરફ જવા નીકળ્યા.

નર્મદા પેઠે છેક મધ્યભારતથી ચાલી આવતાં સૂર્યપુત્રી માતા તાપી ગાંધીજીને આશીર્વાદ આપવા બહુ જ ઉત્સુક હતાં. ઉત્તરમાં ગંગા–યમુના ને દક્ષિણમાં ગોદાવરી–કૃષ્ણા એમ મધ્ય ભારતમાં નર્મદા–તાપીની જોડી હતી. તાપીને આશીર્વાદ આપવા હતા, તેમ મધ્યભારતના ઉત્સાહપૂર્વક સમાચાર પણ કહેવા હતા. પોતાને કિનારે વસતાં બધાં જ ગામડાં ને શહેર આગામી લડતની તૈયારીઓ પૂર જોરમાં કરી રહ્યાં છે એમ પણ તેને કહેવું હતું જ.

પણ તેને એક વિષાદ એ હતો કે પેલા યુગપુરુષ નર્મદાની પેઠે મછવામાં બેસી પોતાને સામે કિનારે જવાના નહોતા. તાપી પરના

પુલ ઉપર થઈ ને જ જવાનું નક્કી થયેલું હતું. એટલે તાપીએ બીજી એક રીતે મન મનાવી લીધું હતું કે, કંઈ નહિ તો છેવટે ભવારા ઉપર તરંગો ઉછાળીશ. પુલનો લક્કડિયો રસ્તો રેલવેના પાટાના આવતાજતા રસ્તાની બાજુમાં જ ચાલતો હતો. ઉતરાણ ગામનું નામ જ સાર્થ છે. ત્યાંથી જ નદી ઉતરવાની હતી, અને પુલની શરૂઆત પણ ત્યાંથી થતી હતી.

સૈનિકોની બેબેની હાર પણ સંકોચાઈને ચાલવા લાગી. છાપરાભાઠા ને ઉતરાણના કેટલાક લોકો ત્યાં જ રોકાઈ ગયા. બીજા પાછળપાછળ ચાલવા લાગ્યા. પુલ ઉપર પાણી પાસે બાપુ આવી પહોંચતાં તાપીએ તરંગો ઉછાળવા માંડયા. તેના પાણી પર તરી રહેલી નાવડીઓ પણ ડોલવા લાગી. જમણે હાથે ક્ષિતિજ પર રાંદેર દેખાતું હતું.

સામે અશ્વિનીકુમારનો આરો આવેલો છે. અશ્વિનીકુમારનો આરો એટલે સુરતના લોકોને પરભવની યાત્રાએ જવાનું ધામ. પુલની જમણી બાજુએ બે ચિતાઓ બળી રહી હતી અને ડાબે પડખે એક કુમળા બાળકને પૃથ્વીમાતાના પાલવ નીચે ઢબૂડી દઈ કેટલાક માણસો નદીએ સ્નાન કરવા માટે જતા હતા.

અહીં લોકોની ઠઠ માતી નહોતી. હવે શહેરની પાકી સડક આવી ગઈ હતી. ત્યાંથી બાપુએ વેગ વધાર્યો.

"સૌ ચલો જીતવા જંગ બ્યૂગલો વાગે,
યા હોમ કરીને પડો ફતેહ છે આગે."

ગાંધીજીને જીવનમાં 'યા હોમ'ની તમન્ના શિખવાડનાર નર્મદનું એ સુરત, ડગલે ને પગલે પાસે ને પાસે આવતું જતું હતું. આ અજબ સેના પાસે બેંડ-બ્યૂગલો નહોતાં, પરંતુ તંબૂરો ને મંજિરા હતા. નરસિંહ મહેતા જેવો તાલ હતો. રામધૂન ગજવતો-ગજવતો સંઘ સુરત તરફ ચાલ્યો. રસ્તાની બન્ને બાજુએ પણ

લોકો ગોઠવાઈ ગયા હતા. છેવટે સ્ટેશન આગળના મેદાનમાં સૌ આવી પહોંચ્યા.

" આજે શે લોક કેરાં અગણિત ઊલટે યૂથ ભાવે ભરેલાં ?
આજે આ ઉત્સવો શા, પરવશ જનતા ઊજવે છે અનોખા ?
આજે શાં મુક્ત ચિત્તે મુદભર વિલસે મેદની માનવોની ?
આજે રેલાય શી આ, અજબ રસભરી રેલ ઉત્સાહ કેરી ?
સૈકાની સરતી ક્યાં એ જડતા મંદ પ્રાણની ?
હૈયામાં જાગતી શી આ ચેતના આત્મભોગની ? "

કેટલોક ખાનગી કાર્યક્રમ પતવી સેના સુરત શહેરને રાજમાર્ગે ગવારા તરફ ચાલવા નીકળી. સુરત તો મોટું નવાબી શહેર હતું. મોગલ શહેનશાહો ત્યાં આવતા પણ આવી મેદની તો ક્યારે ય જામી નહીં હોય. ધજાપતાકા ને તોરણોનો તો પાર જ નહોતો, અને રાજમાર્ગની બન્ને બાજુનાં મકાનોના બધા જ મજલા માણસોથી ખિચોખિચ ભરાઈ ગયા હતા. સુરત એ તો ગાંધીજી ને સરદારનો પ્રિયતમ જિલ્લો. બારડોલીની લડત આ જ જિલ્લાએ આપેલી અને આ આખરી ફેંસલાનો જંગ એ જ જિલ્લામાં દાંડીમાં લડવાનો હતો. પોતાના નામ પ્રમાણે ગુજરાતના બીજા નંબરના આ નગરે ભારે સ્વાગત કર્યું. દારૂડિયા, જુગારીઓએ પોતાની લતો છોડી. અને કોઈક માજીએ તો છીંકણી સૂંઘવાની પણ છોડી અને છીંકણીની ચાંદીની ડાબલી બાપુને ભેટ મોકલી.

સુરતની સુરત આજે ફરી ગઈ હતી. નર્મદ, નવલરામ ને કરસનદાસની એ ભૂમિ. પ્રેમ-શૌર્યનાં જે ગાન નર્મદે તાપી તીરે બેસી ગાયાં તે જ આજે પ્રત્યક્ષ થઈ રહ્યાં હતાં. કવિ ને સુધારકની ભાવનાઓને આજે મૂર્તસ્વરૂપ મળી રહ્યું હતું.

સેના શહેરમાં ફરતીફરતી અને ઠેકાણેઠેકાણે સ્વાગત પામતી ગવારા તરફથી ચાલી નીકળી. લોકો પુષ્પવૃષ્ટિ કરતા, અક્ષત્ કુમકુમે વધાવતા. ચાંદીનાં ફૂલે પણ વધાવતા હતા. માણસ માણસ સિવાય બીજું કાંઈ જોવા જ નહોતું મળતું. કેકી વગેરે નાનાં બાળકોની પેઠે એકબીજાની આંગળીએ વળગીને આગળ ચાલ્યે જતા હતા.

સુરત જિલ્લામાં પકડાવાનું વાતાવરણ તો હળવું જ પડી ગયું હતું. છતાં ટોળામાં છૂપી પોલિસવાળા કંઈક કંઈક ફરતા હતા. ગાંધીજીની જય, સરદાર ને જવાહરના જયનાદથી વાતાવરણનો અણુએ અણુ ભરાઈ જતો હતો જ્યાં અનેક લોકોની એકસામટી ઈચ્છાશકિત પ્રગટી ઊઠે ત્યાં અંગ્રેજ સત્તાના તે શા ભાર હતા? છત્રપતિ શિવાજીએ ત્રણ વાર સુરત લૂંટયું હતું, પણ આ મહાત્મા તો લોકોનાં હૃદય સદાને માટે લૂંટી રહ્યા હતા.

છેવટે સૌ કુરજા પર આવી ગયા. સુરતમાં તો મહાદેવભાઈ ને રાજગોપાલાચારી પણ આવી ગયા હતા. જે ઠેકાણે અંગ્રેજોએ હિંદમાં પહેલવહેલો ડેરો ગોઠવ્યો તે જ સ્થાને તેમને વિદાય કરી દેવાની લડતની પ્રચંડ સભા ભરાઈ. તાપી જ પોતાના પાણી પર એમની હોડીઓ તરાવી લાવી હતી. પણ તેને ત્યારે ખબર નહોતી કે એ મૂઠીભર વેપારીઓ દેશને રગદોળી નાખશે. પણ આજે તો તાપીએ પણ આઝાદી જંગમાં નામ લખાવી દીધું હતું. ગવારા ઉપર એણે પોતાના તરંગો પછાડી પછાડીને બાપુને પ્રોત્સાહિત કર્યા.

સુરતની સભામાં કંઈ નહીં તોયે પચાસ હજારની મેદની હતી. એ બધા કંઈ તમાસો જોવા નહોતા આવ્યા, પણ સૌના હૃદયમાં બને એટલું કરી છૂટવાની તમન્ના હતી. અહીંથી થોડે જ અંતરે અંગ્રેજોએ પહેલવહેલી સ્થાપેલી કોઠી હતી.

પ્રાર્થના આટોપ્યા પછી બાપુ સભાસ્થાનમાં ગયા. તેમને આવતા જોઈ વ્યાકુળ થઈ ગયેલી જનતા હર્ષઘેલી થઈ ગઈ. પછી

બાપુએ પ્રસન્ન થઈ કહ્યું:

"દરેક સભામાં લોકોનાં આવાં ને આવાં ઝુંડનાં ઝુંડ જોઈ અને થાય છે કે સૌને પ્રેરણા કરનાર ભગવાન આજે પ્રસન્ન થયા છે. અનેક દોષોથી ભરેલા મારા સૈનિકો સાથે હું તો દોષોનો ભંડાર છું, તેથી કોઈ પણ પ્રકારે હું આ સત્કારને પાત્ર નથી.

"જે વસ્તુ સૌને પ્રિય છે તે મેળવવા માટે આ લોકો જઈ રહ્યા છે, અને હું માનું છું કે એ વસ્તુ મેળવવાની પ્રસન્નતાથી જ તમે આ સત્કાર કરી રહ્યા છો.

"સાચે જ તમે પ્રેમને વશ થઈને જ અહીં આવ્યા છો. પરંતુ ઈષ્ટ વસ્તુ દુઃખ વગર મળતી નથી. આ મીઠાનો કર બાળકો તેમજ પરમ વિરક્ત સંન્યાસી પાસેથી પણ લેવામાં આવતો હોઈ ભારે અન્યાયપૂર્ણ છે. આ રાજ્યના નાશને માટે જ આ મીઠાનો કર નાખેલો છે ને ભગવાન જરૂર એનો નાશ કરી દેશે.

"મેં બધા જ ધર્મગ્રંથ વાંચ્યા છે ને સાંભળ્યા છે. બધે ઠેકાણે એવું લખેલું છે કે ગરીબો અને સ્ત્રીઓ પાસેથી કર ન લેવાવો જોઈએ. જેવી રીતે યુદ્ધમાં બાળક અને સ્ત્રીઓનો વધ ન કરાવો જોઈએ, તે જ પ્રમાણે એ ત્રણેયને આ કરમાંથી મુક્ત રાખવાં ઘટે. પરંતુ આ રાજ્યમાં આ કર સૌની પાસેથી લેવામાં આવે છે તેથી એ કર આ રાજ્યના પુણ્યનો નાશક જ છે. ભગવાનની ઉપાસના કરનારે આ અન્યાયી રાજ્યની કદાપિ સેવા ન કરવી જોઈએ.

**"અંગ્રેજ રાજ્યના નાશ માટે સવારસાંજ ભગવાનની પ્રાર્થના કરવી જોઈએ, એ સનાતન ધર્મ છે."**

પાછા બાપુજીને વલ્લભભાઈ યાદ આવ્યા. પોતાના પકડાયા પછી જ સરદાર પકડાશે એવો બાપુજીનો ખ્યાલ હતો એટલે એમની ધરપકડ અને ગેરહાજરી એમને સતત સાલ્યા જ કરતી હતી.

કેકીએ નોંધ્યું :

"વકીલો ને વિદ્યાર્થીઓએ શું કર્યું ? એમણે કચેરીઓ ને શાળાકૉલેજો છોડી કે નહીં ? તમે મારું તકલીભાષણ તો સાંભળ્યું હશે જ."

અહીં પાછું કેકીએ નરગીસ માટે ઉમેર્યું: "મોટી સભાઓમાં જ્યારે ભારે કોલાહલ મચ્યો હોય ત્યારે બહુ ભાષણ આપવાને બદલે ચુપચાપ તકલી જ કાંત્યા કરતા હતા. એનું નામ તકલીભાષણ!"

"એ જ હવે સૌનો ધર્મ થઈ પડવો જોઈએ. ખાદી પહેરશો તો કંઈ તમે નાગાં નહીં કહેવાઓ અને કદાચ નાગાં રહો તો પણ આ દુષ્ટ રાજ્યમાં કંઈ ખરાબ નહીં દેખાય."

પછી તેમણે બહેનો વિષે કહ્યું. જંબુસરથી જ બહેનોનો પ્રશ્ન તેમના મનમાં ગૂંચાયા જ કરતો હતો, એટલે એમણે તેનીયે સ્પષ્ટતા કરવા માંડી:

"બહેનો મારી આજ્ઞાને ધ્યાનપૂર્વક સાંભળો કે તમે રોજ નિયમિત કાંતવાનું વ્રત લો. સુરતની બહેનો દારૂડિયાઓને ત્યાં જઈ એમને એ વ્યસનમાંથી છોડાવવાની નમ્ર પ્રાર્થના કરે.

"તમારાં વચન સાંભળી શરાબી ક્રોધ નહીં કરે, પણ લજવાઈ જશે અને દારૂ પીવો છોડી દેશે.

"વળી હિંદુ ને મુસલમાનોએ ઝઘડા ન કરવા જોઈએ."

અને પારસીઓ માટે આ પણ કહ્યું:

"પારસી ભાઈઓને મારી વિનંતી છે કે સ્વદેશ ને ધર્મને ખાતર તેઓ દારૂ ખરીદવાનું ને વેચવાનું છોડી દે."

બીજા પ્રેસ રિપોર્ટરો માફક કેકીએ પણ ભાષણની નોંધ ઉપર પ્રમાણે લઈ લીધી.

બાપુનું ભાષણ પૂરું થયું. લોકો વેરાવા લાગ્યા; ને બાપુ તથા સૈનિકો પોતાને ઉતારે ગયા.

આ ટોળામાં ગાંધીઘેલો એક અંધ કવિ હતો. એના હૃદય-વેધક શબ્દોવાળાં ને મધુર ઢબે ગવાતાં ગીતોએ તો લોકહૃદયને પરવશ કરી દીધું હતું. ટોપીવાળાનાં ટોળાં જે ગવારા ઉપર પહેલ-વહેલાં ઊતર્યાં હતાં, ત્યાં બેસીને ફિડલના તાન સાથે એણે પેલું પ્રસિદ્ધ ગીત લલકાર્યું:

"ટોપીવાળાનાં ટોળાં ઊતર્યાં;
ઊતરિયાં કાંઈ આથમણે ઓવાર રે.
પરદેશી ભૂખ્યાં ટોપીવાળાનાં ટોળાં ઊતર્યાં."

આ કડીઓ શરૂ થતાં જ નદીએ કિનારે ઊભેલી હોડીઓ સાથે તરંગો પછાડી પછાડીને તાલ આપવા માંડચા.

પૂરી પનોતી બેઠી દેશની
અટારીએ કંઈ ભેરવના ભણકાર રે. પરદેશી૦

ઘેરેઘેરે તે ઘુવડ બોલિયા
રોવા લાગ્યાં કંઈ શ્વાન ને શિયાળ રે. પરદેશી૦

ધરતી રૂવે મેલી ધ્રુસકાં
અધર્મીના આનંદનો નહીં પાર રે. પરદેશી૦

આ કરુણરસની કાવ્યસરિતા જેમજેમ આગળ વધવા લાગી, તેમતેમ શ્રોતાઓ સ્તબ્ધ થઈ ગયા. કડીએકડીએ વાતા-વરણ ગંભીર થતું ગયું.

"આવ્યા ઓઢીને એવી કાંચળી
ઓળખાયા નહીં અંતરના ભોરિંગ રે. પરદેશી૦

ગાયક કવિએ અંગ્રેજી રાજ્યના જુલમની વીતકવાર્તા કહી સાંભળનારાઓને હચમચાવી મૂકચા ને પછી એમાંથી તારનાર

કૃષ્ણાવતારની વાત માંડી :

" એવે આવ્યા ગાંધીજી મોખરે,
યુગયુગની ઉડાડી દીધી ઊંઘ રે. પરદેશી૦
દેશતણો એ સાચો દીકરો,
કર્મવીર કસ્તૂરબાના કંથ રે. પરદેશી૦

આ શબ્દો સાંભળતાં જ :

" મહાત્મા ગાંધીજીનો જય " ના નાદથી ગવારાનું દિગંત ગાજી ઊઠ્યું ને છેવટે ગીત પૂરું કરતાં અંધકવિ હંસે પ્રચંડ નાદે આગાહી કરી :

" પાયા ડગમગિયા એના રાજના,
ડોલતાં એનાં સિંહાસન દેખાય રે. પરદેશી૦

લોકો વેરાતા હતા પણ પાછા ટોળે મળતા હતા અને અનેક વાતો થતી.

" કેકી ! ' આ ટોપીવાળાનાં ટોળાં ' એ ગીત માટે તો આ કવિને બે વર્ષની સખ્ત ટીપ મળી હતી. " ગણુએ ચોક તરફ ચાલતાં ચાલતાં કહ્યું.

" અને મજો બી ખરી જ ને ! હૃદય હચમચાવી મૂકે એવું જ છે. " કેકીએ કહ્યું.

અને એવું જ એમનું—

' હો નાથ કહોજી કોલ પ્રમાણે અવતરશો કયારે,
મહાત્મા મોહનની વારે '. હો નાથ "

ગીત પણ લોકોને ડોલાવી દે છે.

" આજની આખાયે ગુજરાતમાંથી આવેલી બહેનોની સભામાં તો ખુરશેદબહેન જીતી જ ગયાં અને તેનો જ પડઘો બાપુએ જાહેર સભામાં પાડયો. " કેકીએ કહ્યું.

તેઓ આજે એક મિત્રને ત્યાં ગોપીપરામાં સૂવાના હતા અને પ્રભાતે તો પાછું આગળ ચાલવાનું જ હતું, એટલે તેઓ જનસમૂહની વાતો, અટકળો ને ગપ્પાં સાંભળવા રાજમાર્ગ ઉપર રોકાયા નહીં.

બાપુએ તો કાર્યકરો સાથે વાતોચીતો આટોપી શાંતિથી નિદ્રાદેવીને ખોળે માથું મૂકી દીધું હતું, પણ બહાર તો જનમેદની કેમેય કરી ઊંઘતી જ નહોતી. તેનાં હૈયાં તો જાણે કહેતાં હતાં:

“ભાવિએ મીટ માંડીને જોઈ'તી તમ વાટડી,
આજે એને મુખે કેવી રેખા આનંદની ઝરી.

× × × ×

હસાવ્યાં ભૂત ને ભાવિ, હસાવો વર્તમાનને,
પઢાવો પ્રેમના મંત્રો, ઘેલી માનવજાતને.

[ ઉમાશંકર ]

# ૨૪. ૧૦, ડાઉનિંગ સ્ટ્રીટ

" Freedom's battle once begun,
Bequeathed forom bleeding Sire to Son,
Though vanquished oft, is ever won. " ×
[Byron]

ટેમ્સ નદી ઉપર વેસ્ટ અન્ડમાં પાર્લામેન્ટનાં મકાનોની બાજુની એક ગલીમાં ૧૦, ડાઉનિંગ સ્ટ્રીટ નામનું એક નાનકડું મકાન આવેલું છે. વેસ્ટમિનસ્ટર એબી તથા એની પડોશનાં બીજાં ભવ્ય મકાનોને મુકાબલે તો આ એક ઠીંગુજી જ મકાન લાગે છે. છતાં બ્રિટિશ સામ્રાજ્યનું નંબર એકનું મકાન તો એ છે. તે એનું હૃદય છે. એ બ્રિટનના વડાપ્રધાનને રહેવા માટે સોંપવામાં આવે છે. પ્રધાન મંડળની બેઠકો, મહત્ત્વની મંત્રણાઓ, દુનિયાના અનેક જીવોનાં ભાગ્ય ઘડતા નિર્ણયો આ ૧૦, ડાઉનિંગ સ્ટ્રીટ નામના ગોઝારા મકાનમાં લેવામાં આવે છે.

એ મકાને જે પ્રપંચો થતા જોયા ને સાંભળ્યા હશે એટલા આજસુધીમાં ભાગ્યે જ જગતના અન્ય કોઈ મકાને જોયા હશે!

---

"એક વખત શરૂ થઈ ચૂકેલો સ્વાતંત્ર્યસંગ્રામ લોહીની ગળતો પિતા પુત્રને સોંપતો જાય છે; એમાં અનેકવાર નિરાશાઓ આવી જતી હોવા છતાં જ્યારે યુદ્ધ જિતાઈ જાય ત્યારે જ એ શમી શકે છે." [બાયરન]

એક કરોડની વસ્તીનું લંડન ! યુરોપમાં રોમન સામ્રાજ્યની જાહોજલાલીમાં રોમે જે વૈભવ નિહાળ્યો તેના કરતાં અનેકઘણો જગતના આ પહેલા નંબરના શહેરે જોયો. અનેક કાળાંધોળાં કરીને એણે જગતને ખૂણેખૂણેથી દોલત આણી ભેગી કરી હતી. એ સામ્રાજ્યનું પાપ હવે છલકાઈ ચૂક્યું હોઈ એનો નાશ કરનાર જન્મી ચૂક્યો હતો.

એ સામ્રાજ્યને બચાવવા માટે ૧૦, ડાઉનિંગ સ્ટ્રીટના ગોઝારા મકાનમાં બ્રિટિશ પ્રધાનમંડળના મોવડીઓ એકઠા થયા હતા.

એક મોટા લંબચોરસ ટેબલની સામે તેઓ બેઠા હતા.

વડોપ્રધાન મેકડોનલ્ડ વિચારનિમગ્ન હતો. એની બાજુમાં લોર્ડ પારમૂર અને લોર્ડ સેંકી બેઠા હતા. ટોમસ જ્હોનસન અને આર્થર હેન્ડરસન કંઈક બહુ જ ધીરેથી ગુફતગો કરી રહ્યા હતા. થોમસ જેઈમ્સ, લોર્ડ પાસફિલ્ડ અને વેજવુડ બેન સામેની બાજુએ બેઠા હતા અને યુદ્ધપ્રધાન ટોમસ શોની બાજુમાં જ્હોન સાઈમનની સવારી બિરાજમાન હતી. પૂર્વ દિશાની ઓળમાં હિંદથી આવેલા નાણાંમંત્રી જ્યોર્જ સુસ્ટર અને ગૃહમંત્રી જેમ્સ કેરાર બેઠા હતા.

"જે સુરત આગળ આપણી સત્તાનું ખાતમુહૂર્ત કર્યું તેનો ચક્રાવો તો એ ગાંધી વટાવી ગયો. બસો કોસ પૂરા થયા. એ આગળ વધે એનું તો કંઈ નહીં, પણ આખો ભારત દેશ ખળભળી ઊઠ્યો છે, અને સારાયે જગત ઉપર એની અસર થઈ છે. શું કરવું તે તો આ સમસ્ત પ્રધાનમંડળ ઠેરવે; મૂંઝવણ કંઈ ઓછી નથી !" બીચારા ગભરાયેલા વેજવૂડ બેને કહ્યું. એ ભારતમંત્રી હતા.

"સર જેમ્સ કેરાર ત્યાંની માહિતી વિષે શું કહેવા માગે છે ?" રામસે મેકડોનલ્ડે પૂછ્યું.

"દેશ ખળભળી ઊઠ્યો છે. અમે યોગરદમ છૂપી પોલિસો ગોઠવી છે. બધે ઠેકાણે પોલિસો ને લશ્કર ગોઠવી દેવાની વ્યવસ્થા કરી દીધી છે. લોકોના હાથમાં મીઠું ન જાય તે માટે બને ત્યાંથી તેનો નાશ અત્યારથી જ કરવા માંડ્યો છે, કંઈક પકડવાયે માંડ્યા ને પીટવાયે માંડ્યા છે, પણ હિંદમાં અત્યારે જે જાગૃતિ આવેલી છે તેમાં વિક્ષેપ નાખતાં તો ઠેરઠેર જલિયાનવાલા કરવા પડે. અમે અત્યારથીયે કેટલાક માણસોને પકડવા માંડ્યા છે, પણ એ ગાંધીને પકડવો તે સહેલ નથી. મારું કે ખુદ ના. વાઈસરૉયનું પણ ગજું નથી. એટલે છેવટનો નિર્ણય તો ના. વડાપ્રધાન ને પ્રધાનમંડળ પાસેથી લેવાનો રહ્યો." કેરારે કહ્યું.

"આપણી આંતરરાષ્ટ્રીય સ્થિતિ આજે ભયજનક છે. જર્મની કે રશિયા આપણી સામે ક્યારે પેંતરા માંડે તેનો ભરોસો નહીં ને તે પરિસ્થિતિમાં એક પણ સૈનિક, ગોળી કે દારૂગોળાનો દુરુપયોગ કરવો પાલવે નહીં; ને વળી હિંદ જેવા દેશને આપણે સામે ઊભો રાખવો એ પણ શ્રેયસ્કર નહીં." યુદ્ધમંત્રીએ લાલબત્તી ધરી.

"ત્યારે શું કરીશું ? સર જ્હૉન ?" સાઈમન કમીશન લઈને હિંદમાં ઠાલી ફેરફૂદડી ફરી પાછા આવેલા સાઈમનને વડાપ્રધાને પૂછ્યું.

"સુધારા તો વહેલામાં વહેલી તકે આપ્યા વગર છૂટકો જ નથી. ગોળમેજી તો ભરવી જ. ગાંધી વગર ઘણા આવશે. ત્યાં મારા હેવાલ પ્રમાણે ચક્રવ્યૂહ ગોઠવીશું." પેલાએ જણાવ્યું.

"બધા આવશે તે તો બધા ઠોળિયા. એ ગાંધી વગર બધું ફૂસ. કેમ સર જ્હૉન, તમે ભૂલી ગયા 'ગો બેક ! ગો બેક !'. તમારી તે જુબાનીઓ આપનારા તો હજુયે ઘરમાંથી બહાર નથી નીકળી શક્યા, એવા શરમાય છે ! એ બધું ટોળું આવશે પણ ગાંધી નહીં આવે તો લોકો નહીં માને !" હિંદના નાણાંમંત્રી સુસ્ટરે સીધી ને સાદી ખરેખરી રીત સમજાવી દીધી.

"ત્યારે તો હિંદ એટલે ગાંધી ને ગાંધી એટલે હિંદ એમ ને ?" લોર્ડ સેંકીએ પૂછ્યું. કારણ કે ગોળમેજીના ગરબાના ઢાળ એમને ગોઠવવાના હતા.

"હા, જી એમ જ એમ. એ આજે પરિસ્થિતિ છે." એણે કહ્યું.

"અને એમ ન હોત તો અમે એ ડોસાને સાબરમતીમાં જ ઝડપી લીધો હોત."

આ બધી વાતો સાંભળી સાંભળીને મેકડોનલ્ડની મૂંઝવણ વધતી હતી. એક કાળે એ હિંદનો પ્રિય મિત્ર હતો. હિંદને વિના વિલંબે સ્વતંત્રતા આપી દેવી જોઈએ એમ એણે જ પ્રતિપાદન કર્યું હતું; એટલે એના મન ને હૃદય વચ્ચે યુદ્ધ ચાલી રહ્યું હતું.

"હિંદ શાથી સંતોષાય એમ લાગે છે ? સર ફેરાર !" એણે ઉકેલ લાવવા મથતાં પૂછ્યું. "કોઈ પણ રીતે આ મીઠાની લડત બંધ કરી એ ગાંધીને અહીં લાવી શકાય એવો ઉપાય તમને સૂજ્યો છે ખરો ?" તેણે ઉમેર્યું.

"મહાસભાનો ઠરાવ તો પૂર્ણ સ્વરાજનો. જવાહર એના શબ્દોના પણ આગ્રહી. પણ પેલો ડોસો શબ્દ જોડે ન લડે. એ તો ડુમિનિયન સ્ટેટસ પણ લઈ લે." ફેરારે કહ્યું.

"પણ એ સાંસ્થાનિકસ્વરાજ આપવું એ આપણી સરકારનું ધ્યેય છે, એવું તો આપણે મોંટેગ્યુ–ચેમ્સફર્ડ સુધારા આપતી વખતે બોલી ગયા છીએ ને ?" ડુમિનિયન મંત્રી વચ્ચે બોલ્યો.

"અને ૧૯૨૯માં સાઈમન કમીશન નીમતી વખતે લોર્ડ અર્વિને હિંદમાં એ જ ઘોષણા કરી હતી." × ફેરારે ઉત્તર આપ્યો.

---

× "It is implicikin the declaration of 1917 that the natural issue of India's constitutional progress, as there contemplated is the attainment of Dominion Status."

"ગાંધીએ લૉર્ડ અર્વિન પર પેલા રેજિનલ્ડ દ્વારા વિષ્ટિ-પત્ર મોકલ્યો, તેમાં જે અગિયાર મુદ્દા એણે ચીંધ્યા છે, તેમાંથી કંઈ માર્ગ નીકળે એમ છે ખરો?" મેકડૉનલ્ડે પૂછ્યું. એ પુછાયું હતું સુસ્ટરને જ, એટલે જરા વિચાર કરી એણે કહ્યું.

"આપે ને કૅબિનેટે એ મુદ્દા જરૂર વિચારી જોયા હશે જ. અને અમારી પાસે આવતાં અમે ભારતમંત્રી મિ. વેજવુડ બેનની સલાહ લઈને જ તે અમાન્ય કર્યા છે. એમાંનો મીઠાનો કર નાબૂદ કરવાની, હાજીના ખરડા સંબંધીની અને હથિયારની છૂટી ને બધા રાજદ્વારી કેદીઓની મુક્તિ, એ શરતો તો હમણાં સ્વીકારી લઈએ; પણ બાકી આઠ. સંપૂર્ણ દારૂનિષેધ, હૂંડિયામણના રૂપિયાના સોળ પેન્સ, મહેસૂલ અડધું કરવું, લશ્કરી ખર્ચ અડધો કરીને ય પાછો ઘટાડતા જવો, પરદેશી કાપડ પર ભારે જકાત, ગુપ્તચર ખાતાને તાળું મારવું: એ કરીએ એટલે થઈ ચૂક્યું; એક દિવસ પણ હિંદનો વહીવટ ન થઈ શકે." સર સુસ્ટરે કહ્યું.

"અને આટલું માનીએ ત્યારે તો એ ગોળમેજીમાં આવવાનો વિચાર કરે એમને!" સાઈમને વચ્ચે પૂછ્યું.

"હા, અને તેય 'મત અને માગણી રજૂ કરવાની સંપૂર્ણ છૂટ હશે તેવી કોઈ પણ પરિષદમાં મહાસભા ખરા દિલથી ભાગ લેશે,' એવું એ ગાંધીનું નિવેદન છે." સુસ્ટરે કહ્યું.

"આ તો લાહોરના પૂર્ણ સ્વરાજ્યની પ્રસ્તાવના થઈ!" લૉર્ડ સેંકી બોલ્યા.

રામ્સે બહુ ગંભીરતાપૂર્વક વિચારી રહ્યો હતો. હજુ તો ૧૯૨૯માં જ મજૂર સરકાર અસ્તિત્વમાં આવી હતી. અને તે પણ બિચારી બીતી બીતી ચાલતી હતી. કારણ કે પાર્લામેંટના ૬૧૫ સભ્યોમાં માત્ર ૨૮૭ તેના હતા, ૨૬૦ ટોરીઓના હતા, ૫૯ લિબરલો હતા અને ૯ સ્વતંત્ર હતા. એટલે સામા ત્રણે પક્ષો

એકસંપ કરે તો આ મજૂર પક્ષનું પલ્લું ઊંચે આવી જાય એમ હતું. એટલે હિંદના પ્રશ્નનો સહાનુભૂતિપૂર્વક વિચાર કરતાં મૅકડોનલ્ડનાં મનશ્ચક્ષુ સામે એક બાજુ બાલ્ડવિન ને બીજી બાજુ ચર્ચિલ આંખો કાઢીને ઊભેલા દેખાતા હતા, ને પોતાનું આસન ડોલંડોલા થતું લાગતું હતું. વળી આ રામ્સે ક્રમશઃ એવી પરિસ્થિતિમાંથી વડાપ્રધાનના સર્વોત્કૃષ્ટપદે દૈવવશાત આવી ગયેલો કે એનામાં લઘુગ્રંથી કામ કરી હતી. અને એ જ કારણે આજસુધીના ઈંગ્લંડના બધા જ વડાપ્રધાનોમાં એ બિચારો રામ્સે દુઃખી પાત્ર નીવડ્યો.

બધું સાંભળ્યા પછી એણે કહ્યું:

"ધીરજથી ચાલવું પડશે. ગોળમેજી તો ભરવાની જ. બને ત્યાં સુધી ગાંધીને પકડવા તૈયારી બધી કરી રાખજો. પણ આપણી આંતરરાષ્ટ્રીય પરિસ્થિતિને પણ જોજો." એને એમ કહેવાનું મન તો થઈ આવ્યું કે: "આપણા પક્ષની હાલત પણ જોવી રહી. પણ જોન સાયમન ને સુસ્ટર–ફેરારની બેલડીને જોઈ એ અટકી ગયો.

"અમારે હિંદમાં શું કરવું?"

"હમણાં તો ખૂબ બારીકાઈથી જોયા કરવું." મૅકડોનલ્ડે કંઈક વ્યગ્ર સ્વરે કહ્યું.

"પણ ગાંધીને લોકોમાંથી ઉપાડ્યા વિના છૂટકો જ ન થાય તો?" ફેરારે પોતાને માથેથી જવાબદારી ઉતારી નાખવાના મિષે પૂછી જોયું.

"તો શું કરવું, મિ. ક્લિન્સ?" વડાપ્રધાને ઇંગ્લંડના ગૃહમંત્રીને પૂછ્યું.

"શહેનશાહનો મહેમાન બનાવી દેવો ને એની પેલી જૂની ગોઠિયણ યરવાડાની તુરંગ છે ત્યાં મોકલી દેવો." એણે કહ્યું: ને

પોતાના ખાનગી મંત્રી પાસે એક પુસ્તક મંગાવી તેમાં જરાક નજર ફેરવ્યા પછી સર જેમ્સ ક્રેરારને કહ્યું: "૧૮૨૭ ના રેગ્યુલેશન ઍક્ટ પ્રમાણે એને પકડી લેજો."

પણ ક્રેરાર લૉર્ડ અર્વિનની વૃત્તિ જાણતો હતો અને તેનેય બને તો એ પકડવાની ગોઝારી જવાબદારીનું કલંક માથે લગાડવું નહોતું, એટલે એણે વેજવુડ બેનને કહ્યું: "તો તો પછી પ્રધાન-મંડળ જ મુંબઈના ગવર્નરને અત્યારથી જ એ બાબતનો એક ખાનગી ખરડો ઘડી આપે તો ?"

"હા, એ વધુ સારું થશે." સુસ્ટરે ટાપશી પૂરી.

ને પછી વેજવુડ બેને એક કાચો ખરડો ઘડી સંભળાવ્યો: "કેમકે સારાં અને પૂરતાં કારણોને લીધે મંત્રી સહવર્તમાન સૂબાએ ૧૮૨૭ ના પચીસમા નિયમથી તેને મળેલી સત્તા નીચે નિશ્ચય કર્યો છે, કે મિ. મોહનદાસ કરમચંદ ગાંધીને સરકારની ઇચ્છા હોય ત્યાં સુધી યરવડા મધ્યસ્થ કારાગૃહમાં કેદ રાખવા. એટલે આથી તેમને આજ્ઞા છે, કે તમે ઉક્ત મિ. મોહનદાસ કરમચંદ ગાંધીને હાથ કરો, અને તેને જેમ બને તેમ યરવડા મધ્યસ્થ કારાગૃહના ઉપરી પાસે મોકલવાની વ્યવસ્થા કરો."†

---

† Whereas the Governor-in-Council, for good and sufficient reasons, has under the powers vested in him by Regulation XXV resolved that Mr. Mohandas Karamachand Gandhi restraint in the Yerewda Central Prison during the pleasure of Government, you are hereby directed to secure the said Mr. Mohandas Karamchand Gandhi, and arrange to forward him as soon as possible to the Superintendent of the Yerawda Central Prison.

તે પછી પ્રધાનમંડળ ઊઠ્યું. મોડી રાત થઈ ગઈ હતી. મેકડોનલ્ડના મોં પર કંઈક ગમગીની હતી અને સાથેસાથે ગંભીરતા હતી.

"જોજો હોં, બહુ જ કુનેહથી કામ લેજો. જો એ ગાંધી છેલ્લે પાટલે જશે તો આપણો આરો નથી. ગોળમેજી કોઈ પણ રીતે ભરવી છે ને હિંદના પ્રશ્નનો ઉકેલ આણવો છે. મિત્ર હિંદ જ આપણા દેશને લાભકર્તા છે." એણે સુસ્ટર ને ફેરારને બાજુ પર બોલાવી કહ્યું.

તેઓ બન્ને આ બાપડા વડાપ્રધાનને ઓળખતા હતા એટલે કહ્યું: "હા, જી, હા."

આમ આ મૂંઝાયેલી બ્રિટિશ કેબિનેટ પેલા ગોઝારા ૧૦, ડાઉનિંગ સ્ટ્રીટમાંથી બહાર આવી. લંડન ખીચડીના દાળચોખા માફક અડધું જાગતું ને અડધું ઊંઘતું હતું. ટેઈમ્સ બધો તમાશો જોતીજોતી સ્થિતપ્રજ્ઞ હતી; ને વેસ્ટમિન્સ્ટરના મિનારા પેલા પ્રધાનમંડળની માફક જ વિચારમગ્ન થઈ ઊભા હતા.

"હિંદમાંથી બ્રિટિશ સામ્રાજ્યનો નાશ કરવા અવતરેલો ગાંધી! કોણ એ ગાંધી! કેવો એ ગાંધી!"

સામસામે મળનારી આંખો એકબીજીને પૂછતી હતી, ને ભારતવર્ષનો કકળી ઊઠેલો આત્મા હવાના પરમાણુએ પરમાણુમાંથી આકાશમાં અવાજ ફેલાવી રહ્યો હતો!

"ગાંધીનો અવતાર હિંદમાંથી બ્રિટિશ સામ્રાજ્યને દૂર કરવા માટે થઈ ચૂક્યો છે." અને એ ભેગા થઈને વેરાતા પ્રધાનોનો અંતર્યામી તો આ પ્રકરણને મથાળે આપેલી કડીઓ જ ગૂંજી રહ્યો હતો.

## ૨૫. 'તારી ફતેહ થજો!'

**" પગમાં પુણ્યનું જોમ, ઉરે માનવતા વસી,**
**ધૈર્યદંડે તનુ ધારી જો, કેવો જાય છે ધસી. "**

–(ઉમાશંકર)

બુધવારે સવારે સુરતની વિદાય લેવાનો વખત આવી ગયો. જે ભવ્યતાથી સુરતે સ્વાગત કર્યું હતું એવી જ શાનદાર રીતે એણે વિદાય પણ આપી. સ્ટેશન ઉપરના ચોગાન આગળ થઈ ઉધના ઉપર થઈ જવાનું હતું. ડિંડોલી છએક માઈલ હતું. રસ્તાની બન્ને બાજુએ લોકોની ઠઠ જામી હતી. રાજકુમાર રામચંદ્રને વિદાય આપવા માટે અયોધ્યા ઊલટયું હોય એવો દેખાવ હતો. ગઈ કાલે હર્ષ હતો, આજે કંઈક વિષાદ હતો. જયનાદો ને ધૂનો તો એવડા જોરથી બોલાતાં હતાં; પણ તોરણો કરમાઈ ગયાં હતાં—પુષ્પો વિલાઈ ગયાં હતાં.

બાપુ તો નવા દિવસની નવી તાઝગી ભરી ડિંડોલી તરફ ચાલવા લાગ્યા. શોકસાગરમાં ડૂબેલું સુરત પાછળ રહી ગયું ને પ્રભાતના સૂર્યની માફક આનંદના રશ્મિઓ વેરતા ગાંધીજી, એમની પાછળ સેના ને સંઘમાં અવિરત રીતે ચાલ્યા આવતા લોકો આગળ ચાલવા લાગ્યાં. પણ રસ્તો તો માણસોથી ઉભરાતો જ હતો. જેણે જેણે એમના આગમનની વાત જાણી તે દૂરદૂરથી જોવા માટે દોડી આવ્યું હતું. રેલવે લાઈન પણ બહુ દૂર નહોતી.

રસ્તા ઉપર તાડ ને ખજૂરાં વીંઝણો ઢાળી રહ્યાં હતાં. નમણી દૃષ્ટિએ ચાલતા બાપુ એ ખજૂરાંના અનિષ્ટ પર વિચાર કરી રહ્યા હતા. બાપુ થાકતા ત્યારે એ જુવાન સૈનિકોને ખભે ટેકા મૂકી ચાલે. રસ્તામાં વાતો કરે ને કોઈક વાર તો અટ્ટહાસ્ય પણ કરે.

સુરત જિલ્લાના કાર્યકર્તાઓને જ હવાલે બાપુ હતા. તેઓ પણ સહુની સાથે જ હતા. આમ, બાપુ ને સેના ઉપરાંત એક જંગમ મેળો પણ ચાલ્યા જ કરતો હતો. સુરતથી સુમંગળપ્રસાદજી તથા માંદા પડેલા બીજા સૈનિકો પણ જોડાઈ ગયા હતા. વધુમાં બહેનોનું મંડળ પણ જામતું જતું હતું. વાટમાં ફળોની વાડીઓયે આવતી અને લાંબેલાંબે સુધી પથરાયેલાં કપાસનાં ખેતરો આંખને ઠારતાં હતાં. હજુ સુરત શહેરની ભારે અસર નીચે જીવતા પ્રદેશમાં- થી જ રસ્તો પસાર થઈ રહ્યો હતો.

આટલાં બધાં માણસોને જોઈ ફકીની આંખ તો ધરાઈ જ ગયેલી, એટલે એ ધીરેધીરે ગણગણવા લાગ્યો:

" Rise like lions after slumber
In unvanquished number–
shake your chains to earth like dew
which in sleep has fallen on you
you are many, they are few "‡

વાત તો સાચી છે. કેવળ સંખ્યાબળમાં તો આપણે એટલા બધા છીએ કે શરમાવું પડે; પણ નર્યાં ઘેટાં જ. સિંહ તો માત્ર પેલો ચાલે." ફકીના મોંમાંથી નીકળતી આ અંગ્રેજી લીટીઓ સાંભળતાં એક દૂરતી જુવાનડો બાજુમાં ચાલતો હતો, તેણે કહ્યું.

‡ "ઊંઘમાંથી ઊઠતાં જ સિંહગર્જના કરીને હે અસંખ્ય માણસો ! વિજય માટે ઊઠો. ઊંઘમાં તમારા પર પડેલા ઝાકળબિંદુ પેઠે તમારા બંધનોની સાંકળો પૃથ્વી પર પછાડી દો. તમે તો અનેક છો; એ તો થોડાં જ છે."

"તમે શું કામ કરો છો ભાઈ?" કેકીએ પૂછ્યું.

"ભણવાનું."

"તમારું કેમ?" એણે ફરી પૂછ્યું.

"કેમ વળી, ઝુકાવવાનું જ!" પેલા દૂરતીએ ઉત્તર આપ્યો.

હવે લોકોની બોલીમાં ઓલપાડ તાલુકા કરતાં પણ કંઈક ફેર પડેલો દેખાતો હતો. કછોટા મારેલી ને એક ઢીંચણ પરતું લૂગડું બીજા ઢીંચણ કરતા સહેજ ઊંચું એવા પહેરવેશવાળી ગામડાની બહેનો મીઠી આંખે આ બધું દૃશ્ય જોઈ રહી હતી. સવારની મિઠાશમાં રસ્તો જલદી કપાઈ ગયો. વસંત હવે જલદી ખજૂરાં ને તાડનાં પાનામાં આંખ ઠારે એવી લીલાશ પૂરી, કુદરતી બગીચો રચતી હતી. પણ એ વૃક્ષોને ધીરેથી એમ પણ કહી દેતી:

"હવે તાડી બનાવવાનું છોડી દેજો હોં કે!"

ડીંડોલી ગામ સામૈયે આવ્યું હતું.

"હાક પડી વીર નર જાગજો રે, બની બહાદુર આ વાર
ધરી શસ્ત્ર અસહકાર, રણનાં રણશિંગાં વાગિયાં.
સાબરમતીથી સૈન્ય નીસર્યું રે, બન્યા ગાંધી સરદાર; રણ૦"

કુંકુમતિલક, અક્ષત, નાળિયેર એ તો વધાવાનાં મંગળ ચિહ્નો. પછી જ્યાં સૂતરનો હાર ગાંધીજીની ગ્રીવામાં પડે તે વખતે એ બે હાથ જોડીને નમન કરે. એ બધાં દૃશ્યો સાચે જ વિરલ હતાં. લોકોનાં દિલ તો બોલી ઊઠ્યાં:

"પ્રભુજી પધાર્યા પગુણુલા રે."

ડિંડોલી ગામ કંઈ સુરત જેવું મોટું તો ઓછું જ, છતાં એણે હૃદયના ઊંડા ઉમળકાથી સ્વાગત ને સરભરા કરી. એ આજે કૃતકૃત્યતા અનુભવતું હતું. વળી બહારનાં અનેક માણસો, ને કાર્યકર્તાઓના પણ તેણે દર્શન કર્યાં. ગણુએ હર્ષઘેલા થઈ ગયેલા ડિંડોલીને જોઈ ફરી એક વાર કેકી ને આચાર્યને કહ્યું.

"પાછલાં ગામો કેવાં વિષાદમગ્ન ને પાછાં અંધકારમય થઈ ગયાં હશે! અને આ નવાંનવાં ગામો ગાંધીદર્શનથી કેવાં પ્રકાશિત થઈ જાય છે!" પેલા બન્ને જણ મૂક રહ્યા. ને એ જ દૃષ્ટિએ તેઓ સઘળું દૃશ્ય નિહાળવામાં ગરકાવ થઈ ગયા હતા. બાપુને જે કંઈ કહેવાનું હતું તે તો તેઓ રસ્તામાં અંતર ઠાલવી ઠાલવીને કહી ગયા હતા. છતાં એની એ વાત દરેક ગામમાં સ્થિતિ પ્રમાણે બદલીબદલીને કહેતા. મુખી, મતાદાર ને રાવણિયાનાં રાજીનામાં અહીં ડિંડોલીમાં પડી ચૂક્યાં હતાં. ડિંડોલીમાં ભોજન, આરામ, સભા વગેરે થઈ ગયા પછી સંઘ વાંઝ તરફ ચાલ્યો.

હવે કલ્યાણજીભાઈની આંખોમાં કંઈક નવું જ તેજ ચમકતું હતું.

"વાંઝ એ તો કલ્યાણજીભાઈનું," પેલા સુરતી નવજુવાને જ કહ્યું. "પ્રભો! જેવું હતું તેવું ફરી ભારત બનાવી દે!" વર્ષોથી એ સ્વપ્ન સેવતા એ ફકીરને પોતાના જ વતનમાં પધારેલા બાપુને જોઈ પારાવાર હર્ષ થયો. વર્ષોથી સુરત જીલ્લામાં એકધારી લોકસેવા કરી રહેલા કલ્યાણજીભાઈ વાંઝના વતની, ગાંધીજીના પરમ ભક્ત! સ્વરાજપ્રાપ્તિ ને લોકસેવા એ જ એમની ધૂન, એટલે પોતાને આંગણે એ યુગપુરુષને પધારતા જોઈ તેમના દિલનો હર્ષ ન માય એ સ્વાભાવિક છે.

વાંઝે ભાવભીનો સત્કાર કર્યો. ચોર્યાશી તાલુકામાં તો કલ્યાણજીભાઈ ને મીઠુંબહેન બાપુના વોર્ડરો હતા. બાપુનો હવાલો એમના હાથમાં હતો, અને એમની ભક્તિ પણ કેવી! ખુલ્લી સભામાં બાપુને તાપ ન લાગે તે માટે તે ખડે પગે છત્રી લઈને ઊભા રહેતા. સંઘ વાંઝ આવ્યો ત્યારે અંધારું તો થઈ જ ગયું હતું.

અહીં કલ્યાણજીભાઈના ભાઈ મકનજીભાઈને એક નવો તુક્કો સૂઝ્યો. બત્તીઓ તો ગઈ જ હતી, ફાનસથી કામ ચાલતું હતું, પણ તેમણે પોતાના ગામથી મશાલોનો ઉપયોગ પહેલવહેલો શરૂ કર્યો. એમાં તો

ઘાસતેલનીયે જરૂર ન પડે. અને ભગવાનની લીલાના જેમ નરસિંહ મહેતાએ દીવેટિયા બની દર્શન કર્યાં હતાં, એમ આ દેવતાની કૂચના બન્ને ભાઈઓ ને ત્રીજાં મીઠુબહેન દીવેટિયા બન્યાં.

વાંઝમાં રાજીનામાં વગેરે તો પતી જ ગયાં હતાં, એટલે સભામાં ખાસું એમણે લડતનું રહસ્ય સમજાવવા માંડ્યું.

બુધવારની રાત વાંઝમાં પસાર થઈ ગઈ.

પ્રાર્થના, નાસ્તો વગેરેથી પરવારી બાપુએ ગુજરાતના એક અનન્ય સેવકના ગામની વિદાય લીધી. ગામલોકો ભાગોળ સુધી વળાવવા ગયા, અને અહીં પછી સંઘ ધામણને પંથે પળ્યો. સૂરત જિલ્લામાં તાપી છોડ્યા પછી મિંઢોળા નદી આવે છે. એણે પણ યુગાવતારના સ્વાગતની તૈયારીઓ કરવા માંડી હતી; પરંતુ બન્યું હતું એવું કે એના હૃદયમાં આનંદનો ઊભરો એટલો બધો આવી ગયો હતો કે શું કરવું ને શું નહીં તેની એને સમજ જ ન પડે. મિંઢોળાને ઉત્તર તીરે કપલેથા ગામ આવેલું છે. એ ગામે ઉમળકાથી સ્વાગત કર્યું. બાપુ ને સેના તથા સંઘ કિનારે આવી ઊભાં ત્યારે તો નદીમાં ભરતી સારી પેઠે ચડી હતી. આમ તો આ બહુ સહેલાઈથી પાર કરી શકાય એવી નદી, પણ ભરતી એટલે શું કરવું! પણ કપલેથાના રહેવાસીઓને એક ઉપાય સૂઝ્યો. ત્યાંના મુસલમાનો ને હિંદુઓ ગામમાં જઈને પોતાનાં ગાડાં લઈ આવ્યા ને નદીમાં ગાડાંનો પુલ બનાવી દીધો ને સૌ તે ઉપર થઈ ઊતરવા લાગ્યાં. મિંઢોળાએ એ પુલ ઉપર જ બાપુના ચરણસ્પર્શ કરી ધન્યતા અનુભવી. આજનું આ દૃશ્ય વિરલ હતું. હિંદુ–મુસલમાનોની એકતા સહેજે સધાઈ ગઈ હતી.

"લંકાનો સેતુબંધ વાનરોએ આમ જ તડકાબંધ બાંધી દીધો હશે."

ગાડાં પર ચાલતાં ચાલતાં કોણ બોલ્યો. તેઓ ચોગરદમ આંખ

ફેરવતા સવારના ખુશનુમા દૃશ્યને પીતા આગળ ચાલતા હતા. તેમની પાછળપાછળ મીઠુબહેન ને સરોજિની દેવી આંગળીએ વળગીને ચાલી રહ્યાં હતાં.

મિંઢોળાને દક્ષિણ તીરેથી ગાયકવાડી હદ શરૂ થતી હતી. મિંઢોળા હસતી હસતી વિદાય આપી રહી હતી. સામે કિનારે સ્વાગત કરવા અનેક લોકો ઊભા હતા. બંને કિનારે ઊભેલો લોક-સમુદાય, નદીનો ગાડાંનો પુલ ઓળંગતા લોકો—એ બધું દૃશ્ય વળી ઓર જ ઉત્સાહ ઉત્પન્ન કરતું હતું.

આમ રોજ ને રોજ બારચૌદ માઈલ કાપતાંકાપતાં, નદીઓ ઓળંગતાંઓળંગતાં, વિસામા કરતાંકરતાં ને લડતનાં મોજાંને સમસ્ત ભારતમાં વહેતાં કરતાંકરતાં ત્રીજી એપ્રિલ તો થઈ ગઈ હતી. છાપાંના સમાચારો ખૂબ ઉત્સાહવર્ધક હતા. લોકોએ લડાઈની ભારે તૈયારીઓ કરવા માંડી હતી. મહાસભાની મધ્યસ્થ કચેરી એ બધા પર આંખ માંડી રહી હતી. પં. મોતીલાલજીએ જંબુસરમાં જ સ્વરાજ-ભુવન દેશને અર્પણ કરી ઘોષણા કરી દીધી હતી, અને એમનું આખું કુટુંબ 'નમકકા કાયદા તોડ દેંગે'ને માટે તૈયાર થઈ ગયું હતું. આખો દેશ છઠ્ઠી એપ્રિલના સવારની વાટ જોઈ રહ્યો હતો, અને દાંડીયાત્રા પર જ સૌનું ધ્યાન કેન્દ્રિત થયેલું હતું. એ દાંડીયાત્રા ત્રીજીને સવારે ધામણ ગામમાં આવીને ઊભી રહી.

ધામણ ગામમાં જે મોટી સભા થઈ તેમાં ત્રીજો ભાગ તો બહેનોનો હતો. છેક ઉમરાછીથી બહેનોએ બાપુનો કેડો પકડ્યો હતો. આ ઐતિહાસિક લડતમાં તેમને પણ પોતાનો ફાળો આપવો હતો. ધામણની સભામાં મોટે ભાગે ગામડિયા બહેનો હતી. ડૉ. સુમંતભાઈ ને શારદાબહેન પણ હતાં. મીઠુબહેન ને સરોજિની દેવી પણ હતાં. ગુજરાતની બહેનોમાં કંઈક અજબ ચેતન આવી ગયું હતું. સેના કે સેનાનીને પકડવા માટેની અફવાઓ પણ કંઈક ધીમી પડી ગઈ હતી, અને હવે તો ગાયકવાડી હદ હતી એટલે અપ-

જમાનો ટોપલો શાણા સયાજીરાવ નહીં જ ઉપાડે એટલી તો સૌને ખાતરી હતી. આમ ગુજરાતની ભૂમિ ઉપર યાવચ્ચંદ્રદિવાકરૌ ટકી રહે એવો પ્રસંગ લખાઈ રહ્યો હતો.

ધામણથી નવસારી જતાં લોકોની ભીડ પુષ્કળ હતી એટલે બહુ જ ધીરેધીરે ચાલવું પડતું હતું. ચાલતાંચાલતાં રસ્તામાં લગભગ એકાદ કલાક સુધી બાપુએ શારદાબહેન મહેતા સાથે વાતો કરી. એ બધી વાતો ચાલતી હતી. કેકીના દિલમાં પણ ઉત્સાહની ભરતી ચડતી હતી, તેનાં ચિહ્ન તેના મોંના ભાવ ઉપર સ્પષ્ટ દેખા દેતાં હતાં.

"કેકી હવે નદી ઓળંગી એટલે નવસારી હોં." આચાર્યે મજાકમાં કહ્યું. તેવામાં પૂર્ણા નદીનાં દર્શન થયાં. ગણુ નદીનું પાણી જોતાં જ બોલી ઊઠ્યો:

"पूर्णा पूर्णजले समुद्रसहिता कुर्यात् सदा मंगलम् ।"

"પૂર્ણા પૂર્ણજલે સમુદ્રસહિતા કરજો સદા મંગલ." પ્રવાસમાં આવતી એ છેલ્લી નદી હતી. પૂર્ણ સ્વરાજની આ યાત્રા હવે એને કિનારેકિનારે જ ચાલતીચાલતી એના મુખ પાસે દાંડી આગળ પૂર્ણ થવાની હતી. સાબરમતી, ખારી, વાત્રક, મહી, ઢાઢર, નર્મદા, કીમ, તાપી, મિંઢોળા એટલી નદીઓને પાર કરતોકરતો આ સંઘ આ છેલ્લી નદીને કિનારે આવી ઊભો રહ્યો.

"કેકી, પૂર્ણા તો ગોરી, કીરી, સુધીરી ને ગુણિયલ પારસણ જેવી દેખાય છે." ગણુએ નદી જોયા પછી કહ્યું. પૂર્ણા નદી આનંદમગ્ન છતાં ગંભીર હતી. એણે પુષ્પો વડે બાપુનું સ્વાગત કર્યું; આશીર્વાદ આપ્યા. એના ઉપર તો બાંધેલો પુલ હતો એટલે મુશ્કેલી પડી જ નહીં. સામે કિનારે નવસારી ને જલાલપુર સ્વાગત માટે ઊલટ્યાં હતાં. આ તો રેલવે સ્ટેશન રહ્યું, એટલે મુંબઈ તેમજ સુરતથી પણ અસંખ્ય લોકો આવ્યા હતા. જલાલપુર તો

બારડોલીની હારમાં બેસનારો તાલુકો. '૨૮ માં જે માન બારડોલીને મળ્યું તે આજે દાંડીની પસંદગી થઈ ગયા પછી એ તાલુકાને મળી રહ્યું હતું. લોકો સર્વસ્વનો ભોગ આપવા તૈયાર ને આતુર હતા.

સામે કિનારે પહોંચતાં જ કેકીએ નરગીસ તથા પોતાના પપ્પાજી ને આવતા જોયાં. એના આનંદની ઘૂઘરીઓ ઘમકી ઊઠી. તેણે પોતાના બન્ને સાથીદારોની ઓળખાણ કરાવી ને પછી તેઓ સૌ આગળ ચાલ્યા. ચાલતાંચાલતાં કેકીના પપ્પાજીએ આ અદ્ભુત દૃશ્ય જોઈ કહ્યું, "કેકી, ઈમર્સને એક ઠેકાણે કહ્યું છે:

" Beware when the great God lets loose a thinker on this planet, then all things are at risk. It is as when a conflegration has broken out in a great city and no one knows what is safe or where it will end. "×

" પણ પપ્પાજી ! સુરતનું દૃશ્ય તો આથીયે વધુ ભવ્ય હતું ? " કેકીએ ઉત્સાહમાં આવી જઈ કહ્યું. " મહાત્મા ગાંધીના જય"ની ઘોષણા તો આભને વીંધી રહી હતી."

નવસારી આગળ પૂર્ણા બે ભાગમાં વહેંચાઈ જઈ પાછી જલાલપુર આગળ ભેગી થઈ જાય છે. આમતેમથી ચાલ્યા આવતા લોકો ને બાપુનો સંઘ જલાલપુરમાં એક થઈ ગયો.

सैन्येन श्रीमता साकं, ततो लोकसहस्रकैः ।
सहितः सरियायैष जलाल्पुर—मुत्तमम् ॥ "

× ચેતજો કે મહાન પ્રભુ આ પૃથ્વી પર કોઈ વિચારકને મોકલી દે છે ત્યારે બધી જ વસ્તુઓ ભયમાં મુકાઈ જાય છે. જેમ કે કોઈ મહાનગરમાં ઝંઝાવાત ફૂંકાઈ ગયો હોય અને શું સહીસલામત છે અને એ બધાનો અંત ક્યાં આવશે તેની કોઇને ખબર નથી હોતી.

અહીં તો કનૈયાલાલ મુનશી ને લીલાવતી મુનશી પણ લડતમાં જોડાવાનો નિર્ધાર કરીને આવેલાં. મહાત્માજીના કડક ટીકાકાર મહાત્માજીને માર્ગે ચાલવાના આશીર્વાદ લેવા આવ્યા હતા. બાપુ તો હાસ્યના ફુવારા જ ઉછાળી રહ્યા હતા. તેમને જોતાં જ કહેઃ

"ઓ હો ! તમે બન્ને વનવાસમાંથી પાછાં આવી ગયાં !"
આ વિનોદ વગેરેમાં ભોજન, પ્રાર્થના વગેરે પણ પતી ગયું. સભા નવસારીમાં રાખી હતી, એટલે અહીંથી પરવારી તેઓ સભાસ્થાને ગયા. એમને માટે વ્યાસપીઠ ઊંચા મંચ પર રાખી હતી. લોકોનો તો દરિયો હતો. નવસારી એટલે તો પારસીઓનું ગામ, હિંદના દાદાની જન્મભૂમિ. સુરત જિલ્લાના માર્ગ પર તાડ ને ખજૂરાં તો બાપુ જોતા જ આવેલા હતા, એટલે નવસારીના ભાષણનો સંભાર તો એમની પાસે પડેલો જ હતો. સ્વાગત ભાષણ ને ગીત ગવાઈ રહ્યા પછી બાપુએ પ્રસંગ ને લોકોને અનુરૂપ વાક્‌ધારા ચલાવી. આજે તો નરગીસ, પપ્પા, ને આયમા આવી ગયેલાં એટલે કોઈને એની નોંધ લેવાની જ નહોતી. આજે તો એ ચારે જણ સાથે બેસી સાંભળવા માટે ઉત્સુક ને ઉત્કંઠ હતાં, પણ ગણુ નિયમિત રીતે નોંધ લેતો હોઈ એણે તો લખવાનું છોડયું નહીં. ચારેકોર નજર ફેરવી લઈ બાપુએ ચલાવ્યુંઃ

"નવસારી તો પારસી ભાઈઓનું મથક છે. પારસીની વસ્તી આખી દુનિયામાં લાખની અંદર છે, અને તેમાંયે પારસીઓનો ઘણો મોટો ભાગ તો મુંબઈ ઈલાકાની અંદર મુખ્યત્વે કરીને નવસારી અને મુંબઈની વચ્ચે રહેનારો છે.

"હિંદુસ્તાનમાં ભ્રમણ કરતાંકરતાં ઠેકઠેકાણે હું પારસી ભાઈઓને મળું છું ત્યારે તેઓ મને ઓળખ્યા વિના રહેતા નથી.

"લેંગ નામના એક ગોરા લેખકે દુનિયાની બધી સખાવતોની સરખામણી કરીને સિદ્ધ કરી બતાવ્યું છે, કે ઉદારતામાં તો પારસી-

ઓનો જ વસ્તીના પ્રમાણમાં પહેલો નંબર આવે છે. સમુદ્રમાં બિંદુ જેટલા પારસી ભાઈઓએ આખા જગતને પોતાની ઉદારતાથી ભજવી મૂક્યું છે. પૃથ્વીના ઇતિહાસમાં આટલી બધી સખાવત નિષ્પક્ષપણે બીજી કોમોએ કરેલી કોઈએ જાણી નથી. જ્યારે જ્યારે પારસીઓ પાસે મેં હાથ લંબાવ્યો છે ત્યારે કદી એ હાથ ખાલી નથી ફર્યો.

"દક્ષિણ આફ્રિકામાં સત્યાગ્રહની લડતમાં પણ પારસી ભાઈઓએ અગ્રેસર રહી મને મદદ કરી હતી. શેઠ રૂસ્તમજીએ તો પોતાને લૂંટાવી દીધો હતો. અને તેથી જ તેમનાં ભાટની માફક મેં વખાણ કર્યાં છે.

" પારસીઓનું એ લેણું હું શી રીતે ફેડી શકું ? હું તો ભિખારી રહ્યો એટલે એ ફરજ પૈસાથી કેમ પતાવાય ? હું કાંઈ સાહેબ નથી કે વાઈસરૉય નથી કે તેમને કોઈ મોટી નોકરી કે ઇલકાબ પણ આપી શકું ? તેથી આજે નવસારીમાં આવી તેમની સ્તુતિ કરું ને સાથે કંઈક લઈ લઉં. આ લડતમાં પારસીઓ તો છે જ. એક જરથુસ્ત્ર ભાઈ કે જે મારા સગા ભાઈ સમાન છે અને તેમને કેન્સર હોવાનો ભય છે છતાં આ લડતમાં જોડાવાને તલપાપડ થઈ રહ્યા છે.

" દાદાભાઈની પૌત્રીઓનો જ દાખલો લો. તે બધી બહેનો લડતમાં ઊતરવા માટે ગાંડી—અધીરી થઈ રહી છે. એટલે પારસી-ઓની મદદ વિષે હવે વિશેષ શું સંભળાવું ? પણ મારે તો વિશેષ જોઈએ.

" મીઠાનો કર તો ગયો જ છે એમ તમે સમજજો. આશ્રમથી નીકળ્યો છું ત્યારથી ઠેકઠેકાણે પારસીઓએ મારા ઉપર આશીર્વાદનો વરસાદ વરસાવ્યો છે અને કહ્યું છે: 'તારી ફતેહ થજો. ખુદા તારી સાથે છે. અને સ્વરાજ લઈને વહેલો આવજે.' અને હું જીવતો હોઈશ તો સ્વરાજ લઈને જ પાછો ફરવાનો છું.

" મીઠાની લડતમાં ન જોડાઈ મદ્યપાન-નિષેધની ચળવળમાં

ધારે તો મોટો ફાળો આપી શકે.

"દારૂ પાછળ ૨૫ કરોડ રૂપિયા આપી આપણે બરબાદ બનીએ છીએ. તેની બદીથી આપણાં ઘરબાર ભાંગી ગયાં છે. દક્ષિણ આફ્રિકામાં વકીલાતનો ધંધો કરતો છતાં ત્યાંના મજૂરભાઈઓ સાથે હું ભમતો હતો. એ મજૂરો પોતાના કામને અંગે મને મળવા પણ આવતા, અને હું તેમના જીવનમાં ઓતપ્રોત થતો હોવાથી તેઓ પોતાનાં સુખદુઃખની વાતો કરીને પોતાની કરુણ કથા સંભળાવતા. અને પીવાથી તેઓ કેટલા પાયમાલ થઈ જતા તે કહેતાંકહેતાં ડૂસકેડૂસકે રડી પડતા. આવા જ હાલ અમદાવાદના ઘણા મજૂર ભાઈઓના થઈ રહ્યા છે એમ મેં જાતે અનુભવ્યું છે. દારૂ પીનારા પોતાની પત્ની, માતા, દીકરી વચ્ચેનો ભેદ પણ ભૂલી જાય છે. માણસ મટી પશુ બને છે. જે કોઈ આ દારૂની લતમાં ફસાય છે તે બધા હેવાન બની જાય છે. મારી નરી આંખે સ્ટીમરના કૅપ્ટનને પીને ઓકિલામાં આળોટતો જોયો છે. આવી બદીમાંથી મદ્યપાન કરનારને છોડાવવા સારુ પારસી ભાઈઓની મદદ માગી રહ્યો છું.

"દારૂ પીનારાઓને મીઠુબહેને જોયા તેથી તેમનું હૃદય પીગળ્યું અને માતા છોડી, ઘરબાર છોડ્યું અને દારૂનિષેધના કામમાં ઝંપલાવ્યું છે. પણ એક પારસણના ત્યાગથી આ કામ પૂરું ન થાય. આ કામ માટે તો પારસીમાત્રનાં હૃદય હલાવવાં પડશે. અને જરૂર જણાયે તેમની સાથે મારા જેવાએ સત્યાગ્રહ પણ કરવો પડશે. પારસી પાસે બુદ્ધિશક્તિ પડી છે, ને કરોડ રૂપિયા પેદા કરનારા છે, ઈશ્વરથી ડરનારા છે. જો આજથી દારૂનો વેપાર કરવો હરામ છે એમ સમજી પારસી પીઠાવાળા દારૂનો ધંધો છોડી દે તો બીજા પીઠાંવાળા તેમની નકલ કરશે જ.

"જ્યારે ૨૫ કરોડ આમ બચાવી લઈશું ત્યારે કરોડો ગરીબનાં ઘર આપણે સાજાં કર્યાં હશે, ત્યારે દેવતાઓ પુષ્પોનો વરસાદ વરસાવશે.

"લોકોનાં હૃદયમાં પ્રવેશીને તમે આ દારૂ છોડાવ્યો હશે ત્યારે જે શક્તિ પેદા થશે તે શક્તિથી આપણને જે જે જોઈએ તે મળી શકશે.

"આ કામમાં હું ખાસ બહેનોની મદદ માગું છું. બહેનો દારૂ પીનારાના ઘરમાં જાય ને તેમને વીનવે. મેં મુક્તિફોજની બહેનોને આવાં કામ કરતાં ભાળી છે, તેમજ હિંદી બહેનો કેમ ન કરે? શું હિંદુસ્તાનમાં હિંદુ, મુસલમાન કે પારસી બહેનો આના કરતાં કંઈ ઓછું કરશે? શું દારૂની બદીમાં ફસાયેલાઓ એમના ભાઈઓ નથી? હું એ દારૂ પીનારાઓને સમજાવવા જાઉં તો મારી સાથે કે બીજા પુરુષો સાથે એ કજિયા કરવાના છે, પણ એક પણ સ્ત્રીનું તેઓ અપમાન કે અનાદર નહિ કરે. તમને ન સમજે એવા એ હેવાન નથી. તમારો હાથ અડતાં એ સાનમાં આવશે અને પાછું પગલું ભરશે અને તમારી આંખમાં પ્રેમ અને અમી વરસતાં હશે એ જોઈને જ આ તો સતી કે કોઈ યોગિની આવી છે એમ તેને થશે અને શરમાઈ દારૂ છોડશે.

"તમે બહેનો, દારૂ પીનારાઓનાં બૈરાંછોકરાંઓને ઓળખતાં થશો. એમનાં રખડુ અભણ છોકરાં સાથે દોસ્તી કરશો અને તેમની પાસે ઉપર આભ અને નીચે ધરતી સિવાય કંઈ નથી છતાં તે પીધે રાખે છે તે જોશો, ત્યારે આ પવિત્ર કાર્ય કરવા માટે પ્રેરાયા વિના રહેશો નહિ.

"સરકાર મને જેલમાં લઈ જાય તો આ સંદેશો હું બહેનો માટે મૂકી જાઉં છું. ગુજરાતની બહેનો આવી વાતમાં કસાયેલી છે. તેમના જેટલી તાલીમ હિંદમાં બીજી કોઈ જગ્યાએ બહેનોને મળી નથી. તેથી મીઠુબહેન જે ક્ષેત્ર તૈયાર કરીને બેસી ગયેલ છે તે ક્ષેત્રમાં બધી બહેનો ઝંપલાવે.

"આ અહિંસક લડતમાં પુરુષો કરતાં પણ બહેનો વધારે

ભાગ લઈ શકે, કારણ કે સ્ત્રીઓ તો ત્યાગ અને દયાની મૂર્તિ એટલે અહિંસાની મૂર્તિ છે. પુરુષ અહિંસાધર્મ બુદ્ધિથી સમજે છે, જ્યારે સ્ત્રી અહિંસા પીને જ જન્મેલી છે. પુરુષ તો જરાક જેટલી જવાબદારી ભોગવી છૂટી જાય છે, ત્યારે બહેનોને તો ધણીની, બાળકોની અને કુટુંબીઓની સેવા કરવાની રહેલી છે.

"પારસીઓએ તો મને દેવા નીચે કચરી નાખ્યો છે. તેમણે તેમના પ્રેમપાશમાં મને ગુલામ બનાવી દીધો છે. અને ગુલામને માલિક પાસેથી માગવાનો અધિકાર મળે છે. આ આત્મશુદ્ધિના યજ્ઞમાં તમે મને પૈસાથી ડુબાડી દેશો કે સ્વયંસેવકો આપશો તેથી મને સંતોષ નથી થવાનો; પણ સંતોષ તો મને ત્યારે જ થશે કે જ્યારે સમસ્ત પારસી કોમ આ મારી અરજ સાંભળે અને મીઠુ બહેન જે કામ કરી રહેલ છે તે કામને પારસી ભાઈબહેનો અપનાવી લે."

આ ભાષણ સાંભળી કેકીના મોં પર સાચા ગર્વની કંઈક સુંદર આભા પસરી ગઈ. તેણે ત્યાં જ એનાં માબાપને કહી દીધું કે:

"મેં તો લડતમાં ભાગ લેવાનું નક્કી કરી જ નાખ્યું છે."

"અને અમે પણ." ગણુ ને આચાર્યે કહ્યું.

"અને હું તો જોડાઈ જ ગઈ છું." નરગીસ પણ બોલી ઊઠી.

"આશીર્વાદ છે, બચ્ચાંઓ." પપ્પા ને આયમાએ વિના સંકોચે કહ્યું.

## ૨૬. સરકારનાં અટકચાળાં

"પંજાબના ઈતિહાસને દઈ કાન સૂણજો હે વીરા,
એ દુઃખથી છાતી ચિરાશે, ફાટશે વહાલી ધરા. પંજાબ
ફાટી જશે પથ્થર અને વળી વૃક્ષ તૂટશે મૂળથી,
શીખશે જગતના માનવી પંજાબના દુઃખસુખથી. પંજાબ"

રાષ્ટ્રીય સપ્તાહની શરૂઆત હજુ હવે બે દિવસ પછી થવાની હતી, પરંતુ લોકોને તે પ્રસંગ પણ હવે યાદ આવવા લાગ્યો હતો. લોકોનાં ટોળાં તો ઠેકઠેકાણે હવે જામ્યે જતાં હતાં. જલાલપોરમાં બજારમાં એક ખૂણા પર ઊભો રહી એક યુવાન પંજાબના કાળા કેરનો ઇતિહાસ ને જલિયાનવાલા બાગની કરુણ કહાણી કે જેને પરિણામે પક્કા સહકારી ગાંધીને અંગ્રેજોએ કટ્ટર અસહકારી બનાવી મૂકયા હતા–પેલાએ આગળ ચલાવ્યું :

"જલિયાનવાળા બાગ આજે કાશી ને મક્કા થયું,
તે જુલ્મીઓના જુલ્મથી અંગ્રેજનું પાણી ગયું ! પંજાબ.

લોકો આ સાંભળી ઊશ્કેરાઈ જતા હતા, અને પછી એ ગાયકે 'રતનબા'નો રાસડો ગાવા માંડયો તે વખતે લોકોની આંખમાં આંસુ આવી ગયાં.

તેવામાં કેકી, ગણુ, આચાર્ય ને તેમની સાથે રોયટરનો એક મદદનીશ સંજીવરાવ ત્યાં થઈને નીકળ્યા. તેઓ પણ ઘડીભર ત્યાં

થંભી ગયા. સંજીવરાવ બિચારો મદ્રાસી એટલે એ ગીતોના અર્થ તો એ શી રીતે સમજી શકે? પેલાઓને તો રસ પડ્યો; પછી ત્યાંથી તેઓ સંજીવરાવને ઉતારે ગયા. સંજીવરાવ બિચારો બહુ ઓલિયો માણસ! એને પણ સોબત તો જોઈતી હતી, એટલે એમનો એ મિત્ર થઈ ગયો હતો. કેકીએ એનું નામ 'સંજયરાવ' પાડી રાખ્યું હતું અને કંઈક સ્મિત કરી તેણે કામ પૂરતું તો તે વહાલું નામ સ્વીકારી લીધું હતું.

આજે કેકી ખૂબ આનંદમાં હતો. નરગીસ ને માબાપ એને મળી ગયાં હતાં એટલે એ ખુશીખુશી હતો. ને સંજીવરાવ પણ આટ, મટવાડ ને દાંડી અગાઉથી જઈ આવેલો એટલે ત્યાંના સમાચાર આપવા માટે ખૂબ જ ઇંતેજાર હતો. એણે આટ વગેરે સ્થાનોમાં સરકારનાં માણસો દ્વારા કુદરતે પકાવેલા મીઠાનો નાશ થતો જોયો હતો. એવડા મોટા પ્રચંડ દરિયા આગળ આવાં નર્યાં 'અટકચાળાં' જ કરતા જકાતખાનાના સિપાઈઓને જોઈ સંજીવરાવને એમની બાલિશતા ને મૂર્ખાઈ પર નર્યું હસવું જ આવ્યું હતું. એણે એ બધી વાત ત્રિપુટીને કરી. "એ તો પેલા માણેકનાથ જેવી વાત થઈ," આચાર્યે આ મીઠાના નાશની વાત સાંભળી કહ્યું.

"શી છે એ વાત?" સંજીવરાવે આચાર્ય તરફ આંખ ફેરવતાં પૂછ્યું.

"અહમદશાહ બાદશાહે અમદાવાદનો કિલ્લો બંધાવવા માંડ્યો તે વખતે માણેકચોકવાળી મશાણિયા હનુમાનની જગાએ માણેકનાથ નામનો એક બાવો રહેતો હતો. એક બાજુ દિવસે કિલ્લો ચણાય ને રાતે બાવાના મંતરજંતરથી બેસી જાય. બાદશાહ આશ્ચર્ય પામ્યો ને કંટાળ્યો. પછી એણે બાવાને શોધી કાઢ્યો, ખુશામત કરી, ને છેવટે શીશીમાં ઉતારી પૂરી દીધો તે આજની ઘડી ને કાલની વાત!

એવું કંઈક આ ગણાય." આચાર્યે સંજીવરાવને ઉદ્દેશીને આ વાત કહી, કારણ કે પેલા ગુજરાતી મિત્રો તો એ જાણતા હતા.

"સમુદ્ર બાદશાહ એવાં મગતરાંને હસતો હશે! અહીં તો મીઠાના પ્રમાણનો સવાલ જ નથી, પણ મીઠાનો કાયદો તોડવાનો પ્રશ્ન છે. એ એક ટન મીઠાથી પાર પડે ને એક ચપટી ખારી માટી હોય તો યે સરે!" કેપ્રી બોલ્યો.

"મૂરખી સરકાર, સબ ભેજુ ગેપ!!" સંજીવરાવ જરા ગરમ થઈ બોલી ઊઠયા.

"રિપોર્ટ મોકલો એમાં મથાળું એવું મારજો." આચાર્યે કહ્યું.

"ચોવીસ કલાક ફીણ ઉછાળતો સમુદ્ર ભરતી વખતે ખાડા-ખાબોચિયામાં પાણી ભરી જાય તે સૂર્ય સૂકવે, ને કુદરત જે વસ્તુ આપમેળે લોકોને બક્ષે, તે લોકોના હાથમાં ન જવા દેતાં માટી ભેળું કરી દેવું એ મૂર્ખાઈ, બાલિશતા ને છેવટે હેવાનિયત પણ છે—લખીશ, જરૂર એવું લખીશ. એ મૂરખાઓ સામે સમુદ્ર હસી રહ્યો હોય એમ મને લાગ્યું." આચાર્યના ઉપલા શબ્દો સાંભળી સંજીવરાવ વધુ ગરમ થઈ બોલ્યા.

આ વાર્તાલાપ સંજીવરાવના રહેઠાણ આગળ થઈ રહ્યો હતો. તેનો સાથીદાર મિ. માલકમ પાસેના ઝાડ નીચે બેસી કંઈક લખી રહ્યો હતો તે આ ગરમાગરમ વાતો સાંભળી ઊઠીને ત્યાં આવ્યો. બધી વાતો અંગ્રેજીમાં થઈ રહી હતી. માલકમ અમેરિકન જુવાન હતો, અને તે ખૂબ હસમુખો ને મળતાવડો આદમી હતો.

"મિ. સંજીવરાવ, હું તો તમે આપેલા સમાચારને ખૂબ હાસ્યજનક ભાષામાં મોકલી આપવાનો છું ને કાર્ટૂનિસ્ટ તેનું ઠઠ્ઠાચિત્ર પણ દોરશે. સરકારથી યાત્રાના ને જાગૃતિના વેગને સીધી રીતે રોકી શકાતો નથી એટલે આવાં બાલિશ ચેડાં કરે છે!"

માલકમે ખૂબ ઇતરાજી વ્યક્ત કરતાં કહ્યું.

"ક્રોધ જ્યારે વ્યક્ત ન થઈ શકે અથવા કરી શકાય એવી પરિસ્થિતિ ન હોય ત્યારે બુદ્ધિ આવા અવળા માર્ગો જ પકડે છે." ગણુએ એની ફિલસૂફી સમજાવી.

"અરે, સરકારની એ મૂર્ખતા ઉપર તો ખુદ એ મીઠું ભેળવી દેનાર સિપાઈઓ ને મજૂરો પણ હસતા હતા. મેં એમને પૂછ્યું કે આમ તમે કેટલા મીઠાનો નાશ કરશો? મીઠા માટે તો છેક રામેશ્વર સુધીનો દરિયાકિનારો ખુલ્યો પડ્યો છે. મારો આ પ્રશ્ન સાંભળી તેઓ ખડખડાટ હસી પડ્યા ને સ્પષ્ટ કહી નાખ્યું: 'આ તો અવળચંડાવેડા છે સાહેબ! અમને તો આ મૂર્ખાઈ પર પેલો દરિયોયે હસતો લાગે છે.'" સંજીવરાવે જણાવ્યું.

"બીજા કંઈ સમાચાર, મિ. સંજીવરાવ!" માલકમે પૂછ્યું.

"ગુજરાતમાં ને બહાર સરકારે કેટલાક કાર્યકર્તાઓની ધરપકડ શરૂ કરી દીધી છે. એ સમાચાર તદ્દન તાજા સમજો." તેમણે ગણુ તરફ જોતાં કહ્યું.

"આ વસ્તુ એમ સૂચવે છે કે સરકાર સીધી લડાઈમાં હજુ એકદમ ઊતરવા માગતી નથી. કંઈક અકળાઈ જાય છે ત્યાં બેચાર જણને પકડી લે છે. હવે દાંડી પહોંચી જવાના ગણ્યાગાંઠ્યા દિવસ રહ્યા એટલે એ ચિંતામાં તો પડી જ હશે; શું કરવું!" કેકીએ જણાવ્યું.

"એ બધું ખરું મિ. કેકી, પણ એ બધાં સરકારનાં માત્ર અટકચાળાં છે. એને જો લડાઈ આપવી જ હોય તો છઠ્ઠી પહેલાં અમે ત્યાં આ મુખ્ય સેના પર જ વાર કરે, અને નહીં તો પછી છઠ્ઠી ને છઠ્ઠી પછી દાંડીના રણમેદાન પર જોવાનું રહ્યું! વાત એમ છે કે છઠ્ઠી પછી કરાડી, મટવાડ, આટ, દાંડી વગેરે સ્થાને લોકો

મોટા પ્રમાણમાં 'નમક કા કાયદા તોડ દિયા,' કરવાના એટલે આ મુર્ખાઈ તેઓ કરી રહ્યા છે."

"સરકારને આ મૂંઝવણ થયા કરે છે તેનું મુખ્ય કારણ મિ. માલકમ તમને કયું લાગે છે?" ફ્રેકીએ પૂછ્યું.

"ગોળમેજી. અને એ ગોળમેજીએ એની આંખોએ અંધારાં આણી બધે અંધકારનાં શૂન્ય ને શૂન્ય જ દેખાડવા માંડ્યાં છે."

"અમેરિકા આ બધું કઈ દૃષ્ટિએ જોતું હશે?" એણે ફરી પૂછ્યું.

"ખૂબ ઉત્સુકતા ને રસથી. એકલો અમેરિકા જ નહીં પણ સારુયે જગત આ અદ્‌ભુત કૂચ પર નજર માંડી રહ્યું છે. જગતની સહાનુભૂતિ તો તમારા તરફ જ છે." એણે જરા ગંભીર થઈ ઉત્તર આપ્યો.

આમ વાતો ચાલતી હતી, પરંતુ દિવસ પણ પૂરો થતો હતો. પેટમાં બિલાડાં બોલવા લાગ્યાં એટલે ફ્રેકીએ ધીરે રહીને કહ્યું:

"મિ. માલકમ, હવે તો પાપી પેટે પણ અટકચાળાં કરવા માંડ્યાં છે. એ કહે છે ભૂખ, ભૂખ, ભૂખ; માટે ઊઠ." અને એ હસી પડ્યો. ઊઠ બોલતાંની સાથે ઊઠ્યો ને ઊઠતાંઊઠતાં એક આંગળીએ ગણુને ને બીજા હાથની આંગળીએ આચાર્યને પણ ઉઠાડ્યા.

## ૨૭. છેલ્લી મજલ

"આવી આવી સ્વરાજની સવારી રે!
જોઈ જાગે રૂવે રૂવે ખુમારી રે!
આવી આવી સ્વરાજની સવારી રે!
ઊડે ઊડે ધજા દિગંત–વ્યાપી રે! આવી૦

પૃથ્વી પર જળે થળે બધે ફરી વળે,
પહાડ પર્વતો ડુબાવી આભમાં ચડે,
એવો છૂટચો સ્વાતંત્ર્યધોધ ભારી રે! આવી૦

તારીખ ત્રીજીએ પૂર્ણા નદી ઓળંગ્યા પછી દાંડીયાત્રાની છેલ્લી મજલ શરૂ થઈ ચૂકી હતી. સરકાર દાંડીયાત્રા પૂરી થવા દેશે કે નહીં તે વિષે વાતાવરણમાં આછો ભય ને કંઈક શંકા હતી, પણ ખેડા જિલ્લા જેવું તો નહીં જ. લોકોના હૃદયમાં વિશ્વાસ જામવા માંડયો હતો, ઉત્સાહ પ્રગટી નીકળ્યો હતો અને આ તો લડાઈ છે કે મેળો તેની જ સમજ પડે એમ નહોતું. સરકાર પણ જાણે ઉપેક્ષાવૃત્તિ જ દાખવી રહી હોય એમ એણે બહારથી બહુ દેખાવ કર્યા નહોતા પણ એના હૃદયમાં તો ધ્રાસકો હતો જ.

ગાંધીજીએ તો હવે ચારે કોર સળગાવવા માંડ્યું હતું. ઈમર્સનના શબ્દો સાચા પડી રહ્યા હતા. આ માણસની કોણ જાણે શી કરામત હતી કે ખૂણેખૂણેથી માણસો ખેંચાઈને એની પૂઠેપૂઠે ભમવા નીકળી આવ્યા હતાં. ત્રીજીની રાત જલાલપોરમાં મથાભાઈ તેલીની તેલીમિલમાં વિતાવી. એ રાતે નવસારી ને જલાલપોર ઊંઘ્યાં નહોતાં. વળી મુંબઈ ને સુરત બાજુથી આવતી બધી જ ગાડીઓ માણસોને લાવીલાવીને થાકી જતી હતી. સુરતમાં અમદાવાદના મિલમાલિકો ખાસ ટ્રેઈનદ્વારા આવી ગયા હતા. અહીં તો હવે અનેકવિધ માણસો ઠલવાતાં હતાં. સાચે જ દાંડીનો માર્ગ હવે બદ્રીકેદાર કરતાં પણ વધુ ભીડવાળો ને પવિત્ર બની રહ્યો હતો. લોકોનો ઉત્સાહ તેમ વિશ્વાસ વધ્યે જ જતાં હતાં.

ત્રીજીની રાત પૂરી થઈ. બ્રાહ્મમુહૂર્તે એ જંગમ આશ્રમની પ્રાર્થના થઈ. સૌએ નાસ્તો કર્યો, અને નક્કી કરેલા સમય પ્રમાણે બાપુ ને સેનાએ જલાલપોર છોડ્યું. ગુજરાતની અનેક નદીઓના આશીર્વાદ બાપુને મળી ચૂક્યા હતા.

જલાલપોર તાલુકો એટલે ગુજરાતનો નામેલો તાલુકો. એમાં સ્વરાજ માટેની પ્રવૃત્તિઓ વર્ષોથી સારી પેઠે ચાલતી હતી. '૨૮માં જે માન બારડોલીને મળ્યું તે જ આ વખતે જલાલપોરને મળ્યું હતું. અહીં રાજીનામાની વાત તો પહેલી જ હતી, પરંતુ તેથીયે વધુ તો લોકો બાપુની આજ્ઞા મળતાં તરત જ મીઠાના કાયદાનો ભંગ કરવા માટે તલપાપડ થઈ રહ્યાં હતાં. બાપુ અને સરદારનો આ માનીતો તાલુકો હતો ને દાંડીની સાથે જલાલપોર તાલુકાની પસંદગી પણ ઈશ્વરનિર્મિત જ હતી.

" પળમાં પુણ્યતું જેમ, ઉરે માનવતા વસી,
ધૈર્ય દંડે તનુધારી જો, કેવો જાય છે ધસી.'[૨]

[ઉમાશંકર]

સવારના પહોરમાં હવે સૌ વિજલપોર તરફ ચાલવા લાગ્યાં. બહેનો બાપુને કોઈ રીતે છોડે એમ નહોતી જ, એટલે તેઓ હવે તો પોતાની સંખ્યા વધારતી જ રહી હતી. શારદાબહેન મહેતા તો બારડોલીમાં ચુનંદાં સૈનિક હતાં. ડૉ. સુમંત પણ એ લડાઈમાં ખરા જ. અહીં એ ભાગ્યશાળી યુગલ બાપુની સાથેસાથે થઈ ગયું હતું. રસ્તામાં ભીડ એટલી બધી હતી કે તે ભેદીને આગળ માર્ગ કરવો મુશ્કેલ થઈ પડતો ને ડોસાને પોતાના વેગ પર બ્રેક મારવી પડતી. એટલે તે વખતે એમણે એ યુગલ સાથે બહેનોના કાર્ય વિષે વાતો કરવા માંડી હતી.

ટોળામાં માણસો ઉપરાંત જેરાજાણીની ખાદીની ચાલતી હાટડી, ફિલમ ઉતારનારની ઝડપી મોટર, વગેરે તો ધમાલ મચાવી મૂકતાં જ હતાં. લોકો દાંડી સુધી જઈ આવતા ને વળી પાછા આવતા; એમ એમની અવરજવરે તો રસ્તાને તદ્દન સજીવન કરી મૂક્યો હતો. રસ્તામાં ચાલતાંચાલતાં આપણા ત્રણેય દોસ્તો પણ આપસઆપસમાં તેમજ બીજાઓ સાથે ગપ્પાંગોષ્ઠિ કરી રહ્યા હતા. તેમના જેવા કેટલાયે વિદ્યાર્થીઓ ભણતર છોડી સમરસ સંગ્રામમાં ઝુકાવવા ઘર છોડી આવ્યા હતા. તેમની જોડે કેળવણી વિષે વાતો ચાલી એટલે કેકી કહેઃ "આજની કેળવણીને અમારા એક પારસી લેખકે, 'દીનદબાઉ, દેશવિસરાઉ અને ખોદાભુલાઉ' કહી છે."

"ત્યારે બચ્ચાજી એ ભણવા માટે ફરી કોલેજમાં દોડવાના કે?" મણુએ પૂછ્યું.

"ભવિષ્યની આજે શી વાત?" એણે ઉત્તર આપ્યો.

ગામડાંના લોકો દારૂતાડીનો ત્યાગ, ખાદી, સ્વદેશી વગેરે પ્રશ્નો છણતા હતા. એક જણ કહેઃ "ઓલપાડ તાલુકામાં અમારા એરથાણમાં તો અંત્યજોમાં ૩૨ પુરુષો ને ૭ સ્ત્રીઓએ દારૂ ન પીવાનું વ્રત લીધું."

"અરે, ત્યાં જ એકે માંસ ન ખાવાની પ્રતિજ્ઞા લીધી હતી." એરથાણનો બીજો એક સાથે ચાલતો રહેવાસી બોલી ઊઠયો.

"અમારા જલાલપોર તાલુકામાં પણ એ દારૂતાડીનો નાશ તો અમે કરી જ રહ્યા છીએ." જલાલપોરનો એક વિદ્યાર્થી તેમની પાછળ ચાલ્યો આવતો હતો તેણે કહ્યું.

હવે લોકો તકલી પણ કાંતતા થઈ ગયા હતા અને સ્વરાજ્ય લેવું હોય તો વિદેશી કાપડનો ત્યાગ પણ કરવો જોઈએ એમ માનતા હતા.

બાપુના સ્વયંસેવકોની ઓળખ તો ત્રિપુટીએ કરી લીધી હતી. અને તેઓ સૌ હવે સ્નેહી જેવા થઈ ચૂકયા હતા. હવે તેમને પણ એવો રંગ લાગ્યો હતો કે તેઓ પોતાને પણ તેમાંના સ્વયં-સેવક જ માનીને સંઘ ભેળા ચાલી રહ્યા હતા.

રસ્તામાં નાનાંનાનાં ગામોનું સ્વાગત સ્વીકારતો સંઘ આગળ ને આગળ ચાલવા લાગ્યો. હવે તો કિશોરોએ પણ કૂદીકૂદીને ગાવા માંડયું હતું:

"આવે છે રે આવે છે, સ્વરાજ્ય સવારી આવે છે;
જયનાદ ગગનમાં ગાજે છે, સ્વરાજ્ય સવારી આવે છે."

અને સ્વરાજ્ય હવે હાથવેંતમાં જ આવી રહ્યું છે, એવી સૌને ખાતરી થઈ ચૂકી હતી.

હવે રસ્તો ખાડાટેકરાવાળો, ચિરાયેલો, ને નાનીનાની ખાઈઓ ઓળંગીને જતો હતો. વસંત ખૂબ મસ્તીમાં આવી ગઈ હતી. એણે બાપુને પણ ખૂબ આનંદમાં રાખ્યા હતા એટલે આ છેલ્લી મજલમાં એ કૃતકૃત્યતા અને ધર્મ બજાવ્યાનો આનંદ અનુભવતી હતી. નદીઓ હવે પૂરી થઈ ગઈ હતી અને દરિયાની લહેરો હવે દૂરદૂરથી આવીને સવારમાં અજબ શાંતિ આપતી હતી.

હાંસાપોર, મીંદી, અને એરુ જવાના ચાર રસ્તા ઉપર અનેક ગામોના લોકોએ સ્વાગત કર્યું.

પેથાણવાસીઓ સામૈયે ગયા હતા. બાપુને લઈ તેઓ સાડા આઠે ગામમાં પેઠા લોકો તો હવે કીડિયારાની પેઠે ઉભરાવા લાગ્યા હતા. સંઘે પેથાણમાં ખડિયાપોટલાં ભરવ્યાં. સુમંગલપ્રસાદજી હિંદીના અધ્યાપક હતા, હમણાં જ માંદા પડીને ઊઠયા હતા. તેમની સાથે પણ બિરાદરોને ઠીકઠીક દોસ્તી જામી હતી. તે વાતવાતમાં કોકીને કહેઃ "પગે ચાલતા બાપુને જોઈ મને રામાયણમાં રામચંદ્રજીનો યુદ્ધપ્રસંગ યાદ આવે છે. સરકાર પાસે તો ભારેમાં ભારે વિનાશક સાધનો છે, મોટરો છે, ટેંકો છે. બાપુ પાસે એવું કંઈ નથી. રાવણ વિષે તુલસીદાસજી કહે છે :

"રાવણુ રથી વિરથ રઘુવીરા,
દેખિ બિભીષણુ ભયઉ અધીરા.
અધિક પ્રીતિ ઉર ભા સંદેહા,
બંદિ ચરણુ કહ સહિત સનેહા.
નાથ ન રથ પદ નહિ પદત્રાના,
કેહિ બિધિ જિતબુ વીર બલવાના."

તે વખતે રામચંદ્રજી વિભીષણને કહે છે કેઃ "હે મિત્ર, સાંભળો ! વિજયદાયક રથ તો હું લઈ આવ્યો છું. આ રહ્યો તે રથ :

"શૌરજ ધર્મ જાહિ રથ-ચાકા,
સત્યશીલ દઢ ધ્વજા-પતાકા.
બલવિવેક દમ પરહિત ઘોરે,
ક્ષમા દયા સમતા રજુ જોરે.
ઈશભજન સારથી સુજાના,
બિરતિ ચર્મ સંતોષ કૃપાના.

સંયમ નિયમ, શિલીમુખ નાના,
અચલ–અમલ મન તૂણ સમાના.
દાન પરશુ બુદ્ધિ શકિત પ્રચંડા,
વરવિજ્ઞાન કઠિન કોદંડા."

તેવું જ બાપુનું છે.

"ભગવાન જ એમનું સર્વસ્વ છે."

અને ખરું જોતાં તો બાપુજી ચાલતા ત્યારે એમના પગમાં કંઈ અપૂર્વ વેગ આવી જતો. બાપુને જે કંઈ કહેવાનું હતું તે તો તેમણે ફેરવીફેરવીને રટી નાખ્યું હતું. બપોરે આપણી ત્રિપુટી એક વૃક્ષની છાયા નીચે આરામ કરી રહી હતી. તેવામાં તેમની પાસે ૩૦મી માર્ચનું 'નવજીવન' કોઈક લઈ આવ્યું. તેમાંના લેખો જોતાંજોતાં કેકીની આંખ "રાજદ્રોહનો ધર્મ" એ મથાળા પર ગઈ અને તેણે શેતરંજી પર આડા પડતાં પડતાં તે વાંચવા માંડયો :

"સક્રિય રાજનિષ્ઠા અને સક્રિય રાજદ્રોહ એ બે વચ્ચે કોઈ વચલો માર્ગ નથી. ન્યાયાધીશ સ્ટીવનું એક વચન છે કે રાજદ્રોહના ગુનામાંથી મુક્ત કરવાને માટે માણસે પોતાને સક્રિય રાજનિષ્ઠ સિદ્ધ કરવો જોઈએ. લોકશાસનના દિવસોમાં વ્યક્તિ વિષે સક્રિય નિષ્ઠા જેવી કોઈ વસ્તુ હોઈ શકે નહિ, એટલે નિષ્ઠા કે દ્રોહ એ કેવળ સંસ્થા પરત્વે જ હોય. એટલે આપણે રાજદ્રોહી છીએ એનો અર્થ કોઈ વ્યકિતનો નાશ કરવા ઇચ્છતા નથી, પણ સંસ્થાનો નાશ કરવા ઇચ્છીએ છીએ. આજનું રાજતંત્ર એક એવી સંસ્થા છે કે જો તેનું સાચું સ્વરૂપ સમજવામાં આવે તો કોઈ પણ રાજનિષ્ઠ રહી શકે જ નહિ. એ તંત્ર સડેલું છે. વ્યક્તિઓના વર્તન વિષેના એના ઘણા કાયદા તદ્દન ઘાતકી છે, અને એનો અમલ તેથી યે વધારે ખરાબ છે. ઘણી વાર આ રાજતંત્રમાં એક માણસની મરજી એ જ કાયદો થઈ

પડે છે, બલ્કે એમ કહેવામાં વાંધો નથી કે આ દેશમાં જેટલા જિલ્લા છે તેટલા જ રાજકર્તા છે. કલેકટરો કહેવાતા આ અમલદારોને ન્યાય કરવાની અને વહીવટ કરવાની બન્ને સત્તા છે. કહેવાય છે તો એવું કે આ અમલદારો અતિશય ખામીવાળા છતાં કાયદાને નામે ચાલતા કાયદા પ્રમાણે વર્તે છે. તો પણ આ અમલદારો ઘણીવાર મનસ્વી હોય છે અને પોતાના તરંગો સિવાય બીજા કશાનો તેમને અંકુશ હોતો નથી. લોકોના કલ્યાણની દૃષ્ટિએ અમલ કરવાને બદલે તેમને પોતાના પરદેશી શેઠો અથવા સિદ્ધાંતોને અનુસરવું પડે છે. આવા લગભગ ત્રણસો અમલદારોની એક સોનેરી ટોળી છે, જેના જેવી સત્તા ધરાવનારી ટોળી જગતમાં બીજી એકે નથી. તેમને અમુક મહેસૂલ ઉઘરાવવાનું જ હોય છે, એટલે લોકોની પાસે તેટલી રકમ ઉઘરાવવામાં તેમને કશો વિધિનિષેધ નડતો નથી. આ આખું તંત્ર હિંદુસ્તાનના કરોડો ગરીબોને ઘાતકી રીતે ચૂસીને ચલાવવામાં આવે છે, અને એ વસ્તુ તેઓ પોતે કબૂલ કરે છે. પટેલથી માંડીને તે પોતાના ચિટનીસ સુધી આ રાજાઓએ નીચલા અમલદારોનો એક એવો વર્ગ પેદા કર્યો છે કે જે પોતાના પરદેશી શેઠોની એક બાજુએ ખુશામત કરે છે અને બીજી બાજુએ લોકોની સાથેના પોતાના નિત્યવ્યવહારમાં એવી તો બેજવાબ અને ઘાતકી રીતે વર્તે છે કે લોકોમાં શૂર રહેતું નથી, અને નાદીરશાહીને લીધે લાંચરૂશવતની સામે થવાની શક્તિ રહેતી નથી. હિંદુસ્તાનના રાજતંત્રનું આ ભયંકર અનિષ્ટ જેઓ સમજે છે તેમનો તે તંત્ર પરત્વે રાજદ્રોહનો ધર્મ થઈ પડે છે. સાચી વાત તો એ છે કે આવા સડેલા રાજતંત્રને વિષે વફાદારી રાખવી એ પાપ છે, બેવફા થવું એ પુણ્ય છે.

"ત્રણસેં માણસોના ભયથી ત્રાસેલા ત્રીસ કરોડ લોકોનું આ દર્શન એ જુલમગારો માટે તેમજ તેમના જુલમના ભોગ થઈ પડેલા ગુલામોને માટે ભૂંડું છે. આ તંત્રની કેટલીક વસ્તુઓ સ્વતંત્ર રીતે ભલે આકર્ષક લાગે, પણ એકંદર રીતે એ તંત્ર તો અનિષ્ટ જ છે.

આવું જેને જ્ઞાન થાય તેણે એ તંત્રનો વિનાવિલંબે નાશ કરવો જ રહ્યો. અને એ નાશ કરવાને અર્થે જે જોખમ લેવું ઘટે તે લેવાનો તેમનો ચોખ્ખો ધર્મ થઈ પડે છે.

"બીજા પક્ષે આ ત્રીસ કરોડ લોકો જો આ તંત્રના ઘડનારા અથવા ચલાવનારા ત્રણસેં માણસોનો નાશ કરવા તૈયાર થાય તો તે નામર્દાઈ જ કહેવાશે, એમાં કશી શંકા નથી. આ વહીવટદારો અથવા આડતિયાઓનો નાશ કરવાના ઉપાય યોજવા એ હડહડતા અજ્ઞાનની નિશાની છે. એ તો બિચારા પોતાના સંજોગોને વશ છે. આવા તંત્રમાં દાખલ થનાર પવિત્રમાં પવિત્ર માણસને પણ એના પાપના છાંટા લાગ્યા વિના રહેશે નહિ, અને એ પાપનો પ્રચાર કરવામાં તેને સાધન થવું પડશે. એટલે આવા તંત્રને નાબૂદ કરવાનો ઉપાય આ વહીવટદારોની સામે ક્રોધ કરી તેમનું નુકસાન કરવામાં નથી, પણ તંત્રની પાસેથી જેટલી ઇચ્છાપૂર્વક મદદ લેતા હોઈએ તે મદદ ન લેવામાં અને તેના કહેવાતા લાભો ન લેવામાં જ છે, એટલે કે અસહકાર જ એક ઉપાય છે. જરાક વિચાર કરીશું તો જણાશે કે સવિનય કાનૂનભંગ એ અસહકારનું આવશ્યક અંગ છે. કોઈ પણ તંત્રના કાયદાને વશ વર્તવાથી તે તંત્રને આપણે વધારેમાં વધારે મદદ કરીએ છીએ. પાપી તંત્રને એવી નિષ્ઠા ઘટતી નથી. એની નિષ્ઠા રાખવી કે સેવા કરવી એ તેના પાપમાં ભાગ લેવા બરાબર છે. એટલે સારો માણસ હમેશાં પાપી તંત્રની સામે તન, મન અને ધનથી વિરોધ કરશે. પાપી તંત્રના કાયદાનો ભંગ એ ધર્મ થઈ પડે છે. આ ભંગ જો અવિનય અથવા હિંસક ભંગ હશે તો એ તંત્ર ચલાવનારા માણસોને નુકસાન કરશે પણ તંત્રને કાયમ રાખશે, બલ્કે તેમનું પાપ વધારશે. એટલે અહિંસક અથવા તો સવિનય કાનૂનભંગ એ જ માત્ર એક અમોઘ ઉપાય છે, અને તેનો પ્રયોગ કરવો એ પાપની સાથે અસહકાર કરનારનો ધર્મ થઈ પડે છે.

"સવિનય કાનૂનભંગમાં જોખમ રહેલું છે; કારણ કે એ શસ્ત્રનો

પ્રયોગ હજી સંપૂર્ણપણે થયો નથી, અને હંમેશાં હિંસાથી ભરેલા વાતાવરણમાં એ પ્રયોગ કરવો પડે છે. કારણ જુલમનો દોર વર્તતો હોય ત્યારે જુલમના ભોગ થઈ પડેલા લોકોને વિષે પુષ્કળ ક્રોધ પેદા થાય છે. તેમની નબળાઈને લીધે તેમનો ક્રોધ તેમનામાં સમાઈ રહે છે, પણ જરાક સરખું બહાનું મળતાં તે ભભૂકી ઊઠે છે. આ નિરંકુશ પ્રાણઘાતક ગુપ્ત ક્રોધશક્તિને પ્રાણપોષક અને નિયમવશ શક્તિ બનાવનાર પારસમણિ એ સવિનયભંગ છે. આ પલટો થાય છે ત્યારે સંપૂર્ણ વિજય થયા વિના રહેતો જ નથી. આ શુભ પરિણામનો વિચાર કરીએ ત્યારે એ શસ્ત્રના પ્રયોગમાં રહેલું જોખમ એ કશી વિસાતમાં નથી. જ્યારે જગત એના પ્રયોગથી પરિચિત થઈ જશે અને તેમાં અનેક સફળ પ્રદર્શન જોશે ત્યારે આજે હવાઈ વહાણુ ચલાવવામાં એ શસ્ત્રની થયેલી પુષ્કળ પ્રગતિ છતાં જેટલું જોખમ રહે છે તેના કરતાં ઓછું જોખમ સવિનયભંગના પ્રયોગમાં રહેશે."

"બાપુના આ લેખ પછી પણ સરકાર એમને પકડતી નથી એ ભારે આશ્ચર્ય છે." આચાર્ય બોલી ઊઠ્યો : "એ જ સૂચવી આપે છે કે સરકાર નૈતિક દૃષ્ટિએ તૂટી ગઈ છે."

"બીજું એ અંકમાં શું શું છે?" ગણુએ પૂછ્યું.

"મુખ્યામતાદારો વિષે અને બહિષ્કારની મર્યાદા" વિષે પણ એમના લેખો ખૂબ જ દિશાસૂચક છે,"

પણ તેઓ આગળ કંઈ વાંચે એ પહેલાં તો આગેકૂચની તૈયારીઓ થઈ ચૂકી હતી. પેથાણુને માટે દાંડી એ તો ઘરઆંગણું હતું. રડતી આંખે એ ગામે બાપુને વિદાય આપી :

"મનમોહન બલિહાર ગાંધીજી !
શૂર સૈન્ય સરદાર ગાંધીજી !

નૂતન યુગ ઘડનાર ગાંધીજી!
દૈવી તેજ ચમકાર ગાંધીજી!"

હૃદયેહૃદયે એણે ચેતના જગાવી દીધી હતી.

પેથાણથી સૌ આગળ ચાલવા લાગ્યાં. આ બાજુ હવે કાળી લોકોની વસ્તી વધુ પ્રમાણમાં આવતી હતી. પણ તે તો સૌ મહાત્મા ગાંધીનાં સૈનિક થઈ જ ચૂક્યાં હતાં. બીજે ઠેકાણે તો લોકો ખાડીમાંથી મીઠું બનાવવાની તરકીબ શાખી લેતાં હતાં, પણ અહીં તો રત્નાકર જ હીરાના ટુકડા જેવું મીઠું બનાવી દેતો હતો, એટલે રાતે કે દહાડે ગમે ત્યારે લોકો કાયદા તોડી શકે એમ હતું.

બાપુ ચાલતા હતા તેવામાં એક ટોળું આવ્યું. બાપુએ સામું જોયું. બાપુની પાસે એક જણ થેલી લટકાવી ઊભા હતા. લાંબી મૂછો રાખતા હતા. બાપુ તેમને પૂછે : "જુગતરામ, આ તારી સેના ને?"

"હા, બાપુ. બધાય બારડોલી સ્વરાજ આશ્રમના છે. બધાયને કાંતતાં આવડે છે, પીંજતાં આવડે છે, અને આ પહેરેલાં કપડાં છે તે તેઓએ પોતે જ વણેલાં છે."

આ સેના રાનીપરજ જાતની હતી. પહેલાં આ બધાંને લોકો દૂબળા કહે, પણ દૂબળા હવે દૂબળા હોય ત્યારેને? આ જુગતરામ અને કલ્યાણજીભાઈ ત્યાં તેમની વચ્ચે રહેવા લાગ્યા. એ દૂબળા મટી રાનીપરજ થયા. હવે દૂબળા કોઈ કહે તો સામા થાય. કોઈ દૂબળો હવે દેસાઈને ત્યાં ગુલામ થઈને નથી રહેતો.

સેના બોલી : "રામરામ, ગાંધી બાપુનો જયજય." પગે લાગીને સેના બધી ઊભી રહી. બાપુએ નજર ફેરવી લીધી અને પછી કહ્યું: "દોસ્તો, તમે તો હવે ઊજળા થયા છો. તમે બીજે કંઈ ન જતા. તમારા ગામમાં અને તમારા લોકમાં જઈને રહેજો. ગામડામાં સરકારી ભણતર ભણે તે ભલે ગામડું છોડીને જાય,

પણ તમે તો ગામડામાં જ રહેજો. કાંતજો, પીંજજો અને વણજો. ખેતી તો તમારી જ છે. તમારી કોમનાં છોકરાંને ભણાવજો અને દારૂતાડી છોડાવજો."

બધા કહે : "એ તો અમો કરવાના જ છીએ, પણ અમને લડાઈમાં લઈ જાઓ !"

બાપુ કહે : "હં.... સમજ્યો. જુગતરામ! આમને મીઠાના અગરે લઈ જજો અને મીઠું પણ લૂંટવા દેજો."

બસ; જયઘોષ કરતી સેના પાછી વળી.

વાતોવાતોમાં તો કાથમડી આવી ગયું. એ ગામે ઉમળકાથી સ્વાગત કર્યું. અને ત્યાંથી મટવાડ આવ્યું. આ બધાં ગામોનો ઉત્સાહ અદમ્ય હતો. મટવાડ એટલે કરાડી જ સમજો ને. છેવટે ચોથીની રાતે સંધે કરાડીમાં પ્રવેશ કર્યો.

> कराडीं प्राविशन्नग्रे स्वयं रेजे महामुनिः ।
> ततः परं क्रमेणैते सैनिका अनुवव्रजुः ॥

બાપુએ કરાડીમાં પ્રવેશ કર્યો તે વખતે તેમની પાછળ સેનાના સૈનિકો આ પ્રમાણે ગોઠવાયેલા હતા :

પ્યારેલાલ, છગનલાલ, ખરેસાહેબ, ગમતરાવ ગોડશે, પૃથ્વીરાજ, મહાવીર, બાળ, ખડગબહાદુર, રસિક, વિઠ્ઠલ, હર્ષ, તનસુખ, કાંતિ, શંકર, આનંદ, રમણિકલાલ, છોટુભાઈ, અબ્બાસ, નારાયણ, મગનભાઈ, પૂંજાભાઈ, માધવ, ડુંગરશી, સોમાભાઈ, દ્વારકાનાથ, રામજીભાઈ, દાઉદભાઈ, ભાનુશંકર, ગજાનન, હસમુખરાય, શ્રી કૃષ્ણનાયર, જેઠાલાલ, હરકરે, શંકરન્, મુનશીલાલ, પાંડુરંગ, રાઘવન, લાલજી, સુલતાનસિંહ, તપન નાયર, પ્રેમરાજજી, શિવાભાઈ, જશભાઈ, રાવજીભાઈ, ટાઈટસજી, રત્નજી, દુર્ગેશચંદ્ર, ચિત્રે, અંબાલાલ, જ્યોતિરામ, જયંતિ, વિષ્ણુ શર્મા, સુરેન્દ્રજી, મણિલાલ, મોહની, ચિન્તામણિ, નારાયણજી, વાલજીભાઈ, વિષ્ણુપંત, દિનકરરાય, સુબ્રહ્મણ્યમ્,

માહીમતુરા, મોતીદાસ, સૂર્યભાણુ, સુધીર, ચતુર્વેદી, હરિદાસ, હરિપ્રસાદ, માર્તંડ, ચીમનલાલ, સુમંગલપ્રકાશ, પુરાતન, હરિદાસ, પન્નાલાલ, ગિરિવરધારી, માધવજી, વિનાયકરાવ, શંકરભાઈ, લાલજી, જયંતીપ્રસાદ.

જગતના ઈતિહાસને પાને જેમનાં નામ સદાસર્વદા સુવર્ણાક્ષરોએ લખાયેલાં અમર રહેશે અને જેઓ, માતૃભૂમિની મુક્તિ માટે પોતાના સર્વસ્વનો ભોગ આપવા તત્પર થયેલા આ ૮૦ સૈનિકો ઉપર લોકોની આંખ ઠરી હતીઃ તેઓ તો ધન્ય થઈ ચૂક્યા હતા.

હવે તો મશાલો ગામેગામ સળગતી હતી. બાપુને લેવા માટે કરાડી સામૈયે તો ગયું જ હતું, પરંતુ જે કોઈ ઘરમાં રહ્યાં હતાં તે પણ સ્વાગત માટે બહાર આવ્યાં. જે મહાત્માજીને જોવા માટે તેઓ દિવસોથી ઉત્સુકતાપૂર્વક વાટ જોઈ રહ્યાં હતાં તે પોતાના ગામમાં આવી ચૂક્યા એમ જાણી લોકો તેમને વધાવવા નીકળી પડ્યા. બહેનો અનેક મંગળગીતો ગાઈ પોતાની ઊર્મિઓથી તેમનું સ્વાગત કરતી હતી.

કરાડીમાં તો વર્ષોથી રાષ્ટ્રીય શાળા ચાલતી હતી અને મણિભાઈ પટેલ, દીવાનજીભાઈ વગેરે ભારે કાર્ય કરી રહ્યા હતા. એટલે ચેતનનાં પૂર દેખાય એ સ્વાભાવિક હતું. કદાચ દાંડીની પસંદગી આ કરાડીને લીધે પણ થઈ હોય. એ ગામ લડત માટે ખડે પગે હતું, એટલે બાપુને ત્યાં ઝાઝું કહેવાનું હતું જ નહીં.

નિત્યક્રમ પૂરો કરી બાપુએ તો આ છેલ્લા ટપ્પાની રાતે પોતાનું મસ્તક પ્રભુના ચરણમાં મૂકી દીધું.

મનુષ્યોનો દરિયો આખી રાત કરાડીમાં ઘૂઘવતો જ રહ્યો. એક ખૂણે બહેનો ગાતી હતી :

"જોયા બ્રહ્માંડ ઘૂમી એક જોગીરાજને,
ખુલ્લાં મનુમંદિરને ચોક અલબેલડી;
જોયા જગત ઘૂમી એક જોગીરાજને."

# ૨૮. દાંડી

**" દાંડીની પસંદગી મનુષ્યની નથી, પણ ઈશ્વરની જ છે. "**

[ગાંધીજી]



**કુરાડીમાં** ચોથીની રાત પૂરી થઈ. સવારે બ્રાહ્મમુહૂર્તે ઊઠી સૌએ પ્રાર્થના કરી. તંબૂરાના મીઠા રણકાર સાથે પંડિતજીએ ભજન ગાયું ને પછી બાપુએ બે શબ્દો કહ્યા. નાસ્તો આટોપાઈ ગયો ને સવારમાં સાડાછએ બાપુ, એમની સેના ને હવે તો હજારોની સંખ્યામાં માણસો સ્વરાજની દીવાદાંડીરૂપ દાંડી તરફ ચાલવા લાગ્યાં.

સેનાને અને પોતાના પરમ ધ્યેયની દીવાદાંડીરૂપ દાંડી તરફ જતા સુકલકડી મહાત્માજીને જોઈ લોકોની આંખોમાં હર્ષાશ્રુ આવી ગયાં હતાં. અનેક લોકો એ સ્થિતિમાં એમની સાથે ચાલવા લાગ્યા. ધોળી ટોપીની નદી દરિયા તરફ વહી રહી હતી. બાપુજીનો તો હર્ષ માતો નહોતો. એ તો દોડી જ રહ્યા હતા. આજે આખા જગતનું દૃષ્ટિકેન્દ્ર દાંડી ને ગાંધી બે બની ચૂક્યાં હતાં. વાતોવાતોમાં તો સામાપોર પણ આવી ગયું. લોકો હર્ષઘેલા હતા.

સામાપુર છોડ્યા પછી તો દાંડીનો સીમાડો આવી ગયો હતો. દરિયાના પવનની ખુશનુમા લહેરીઓ આવવા લાગી હતી. નાના-નાના વહ્લા દેખાવા લાગ્યા. ને છેવટે દાંડી આવી ગયું. 

માઈલનો પંથ પૂરો થયો. ૨૪ દિવસ પછી આજે છેલ્લો વિસામો દાંડીએ થયો. દરિયાને કિનારે એકાંતમાં આવેલું આ બે અક્ષરનું ગામ અમર થઈ ગયું.

લોકોનો તો પાર નહોતો. ગુજરાતના બધા જ આગેવાનો આવી ગયા હતા. પણ ખોટ લાગતી હતી એકલા સરદાર વલ્લભભાઈની! લોકોને લાગતી હતી તેમ બાપુને પણ લાગતી હતી. ગાંધીજીને તો જાણે બદ્રિનાથ આવી પહોંચ્યા હોય એટલો બધો સંતોષ થયો હતો. એમના અંગેઅંગમાં હર્ષ અને આનંદ જણાઈ આવતો હતો. લોકોનાં હૈયાં ને મસ્તક સહેજે નમી પડતાં હતાં. એ બાપુને એમ વેગભેર દોડતા જોઈ ટોળામાં ચાલતા એક ભાઈ બોલી ઊઠ્યાઃ

"હે મહાત્મા અમારા<br>
દુનિયા નમે છે આજે<br>
ઓ સત્યના સિતારા<br>
તું દિલદિલે વિરાજે."

બાપુ આમ હેમખેમ છેક દાંડી સુધી પહોંચી જતાં ગુજરાતની ઠંડી તાકાત ઝળકી ઊઠી અને વીજળી પડે ને જેમ ઝળકાટ થાય તેમ ગુજરાતને એક છેડેથી બીજે છેડે ઝળકાટ થઈ ગયો.

દાંડી પહેલાં તો મોટું ગામ હતું, પણ આજે તો એ તૂટીને નાનકડું ગામડું થઈ ગયું છે. ત્યાંની વસ્તી આશરે બસો માણસની ખરી; પરંતુ પાંચમી એપ્રિલને દિવસે તો એ મોટું નગર બની ગયું હતું. ત્યાંની વસ્તી વધીને ૧૦-૧૨ હજારની થઈ ગઈ હતી. "એ દિવસે દાંડી કૃષ્ણનું વૃંદાવન, રામનું અયોધ્યા, અથવા વિશ્વનાથનું કાશી બની ગયું હતું." દાંડી આજે જગતના ઈતિહાસમાં અમર પગલીઓ પાડી રહ્યું હતું. બહારથી આવેલા મહેમાનોના સ્વાગત માટે ગામના અભણ માછીઓએ પોતાનાં ઝૂંપડાં, શિક્ષકોએ સ્કૂલ અને પોસ્ટમાસ્તરે પોસ્ટઑફિસ ખાલી કરી દીધી.

દરિયાકિનારે જ એક વહોરા સદ્‌ગૃહસ્થના બંગલામાં બાપુનો ઉતારો હતો, અને મહાત્માની આંખો સામે આનંદ મહાસાગર આનંદના લોઢ ઉછાળતો પડયો હતો. તે વહોરા યજમાન પણ બાપુની સરભરા કરતેકરતે ખૂબ જ ધન્યતા અનુભવી રહ્યા હતા અને પોતાનું મકાન પાવન થયું માનતા હતા. કિનારે મીઠાની કાંકરીઓ ચમકચમક કરી રહી હતી અને સામે સમુદ્રનાં મોજાંમાં સૂર્યકિરણો ચમકારા લઈ રહ્યાં હતાં. લોકોની મેદની પણ ખૂબ જ જામી હતી. બાપુ મીઠાનો પેગામ લાવ્યા હતા, સમુદ્ર અઢળક મીઠું આપવા ઉત્સુક હતો અને લોકો તો મીઠું તૈયાર કરવા તત્પર થઈ જ ચૂક્યા હતા. ગાંધીજીનો આ આખરી સંગ્રામ હતો અને તે દઢ નિશ્ચય કરીને નીકળ્યા હતા. વળી સરકારે તેમને દાંડી સુધી આવવા દીધા એ પણ ઈશ્વરની જ પ્રેરણા હતી. અનેક લોકો ઘરબાર ઉથાપી નાંખી લડતમાં ઝંપલાવવાનો દઢ નિશ્ચય કરી ખડે પગે થઈ ગયા હતા. બાપુ દાંડી પહોંચ્યા ત્યારે છોકરાં ગાતાં હતાં:

"બોલ દરિયાની રાણી, બોલ દરિયાની રાણી,
સ્વરાજ ક્યાં સંતાડયું ?"

દરિયાની રાણીને બોલાવતાં હતાં અને રાણીની સાથે વાતો કરતાં હતાં કે: "હે દરિયાની રાણી! બોલ, બોલ, સ્વરાજ ક્યાં છે?"

દાંડીમાં બપોરે સભા થઈ. વડ નીચે સભાસ્થાન હતું. દાંડીને કિનારે કેટલાક વડ આવેલા હતા ને લોકોનાં વિશ્રામધામ બની ચૂક્યા હતા. દરિયાકિનારાની મર્યાદવેલ દરિયાને માઝા મૂકતો ખાળી રહી હતી. ભજન વગેરે ગવાયા પછી બાપુએ ભાષણમાં પોતાના હૃદયના ભાવો ઠાલવી દીધા:

"દાંડી બંદર આવવા હું જ્યારે સાથીઓને લઈ સાબરમતીથી નીકળ્યો ત્યારે હું અને મારા સાથીઓ અહીં પહોંચી શકશું એમ

મારા મનમાં ખાતરી તો નહોતી. સાબરમતીમાં જ મને પકડવાની અફવા તો ચાલતી જ હતી. સરકાર સાથીઓને કદાચ દાંડી લગી પહોંચવા દે પણ મને તો નહીં જ પહોંચવા દે એમ હું માનતો હતો. તેમાં કોઈને મારી અધૂરી શ્રદ્ધાની ગંધ આવે તો તેનો ઈનિકાર નહીં કરું. અહીંઆં હું પહોંચ્યો છું તેમાં શાન્તિનો અને અહિંસાનો પ્રભાવ ઓછો નથી. તેનો પ્રભાવ જગતવ્યાપી છે. સરકારને આ બાબતમાં ધન્યવાદ જોઈએ તો લઈ શકે છે, કારણ કે એકેએકને પકડી લેવાની શક્તિ સરકારના હાથમાં છે, એમ છતાં આ શાંતિસેનાને પકડવાની હિંમત નથી ચાલી, એમ કહેવામાં પણ સરકારની સ્તુતિ આવી જાય છે. એવી સેનાને પકડતાં તેને શરમ લાગી.

"જે કૃત્યને પડોશીઓ નિંદે તે નિંદવાલાયક કામ કરતાં પણ માણસ શરમાય તો તે સભ્ય માણસ છે.

"જગતની નિંદાથી શરમાઈને પણ જો અમને સરકારે નથી પકડ્યા તો તેટલે અંશે પણ તેમને ધન્યવાદ ઘટે છે.

"આવતી કાલે મીઠાના કરનો સવિનયભંગ થશે, એને પણ સાંખી લેશે કે નહિ તે નોખો સવાલ છે. અને ન પણ સાંખી લે. પણ સરકારે આ ટુકડી વિષે જે ધીરજ અને શાંતિ રાખ્યાં તે વિષે તો તે ધન્યવાદને પાત્ર ગણાશે.

"આખા હિંદુસ્તાનમાં વ્યાપક સવિનયભંગ ચાલે અને તેને સાંખી લે તેમાં જ મીઠાના કાયદાનો નાશ છે. જ્યારે મીઠાના કાયદા તોડવાનો સંકલ્પ થયો, અને થોડાઘણા માણસોએ પણ સ્વાધીનતા ન મળે ત્યાં સુધી જાનને જોખમે પણ એ કામની પાછળ મંડ્યા જ રહેવું છે એવી પ્રતિજ્ઞા લીધી, ત્યારથી જ એ મીઠાનો કર ગયો છે, તે વિષે મારા મનમાં લેશમાત્ર પણ શંકા નથી.

"આ સવિનયભંગ સરકાર સાંખી લેશે તો ખચિત માનવું

કે સરકારે આ કર વહેલામોડો કાઢી નાખવાનો નિશ્ચય જ કર્યો છે. આવતી કાલે મને યા સાથીઓને પકડે તો મને આશ્ચર્ય નહીં થાય, દુઃખ તો નહીં જ થાય. જે વસ્તુને વહોરવા નીકળ્યા હોઈએ તે મળ્યા પછી દુઃખ માનીએ તો નાદાની ગણાય.

"મને પકડે અને ગુજરાત–હિંદુસ્તાનના પ્રખ્યાત નાયકોને પકડી લે તો યે શું ? જ્યાં આખી પ્રજા ઉખડી પડે અને જાગ્રત થાય ત્યાં નાયકની જરૂર જ રહેતી નથી, એવા નિશ્ચય ઉપર આ લડતનું મંડાણ રચાયું છે. જે લાખો માણસોએ અમારી કૂચ દરમિયાન અમને આશીર્વાદ આપ્યા છે, અને મારાં ભાષણો સાંભળ્યાં છે, તેમાંના ઘણા આ લડત ઉપાડવા તૈયાર રહેશે અને તેનું જ નામ વ્યાપક સત્યાગ્રહ કહી શકાય.

"આપણે તો હવે સરકાર થાકે ત્યાંસુધી જ્યાંજ્યાં બની શકે ત્યાંત્યાં મીઠું આપણા પૂર્વજો જે રીતે બનાવતા હતા તે પ્રમાણે ઘેરઘેર બનાવીને ઠેરઠેર વેચવું છે અને એટલી હદ સુધી કે સરકારની વખારમાં જે મીઠું પડ્યું છે તે નકામું થઈ પડે. જો દેશમાં પ્રજા-જાગ્રતિ ખરેખરી થઈ હશે તો મીઠાનો કાયદો નહિ જ રહે.

"આપણે જ્યાં જવું છે તે બહુ દૂર છે. આપણી યાત્રાનું ધામ હાલ તો દાંડી થયું છે. પણ ખરું ધામ તો સ્વતંત્રતા દેવી છે. તેનાં જ્યાં સુધી દર્શન થયાં નથી ત્યાં સુધી આપણા મનમાં અશાંતિ રહેવાની, અને સરકારને પણ શાંત રહેવા નહીં દઈએ.

"જે પટેલોએ રાજીનામાં આપ્યાં છે તેમણે તે પુરવાર કરી આપવું જોઈએ, અને સ્વતંત્રતાની સ્થાપના ન થાય ત્યાં સુધી આ સરકારની સલામી ભરવી હરામ છે, એમ માનવું જોઈએ."

"જે બીજાં કામ હાલ ચારપાંચ દિવસથી ગણાવી રહ્યો છું તેનો અમલ પણ જલાલપોર તાલુકામાં તરતોતરત થવો જોઈએ.

દારૂ પીવામાં સુરત જિલ્લો પ્રખ્યાત છે, અને તેમાંયે આ તાલુકો વધારે પ્રખ્યાત છે. એ તાલુકામાં જ્યારે આજે આત્મશુદ્ધિનો પવન વાઈ રહ્યો છે ત્યારે દારૂ–તાડીનો સદંતર નાશ કરવો એ મુશ્કેલીનું કામ નથી. અને જે ખજુરાંનાં પાંદડેપાંદડે પાપ પ્રગટ થઈ રહેલું છે, જેમાં આપણા નાશ પૂરતી જ કિંમત રહેલી છે અને જે ઝાડ આપણને ઝેર સમાન છે તે તમામ ઝાડો જમીનદોસ્ત થવાં જોઈએ.

"જલાલપોર તાલુકામાં એક પણ માણસ વિદેશી વસ્ત્ર પહેરતો ન હોવો જોઈએ. દાંડીમાં આવનાર 'સ્વરાજ્યયજ્ઞમાં ભાગ લેવા અને દેવા આવે છે' એવી દાનતથી આવનાર હોવો જોઈએ.

"દાંડીની અંદર વિદેશી વસ્ત્ર પહેરીને કોઈ પણ આવશે તે મને ગમશે નહીં. દાંડીને આપણે યાત્રાનું ધામ કે પૂર્ણ સ્વરાજનો કિલ્લો બનાવવા ઇચ્છતા હોઈએ તો બધાય ખાદી પહેરીને જ આવજો. આજે હું જાણું છું કે દેશના ખાદીભંડારોમાં ખાદી ખૂટવા આવી છે, તેથી લાંબા પનાની સાડી કે ધોતિયાં ન મળે તો માત્ર લંગોટી પહેરીને આવશો તોય તમને સભ્ય માણસ તરીકે આવકાર મળશે, અને તેમ છતાં જો કોઈ વિદેશી કાપડ પહેરનારા આવશે તો મારે દાંડીના નાકા ઉપર સ્વયંસેવકો બેસાડવા પડશે, અને તેઓ તમને પગે લાગીને ખાદી પહેરવા વીનવશે. અને તેમ કરતાં તમને દુઃખ થશે અને થાપડ મારશો તો પણ એ સત્યાગ્રહીઓ તમારી થાપડ સહન કરશે.

"આ દાંડીની પસંદગી મનુષ્યની નથી, પણ ઈશ્વરની જ છે. જ્યાં અનાજ ન મળે, જ્યાં પાણીના અભાવનો ભય હોય અને જ્યાં હજારો માણસો અગવડથી જ આવી શકે, જ્યાં પહોંચવા માટે સ્ટેશનથી દસ માઈલ આવવું પડતું હોય, પગપાળે ચાલનારને કાદવકીચડની ભરેલી ખાડી ઓળંગવાની રહી હોય, એવા ખૂણે પડેલી જગ્યાએ સત્યાગ્રહનો મોરચો કેમ મંડાતો હશે! પણ સાચી વાત જ એ છે કે આ લડત જ સહન કરવાની છે.

" તમે તો નવસારીથી દાંડીના આખાયે રસ્તાને પાણીની ઠેરઠેર પરબો માંડી જગતમાં વિખ્યાત કરી મૂક્યો છે. આ લડતમાં તમારી સંમતિ ન હોય, આશીર્વાદ ન હોય તો તમે આ કામ શા માટે ઉપાડો ?

"દાંડીને હરમ અથવા પાકપવિત્ર ભૂમિ સમજી આ જગ્યાએ જૂઠું ન બોલાય, પાપ ન કરાય એવી ભાવનાથી દરેકે પ્રવેશ કરવો જોઈએ. તમે સાચાં સેવક અને સેવિકાઓ થઈને આવશો અને સરકાર ગમે તેટલો ડર બતાવે તો પણ મીઠાના કાયદાનો સવિનય ભંગ કરશો, અને બીજાં દર્શાવેલાં કામ ઉપાડી લેશો તો સપ્તાહમાં જ સ્વરાજનો કાયદો ઘડાશે. ઈશ્વરની શક્તિથી એક દિવસમાં પણ જે આપણો જન્મસિદ્ધ હક છે તે મળી શકે.

'દરેક વ્યક્તિનું શરીર પવિત્ર છે, એમ બ્રિટિશ કાયદો શીખવતો આવ્યો હોવાથી હું બ્રિટિશ રાજ્ય પર મોહિત થયો હતો. એ કાયદા પ્રમાણે માણસ મહા ખૂની હોય તો પણ તેને સિપાઈ મારી શકતો નથી. પણ અત્યારે તો ઊંધો ન્યાય ચાલે છે. મારી મૂઠીમાં મીઠું છે કે કાંકરા, એનો ન્યાય કરનાર પોલીસ શી રીતે હોઈ શકે ?

"દરેક મનુષ્યનું ઘર એ કિલ્લો છે. આપણું શરીર પણ એક જાતનો કિલ્લો છે અને એ કિલ્લામાં મીઠું આવ્યા પછી ઘોડા માથે ફરી વળે તો પણ મીઠું નીકળે નહિ; કાંડું કપાય પણ મીઠાની મૂઠી ન છૂટે એવું મનોબળ આજથી કેળવવું જોઈએ.

"ઘરપ્રવેશ કરે તે જંગલીપણું કહેવાય. મારા હાથમાં ધૂળ લીધી છે કે મીઠું તેનો ન્યાય તો ન્યાયાધીશ કરે છે. અંગ્રેજના કાયદામાં શરીર પવિત્ર મનાય છે. દરેક અમલદાર ન્યાયાધીશ થઈ ઘરપ્રવેશ કરતો થઈ જાય તો તો તે લૂંટારાનો ધંધો થયો કહેવાય.

"પણ હિંદુસ્તાનના અમલદારો અંગ્રેજી કાયદાઓને પણ જરૂર પડે તોડીને ઘોળીઘોળી શરબત કરીને પી જાય છે, અને ૧૮૧૮ના કાયદા મુજબ બધા કાયદાઓ પર પાણી ફેરવી શકે છે.

"હવે એક પછી એક નેતાઓ પકડાવા લાગ્યા છે. અને આ લડતમાં તો જે વધારેમાં વધારે દુ:ખ સહન કરે એ મુખી થઈ શકે છે. એ પોતાનું બહાર રહેલા માણસોમાંથી એક સરદાર થઈને આ લડત આગળ ચલાવી શકે છે.

"આ લડત એક માણસની નથી, પણ કરોડોની છે. બેચાર માણસ લડીને જો સ્વરાજ જીતી શકતા હોત તો દેશની હકૂમત પણ એ બેચાર માણસો ચલાવતા થઈ જાય. તેથી આ સ્વરાજની લડતમાં તો કરોડો માણસોએ પોતાનો ભોગ આપી કરોડોને લાભદાયી થાય એવું સ્વરાજ મેળવવાનું છે.

"દેશના મોટા નેતાઓને સરકાર એક પછી એક ઉપાડતી ચાલી છે અને આપણે તેમને પગલેપગલે ચાલવા તૈયાર હોઈએ અને એમણે બતાવેલો ધર્મ પાળી શકતા હોઈએ તો તો હસી શકીએ છીએ, નહિ તો શરમાવું જોઈએ. નેતાઓ ગયા અને હવે આપણો વારો આવ્યો છે, એમ માનવું જોઈએ.

"ગુજરાતના અને ગુજરાત બહારના આટલા બધા નેતાઓ જેલમાં ગયા અને કેટલાય સ્વયંસેવકો મીઠું સાચવતાં ઘાયલ થયા છે, અને ક્યાંક ક્યાંક તો માર ખાઈ બેભાન પણ થયા છે. છતાં તેની અસર મારા પર થઈ નથી. આજે મારી છાતી પથ્થર જેવી થઈ ગઈ છે. આ લડતમાં હજારો અને લાખો માણસોનો ભોગ આપવો પડે તો તે માટે પણ હું તૈયાર થઈ ગયો છું. જ્યાં હજારોને જેલમાં મોકલવા માટે ઉદ્યમ જ માંડ્યો હોય ત્યાં તેમને કોઈ લઈ જાય તો રડવા બેસાય છે? આ તો ચોપાટના દાવ રમતાં ધાર્યા પાસા પડે છે, તેમાં રડવાનું કે હસવાનું શું હોય? એ ઈશ્વરની કૃપા છે. અને જે ચમત્કારો ચાલી રહ્યા છે તેનું તટસ્થ રહી નિરીક્ષણ કરીએ.

"તેરમી પછી આ છાવણી ઉપર મીઠાના અનેક કાયદા તોડવા છતાં પણ સરકાર નજર નહિ નાંખે તો એને વિખેરી નાખીશું

અને તેરમી મજલે બીજે ક્યાંક જઈશું; પણ આ યોજનાનો બધો આધાર સરકારની નીતિ ઉપર રહે છે. હમણાં તો સરકાર જેમ ખિજવે તેમ ખાઈ શકાય.

"તમે હજુ સુધી મીઠું કાઢવા ન ગયા હો તો આખું ગામ ભેગું થઈને જજો. મૂઠીમાં મીઠું ભરી લેજો અને મારા હાથમાં ૬ કરોડનું મીઠું લઈ જાઉં છું એમ જાણજો. સરકાર દર વર્ષે ૭ કરોડ રૂપિયા મીઠા વાટે આપણી પાસેથી ખાઈ જાય છે.

" તમે આજે સરકારી મીઠું ન ખાવાની પ્રતિજ્ઞા લઈ શકો છો. તમારા ઘરને આંગણે તો મીઠાની ખાણ પડી છે.

"રોહતકમાં લાલા શ્યામલાલ નામનો નમ્ર, બહાદુર, ત્યાગી સેવક છે. તેમણે ૧૯૨૧ના અસહકારના આંદોલનમાં વકીલાત છોડી હતી. પણ ફરી ઓટ વખતે વકીલાત શરૂ કરી, હજારો રૂપિયા જમા કર્યા, પણ લાહોરની મહાસભા પછી ફરીથી તેમનું હૃદય પીગળ્યું અને આશ્રમમાં આવવા માટે આજીજી કરી. આ સત્યાગ્રહકૂચમાં પણ આવવાને તેમણે ઇંતેજારી બતાવી. પણ આ સોનામહોરને દોકડામાં કેમ વટાવું? એટલે મેં ફરી તેમને રોહતક મોકલ્યા અને તેમના લખવા મુજબ અહિંસાનું અમૃતપાન કરી સત્ય અને અહિંસાની કિંમત પ્રથમ કરતાં વધારે જાણી તેમણે વિદાય લીધી. અને 'હું અહિંસાને કદી છોડીશ નહિ અને આશ્રમને કદી બેવફા નહિ થઈશ' એવી પ્રતિજ્ઞા લીધી. એ લાલા શ્યામલાલને બેવફાદારીના ગુના સારુ પકડવામાં આવ્યા છે.

" બેવફાદારીને ધર્મ માનનારા મારા 'યંગ ઇંડિયા'ના લખાણ જેવું કંઈક તેમણે ભાષણ કર્યું હશે. પ્રથમ તો જે માણસ સલ્તનતનો હરેક ક્ષણે નાશ થાઓ એવી પ્રાર્થના કરી રહેલ છે અને નાશ કરવા પ્રયત્ન પણ કરી રહેલ છે તે માણસને—મને ૧૨૪મી કલમ લાગવી જોઈએ. પણ સાચી વાત તો એ છે કે જે બંડ કરીને કે દારૂગોળો માથરીને સલ્તનતનો નાશ કરવા ઇચ્છે છે, તેને

જ ૧૨૪મી લાગી શકે; પણ જે અહિંસાથી અને સત્યને માર્ગે સહન કરીને સલ્તનતનો નાશ ઇચ્છતો હોય તેને એ લાગુ ન જ પડે. પણ હું ક્યાં ન્યાયાધીશ છું? મારી તો બૅરિસ્ટરી પણ છિનવાઈ ગઈ છે."

સભા પત્યા પછી તો દરિયાકિનારે લોકોનો મેળો જામવા લાગ્યો. આપણી ત્રિપુટી પણ ત્યાં યાત્રાનો આ છેલ્લો દિવસ લહેરથી ગાળવા લાગી. નરગીસને બધા સમાચાર લખી પત્ર રવાના કર્યો.

હવે સરકાર કાલે તો જરૂર કાંઈક કરશે જ, એમ લોકો માનતા હતા. વાતાવરણ બધું અનિશ્ચિત હતું.

રાતે દરિયાકિનારે સાયંપ્રાર્થના થઈ. પ્રાર્થના પૂરી કર્યા પછી તેમણે છેલ્લેછેલ્લું કહી દીધું:

"જે સરકારથી બીતા હોય તે ચાલી જાય. જેલથી માંડીને ગોળી ખાવા સુધી તૈયાર હોય તે જ કાલે સવારે મારી સાથે આવે. બાકીના પહેલેથી જ ન આવે. ઈશ્વર આપણી પાસે રહો. સતનો જય થાઓ."

આમ પાંચમીની રાતે આવતી કાલના સત્યાગ્રહ માટેની છેલ્લી પૂર્વતૈયારીઓ થવા માંડી.

"૬ઠ્ઠી ઍપ્રિલને રવિવારે વાચકોના હાથમાં આ અંક પડશે. જો હું મનાઈ ન કરું તો સૌએ માની લેવું કે જેઓ મીઠાના કાયદાનો ભંગ કરવાને તૈયાર હોય તેઓ તા. ૬ઠ્ઠી ઍપ્રિલથી આ ભંગ કરવાને મુક્ત છે અને તેમની પાસેથી તેની આશા રાખવામાં આવશે. અનેક વખત આ જ પત્રમાં કહેવામાં આવ્યું છે તેનો પાછો સારાંશ આપી જાઉં.

"સવિનયભંગની એકમાત્ર શરત શુદ્ધ અહિંસાનું સંપૂર્ણ પાલન છે. સામુદાયિક સવિનયભંગ આપોઆપ જ થાય. કાર્યકર્તાઓ આરંભમાં લોકોને માત્ર દોરશે. પણ પછીથી તો લોકો પોતે જ

લડતનું નિયમન કરશે. મહાસભાના સ્વયંસેવકો લડતનો રંગ જોતા રહેશે અને જ્યાં મદદની જરૂર હશે ત્યાં મદદ કરશે. તેમણે તો બધે મોખરે જ રહેવું પડશે. જ્યાં ખુનામરકી ફાટી નીકળે ત્યાં ખુનામરકી અટકાવવાના પ્રયત્નમાં ખપી જવાની તૈયારી રાખવી.

"સંપૂર્ણ નિયમપાલન અને એકબીજા વચ્ચે સંપૂર્ણ સહકાર હશે તો જ ફતેહ મળવાની છે.

"જો સાચી લોકજાગૃતિ થઈ હશે તો જેઓ સવિનયભંગમાં રોકાયેલા ન હશે તેઓ ખાદીનું કામ, દારૂ અને અફીણની દુકાનની ચોકીનું કામ, પરદેશી કાપડના બહિષ્કારનું કામ, ગ્રામસુધારણા અને જેલમાં ગયેલા સત્યાગ્રહીઓનાં કુટુંબોને અનેક રીતે મદદ કરવાનું કામ કરતા રહેશે, એવી આશા રાખવામાં આવે છે.

"સ્વયંસેવકોએ કયાંય કોમી ઝગડામાં એકે પક્ષમાં જોડાવું નહિ.

"જો મીઠાના કાયદા વિષેના સવિનયભંગમાં લોકો ખરા દિલથી ભળશે તો આપણે યોગ્ય વ્યવસ્થા કરીને ખાદી મારફત પરદેશી કાપડનો બહિષ્કાર કરી શકીશું, અને સંપૂર્ણ દારૂનિષેધ કરી શકશું. આથી આપણે ૯૧ કરોડ રૂપિયા બચાવી શકીએ. આમ લાખો લોકોને ફાજલ વખતમાં કામ કરવાનું રહેશે. જો આટલું મળે તો આપણે સ્વતંત્રતાની પાસે પહોંચી જઈએ. અને એમાંની એકે વસ્તુ આપણી શક્તિની બહાર નથી."

ભજનકીર્તનો થયાં. સ્વયંસેવકોએ આવતી કાલ માટેની છેલ્લી તૈયારી કરી લેવા માંડી. સામે મીઠું બનાવનાર અમાપ જલરાશિ ઘૂઘવતો હતો.

## ૨૯. સરિતા સાગરમાં વિલીન થઈ

"वाश्रा इव घनेव: स्पन्दमाना अञ्जः
समुद्रमवजग्मुरापः ।"*

*

"અરે, તે દિવસે તો આત્માનાં અંધિયાર પાણી ઓકળાં થઈ વહેતાં હતાં."

*

આમ તો વાતાવરણમાં સળવળાટ આખી રાત હતો, છતાં બાપુ ને સૈનિકો તો નિયમ પ્રમાણે સૂઈ ગયા હતા. રાતે સાડા ત્રણ વાગે ઊઠવાનો ઘંટ વાગ્યો. એ વાગ્યો હતો તો સૈનિકોને માટે જ પણ આજે તો સૌ સૈનિકો બની ચૂક્યા હતા. સૌ ઊઠ્યા, પ્રાર્થના થઈ.

प्रातः स्मरामि हृदि संस्फुरदात्मतत्त्वम्
सच्चित्सुखं परमहंसगतिं तुरीयम् ।
यत्स्वप्नजागरसुषुप्तिर्वैति नित्यम्
तद्ब्रह्म निष्कलमिदं न च भूतसंघः ॥

એ શ્લોકથી પ્રાર્થના શરૂ થઈ. સૌ એકચિત્ત થઈ ગયાં હતાં. ક્યાંય અવાજ સંભળાતો નહોતો. ફક્ત સમુદ્ર મોટામોટા લોઢ પછાડી ઘૂઘવી રહ્યો હતો—એની પણ પ્રાર્થના જ ચાલતી હતી. પ્રાર્થના પૂરી થઈ ગયા પછી સૈનિકો ને લોકોનાં ટોળાં સમુદ્રસ્નાન માટે ઊપડ્યાં. આછા અજવાળામાં સમુદ્રનાં પાણી તરફ જતા તેઓ

* ભાંભરતી ગાયોની જેમ છૂટાં થયેલાં પાણી સમુદ્ર તરફ ધસ્યાં.

રાજા રામચંદ્રની સેતુ બાંધવા માટે જતી સેના જેવા દેખાતા હતા. લોકોએ કપડાં કિનારે ઊતારી સ્નાનને માટે સમુદ્રમાં ભૂસકા માર્યા, અને સ્નાન કરવા માંડ્યું. સમુદ્રનાં મોજાં સૌને ચોળીચોળીને નવડાવવા લાગ્યાં. બાપુ તો કિનારે ઊભાઊભા એ તોફાન જોઈ જ રહ્યા હતા; એવામાં કોઈકે તેમને પૂછ્યું:

"બાપુ! આપ સ્નાન કરશો?"

બાપુએ તરત જ કહ્યું: "જરૂર; જે ધર્મયુદ્ધનો આરંભ કરવો છે તે કાર્ય તો સ્નાન કરીને પવિત્ર બન્યા પછી જ કરવું જોઈએ."

એમ કહી એમણે કચ્છ કાઢી નાંખ્યો, માત્ર લંગોટી જ મારી. તેમનો ખિલખિલાટ તો ચાલુ જ હતો. લોકો પણ એમને જોઈ હસતા હતા. બાપુ એકદમ દોડીને સમુદ્રમાં કૂદી પડયા. એ દૃશ્ય અવર્ણનીય હતું. તે વખતે લોકોએ આનંદના પોકારોથી વાતાવરણ ભરી દીધું. બાપુ સમુદ્રમાં રહ્યા ત્યાં સુધી તાળીઓના ગડગડાટ સંભળાતા રહ્યા. વિજય માટે સિધાવનાર સેનાનીને સમુદ્રે અનેક નદીઓનાં નીર સાથે અભિષેક કર્યો. સ્નાન કરી બાપુ બહાર આવ્યા. લંગોટીભેર ઊભાઊભા શરીર લોતાલોતા ત્યાં ઊભેલા આગેવાનો સાથે ગપ્પાં હાંકવા લાગ્યા. સામે એમના સહાધ્યાયી કેશવરાવ દેશપાંડે, મોહનલાલ પંડ્યા વગેરે હતા.

સ્નાન કર્યા પછી બાપુજી નમક ઉપાડી કાયદો તોડવા માટે ગયા. આખો દરિયાકિનારો, ગુજરાત, આખો દેશ ને આખું જગત આ ઘડીની એકીટશે રાહ જોઈ રહ્યું હતું. આજે તો સરકાર એમને ઝડપી જ લેશે એવું વાતાવરણ હતું, પણ પોલીસ જ દેખાઈ નહીં. સરકારે અગાઉથી મીઠાના ક્યારા તોડી નાંખી તેમાં કાંટા, કાંકરા વગેરે નાંખી દીધેલાં. આમ સરકારે બગાડવાના પ્રયત્નમાં મણા રાખી નહોતી. મીઠાને આમ ભેળવ્યું છે, એમ જાણી એમણે હસીને કહ્યું :

"ભલેને બગાડી માર્યું, બધો દરિયો તો નહિ બગાડી શકે ને?"

પણ એવામાં બન્યું એમ કે એમના પગ આગળ જ મીઠું જણાયું. એ અટકી ગયા. પાસે જ કલ્યાણજીભાઈ અને મીઠુબહેન ઊભાં હતાં. નીચા નમ્યા અને એક ચપટીમાં મીઠું ઉપાડ્યું. એ દૃશ્ય 'ક્લિક' કરીને અનેક કેમેરાઓએ ઝડપી લીધું. અને એ ચપટીએ તો જુલમી રાજ્ય ઉખાડી નાંખ્યું. એમણે ઉપાડયું તેની સાથે સ્વયંસેવકોએ પણ ઉપાડયું. હાજર રહેલા બારે હજાર માણસોએ ઉપાડયું અને આખાયે ભારતવર્ષમાં શહેરેશહેર અને ગામેગામ લાખો માણસોએ "નમકકા કાયદા તોડ દિયા." અંગ્રેજી રાજ્યની જડ હચમચી ગઈ.

દાંડીયાત્રા આમ સફળ ને વિજયી નીવડી બાપુને ખૂબ સંતોષ થયો. પછી લોકો વેરાવા લાગ્યા. આપણી ત્રિપુટી પણ હવે લડતમાં ઝુકાવવાનો દૃઢ નિશ્ચય કરી પોતાનો હવે પછીનો કાર્યક્રમ ઘડવા માટે પંડયાજી પાસે ગઈ. જતાંજતાં ગણએ બાપુને પ્રણામ કર્યા.

"भारतोद्धरणार्थं यो जातो जगति धर्मवित् ।
विना शस्त्रैर्जयो यस्य मोहनं तं नमाम्यहम् ।
मोहनं शत्रुसंघानां मोहनं सुहृदां तथा
निस्त्रैगुण्यं जितात्मानं मोहनं प्रणमाम्यहम् ॥"

अर्थान्धैः परिपीडितान् गतबलान् दीनाञ्जनानुद्धरन्
तप्त्वा तीव्रतमं तपः परहितं कर्तुं सदा सोद्यमः ।
अल्पाकल्पवृतो विकल्परहितः संकल्पशक्त्यायुगः
जीयाद्भारतवर्षभक्तप्रवरो गांधीः सदा शुद्धधीः ॥*

*"જે ધર્મજ્ઞનો જન્મ ભારતવર્ષના ઉદ્ધારને માટે થયો છે, અને વગર હથિયારે જેનો જય છે તે મોહનને હું નમું છું. શત્રુ-સંઘોને તેમજ મિત્રોને મોહ પમાડનાર ત્રિગુણાતીત અને જિતાત્મા મોહનને હું પ્રણામ કરું છું. અર્થથી અંધ થયેલાઓ વડે પીડિત થયેલા બલહીન, ગરીબ માણસોનો ઉદ્ધાર કરી, તીવ્રતમ તપ તપી સદા પરહિત કરવામાં તત્પર રહેતા, સંકલ્પ વિકલ્પ રહિત, તેમજ સંકલ્પશક્તિયુત શુદ્ધ બુદ્ધિવાળા, ભારતવર્ષના ભક્તપ્રવર ગાંધી ઘણું જીવો!"

## ૩૦. આગેકૂચ

"સ્વરાજ લઈને નથી આપણે કેવળ લક્ષ્મી પૂજવી,
પશુબળથી નથી અંધ બનીને અબળ પ્રજાઓ પીડવી.
છળબળ છળતી રાજ્યનીતિને નથી કદી વહાલી કરવી;
હરે ! હો ! નથી કદી વહાલી કરવી;
સ્વરાજ છે મેળવવું તે તો જગત સેવના કાજે,
સ્નેહભીનાં પ્રભુગીત જગાવી જગત દોરવા માટે—"

[ ડૉ. ચંદુલાલ ]

દાંડી કૂચ ૬ઠ્ઠી એપ્રિલે પૂરી થઈ ચૂકી. સ્વરાજ મળ્યું ૧૫મી ઓગસ્ટ ૧૯૪૭ને પ્રથમ પ્રહરે, ને બાપુનું ખૂન થયું ૧૯૪૮ના જાન્યુઆરીની ત્રીસમીએ સાંજે પાંચ વાગે. એ સત્તર વર્ષની આગેકૂચ આગળ ને આગળ ચાલુ રહેલી બાપુની દાંડીકૂચ જ હતી. પોતે જેવા સ્વરાજનું સ્વપ્ન ઘડી રાખ્યું હતું તે તો નહોતું આવ્યું, એમ એ માનતા હતા. એટલે ડૉ. હરિપ્રસાદે એમને આશ્રમમાં પાછા ફરવા પત્ર લખ્યો તોયે એ પાછા ન જ ફર્યા, ને એમની આ ભવની જીવનયાત્રા પૂર્ણવિરામ પામી. એ સત્તર વર્ષના સ્વરાજ માટેના મંથનકાળ ઉપર ઊડતી નજર ફેરવી લઈએ.

૬ઠ્ઠી એપ્રિલે મીઠાના કાયદાના ભુક્કા ઊડી ગયા. દિવસો પછી સરકારના અમાનુષી વર્તાવને લીધે ધરાસણાના અગરો પર ધાડ

લઈ જવાનું બાપુએ નક્કી કર્યું. પણ તા. ૫મી મેની કાળીઘોર રાતે સુમારે દોઢ વાગે રાતે એમને પકડ્યા. પંડિતજીએ બાપુના જીવનપથના દીપક સમું ગીત એકતારાને આધારે ગાયું :

"વૈષ્ણવજન તો તેને કહીએ
જે પીડ પરાઇ જાણે રે."
પરદુઃખે ઉપકાર કરે તોયે
મન અભિમાન ન આણે રે.
સકલ લોકમાં સૌને વંદે
નિંદા ન કરે કેની રે,
વાચ, કાછ, મન નિશ્ચલ રાખે
ધન, ધન જનની તેની રે.
વણ લોભી ને કપટ રહિત છે
કામ ક્રોધ નિવાર્યાં રે,
કહે નરસૈયો એનું દરશન કરતાં
કુળ એકોતેર તાર્યાં રે. વૈ. જન."

આ ગીતનું એમણે ભાથું બાંધી લીધું ને મોટરમાં બેસી ગયા. બહેનો ગાવા લાગી :

"બાપુને શરણે આવજો રે
અવસર છે છેલ્લો—"

વળી હિંદમાતાની એ મનોતી વીરાંગનાઓએ બાપુને આશીર્વાદ આપ્યા :

"સ્વરાજ લઈ વહેલા આવજો રે"

પણ તે વખતે કોને ખબર હતી કે બાપુ ગયા તે ગયા; પાછા ફરવાના જ નથી!

પણ ગાંધીજીની ધરપકડ હવે આઝાદીની લડતને રોકી શકે એમ હતું જ નહી. પછી અબ્બાસ તૈયબજી, સરોજિની દેવી સૌ પકડાયાં. લોકોએ પોતે ધરાસણાની લડત ઉપાડી લીધી. સરકારી પાશવલીલાનું જે તાંડવનૃત્ય થયું એણે તો દેશને સ્વરાજપ્રાપ્તિ માટે દૃઢ નિશ્ચય કરતો કરી મૂક્યો. "ચાલ્યા જાઓ "નો નાદ ત્યારથી જ આમ ઊઠવા લાગ્યો : અને જનતા કહેવા લાગી :

"ચમરબંધી અમલદારથી માંડીને તે સિપાઈ સુદ્ધાં બધા જ પોતાનાં ગાંસડાંપોટલાં બાંધી પહેલામાં પહેલી બોટમાં હિંદનો કિનારો છોડે તે માટે, છેક છેવટ સુધી લડી લેવાની અમે હવે કમ્મર કસી છે. એ વખત આવશે ત્યારે પણ પોતાની ટૂંકી દૃષ્ટિને લીધે જે બ્રિટિશરો અમારા ઉપર દમન કરી રહ્યા છે તે–તથા બીજા બધા જ પરદેશીઓને જો તેમની ઇચ્છા હિંદમાં રહી હિંદની સેવા કરવાની હશે તો જરૂર અમે તેમને આવકાર આપીશું. એટલું જ નહિ, પરંતુ હિંદ તેમને બધી જ જાતનું રક્ષણ આપશે. અને પોતાના બળને લીધે નહીં, પરંતુ નમનતાઈથી તેઓ હિંદમાં રહી શકશે."

ધરાસણાનો આ ભવ્ય પ્રસંગ પણ દાંડીની પડોશમાં જ ગુજરાતની ભૂમિ પર બન્યો. ગુજરાતીઓએ આમ આધુનિક ઇતિહાસની એક જબ્બર અહિંસક સામુદાયિક લડત અત્યંત વિકરાળ દમન સામે તદ્દન નીડર ઊભા રહીને લડી. પં. મોતીલાલજીએ લખ્યું છે :

"ધરાસણાના પ્રસંગને લીધે આપણા લોકોની ઉજ્જવળ કીર્તિ સુવર્ણાક્ષરે લખાઈ ગઈ અને સરકારનાં શરમજનક દુષ્ટ કૃત્યો કાજળે લખાઈ ગયાં. આ યુદ્ધના ઇતિહાસમાં ૨૧મી મે યાદગાર રહેશે."

આમ "અંગ્રેજો ચાલ્યા જાઓ" એ નિરધાર લોકોએ તો ધરાસણાના રણમેદાનમાં કરી લીધો હતો.

ત્યાર પછી બીજી રાઉન્ડ ટેબલ કૉન્ફરસનો વખત આવ્યો. બ્રિટનની હવા બદલાઈ ચૂકી હતી. રામસે મૅકડોનલ્ડ તો બીચારો એક વખત આપમેળે એવું બોલી ચૂક્યો હતો :

"મીઠાનો કાયદો એ તો ભારે ચૂસનારો અને દમનકારક છે. અને જો લોકો એને સમજી જાય તો તો, એને પરિણામે અસંતોષ થયા વગર રહે જ નહીં." +

ઇંગ્લંડમાં રાષ્ટ્રીય સરકાર રચાઈ ગઈ હતી. વડોપ્રધાન રામસે હતો, પણ તેનું આસન ડોલતું હતું. વેજવુડ બેનની જગ્યાએ સેમ્યુઅલ હોર આવ્યો હતો. બીજી ગોળમેજી પરિષદમાં ગાંધીજી હોય તો જ કંઈક સ્થિર થઈ શકે એમ હતું. સરકારે પાછું ઠંડું પાડ્યું. બાપુ છૂટ્યા ને પરિષદમાં ગયા.

ખાલી હાથે બાપુ પાછા આવ્યા ને પકડાયા. ફરી પાછી લડત ચાલુ થઈ. એ તો બેત્રણ વર્ષ ચાલી. બાપુ છૂટ્યા; લડત સંકેલી. પ્રાંતીય સ્વરાજ મળ્યું.

એ પ્રાંતીય સ્વાયત્તતામાંથી પૂર્ણ સ્વરાજનો વિકાસ થશે એમ સૌ આશા સેવતું હતું. તેવામાં ૧૯૩૯માં વિશ્વયુદ્ધ ફાટી નીકળ્યું. મહાસભાએ રાજ્યધુરા છોડી. દેશ તટસ્થ હતો.

ફરી બાપુને વ્યક્તિગત સત્યાગ્રહ કરાવવાની જરૂર પડી. પાછો એને સ્થગિત કર્યો. જાપાનની મજલદડમજલ કરતી વિજયી કૂચ પછી ઇંગ્લેંડે હિંદ સાથે સલાહ કરવાની તૈયારી બતાવી; પણ તેમાં તો યુદ્ધ પત્યા બાદ બધું આપવાની વાત થઈ. ગાંધીજીને દેશનું ભારોભાર અપમાન થયેલું લાગ્યું અને એમણે ૯મી ઑગસ્ટે "અંગ્રેજો ચાલ્યા જાઓ'ની ઉદ્ઘોષણા કરી. તેઓ વાટાઘાટો કરે, લડત આરંભે તે પહેલાં જ ગાંધીજી ને બીજા સૌ પકડાઈ ગયા. હવે તો ચર્ચિલની સરકાર

---

"Salt-tax is an exaction and oppression, and if the people understand it, it would only lead to discontent."

હતી; પૂર જોસમાં દમનનો કોરડો વીંઝાયો. બાપુને આગાખાન મહેલમાં પૂર્યા; મહાસભાની કારોબારીના સભ્યોને અહમદનગરના કિલ્લામાં જીવતા દાટી દીધા અને પછી તો દેશભરમાં સામુદાયિક ધરપકડો, જુલમો ને દમનની રેલ સરકારે વહેવડાવી દીધી. સામાન્ય જનતાને દોરવણી આપે એ નેતાઓ તો તેમનામાંથી ઊંચકાઈ ગયા હતા. ગાંધીજીને મહાસભાએ જે રીતે લડત આપવાનો નિર્ધાર કરેલો, તે સરકારના અમાનુષી દમનને લીધે કંઈક બદલાયો. લોકો તરફથી પણ હિંસક રસ્તાઓ લેવાયા. સરકારને તો એ જોઈતું જ હતું. એણે દમનમાં કશી મણા રાખી નહીં. ૪૨નો જંગ લોકોની સ્વરાજ લેવાની દઢ પ્રતિજ્ઞા અને સરકારની 'પાશવતા'ની લડતના પ્રતીકસમો હતો. પ્રજા પિસાઈ પણ દબી તો નહીં જ.

વિશ્વયુદ્ધ પતી ન જાય ત્યાં સુધી કોઈ પણ રીતે સરકાર વિષ્ટિ કરે એવો સંભવ નહોતો. બાપુ આગાખાન મહેલમાં બા ને મહાદેવભાઈ વગરના થઈ ગયા હતા. મહાસભાના પીઢ નેતાઓમાં રાજાજી ને ભૂલાભાઈ બહાર હતા. તેમણે સલાહ માટે પોતાની રીતે ચક્રો ગતિમાન કર્યે જ રાખ્યાં હતાં.

છેવટે અણુબોંબ વિશ્વયુદ્ધનું પૂર્ણવિરામ બન્યો. ગાંધીજી ને કોંગ્રેસ કારોબારી મુકત થઈ. ધીરેધીરે લોકો પણ જેલ બહાર આવવા માંડયા. લિનલિથગો તો બાપુને જેલમાં ધકેલ્યા પછી ચાલ્યો જ ગયો હતો. આ વખતે હિંદનો હાકેમ હતો વેવેલ. સ્વરાજની શરતોમાં એણે લીગ ને કોંગ્રેસ વચ્ચે ઠીકઠીક લાકડેમાંકડાં લડાવ્યાં. "તમે બે માનતા નથી, અમે તે શું કરીએ?" છેવટે મહાસભાએ પાકીસ્તાન સ્વીકારી લીધું ને વેવેલ સાહેબ ગયા. માઉન્ટબેટન કંઈક જુદી જ વ્યકિત હતો. બ્રિટિશ સામ્રાજ્યનો હિંદનો એ છેલ્લો હાકેમ. એ માણસ સાચા ખેલાડી પેઠે ખેલદિલીથી વર્ત્યો.

૧૯૪૬ના ઓગસ્ટની ૧૪મી તારીખની મધરાત પતી જતાં બસો વર્ષથી અંગ્રેજોએ હાથ કરેલી હિંદની રાજ્યધુરા એણે

હિંદના પ્રતિનિધિ જવાહરલાલજીના હાથમાં સોંપી દીધી, પણ બાપુ એ સમારંભમાં નહોતા. પાકીસ્તાન થયું ને હિંદ ચેરાનું અંગ છેદાયું. એણે એમના હૃદયમાં કારી ઘા કરી દીધો હતો. એમની કલ્પનાનું સ્વરાજ તો આવ્યું જ નહોતું; એટલે એ આશ્રમમાં પાછા ફરવા પણ તૈયાર નહોતા. એક યા બીજી રીતે દાંડીયાત્રા–દીવાદાંડી તરફની–એમના ધ્રુવ તરફની યાત્રા તો ચાલુ જ હતી.

૧૫મી ઑગસ્ટ પસાર થઈ ગઈ. હિંદમાં ને પાકીસ્તાનમાં સામુદાયિક કત્લેઆમો થઈ; લૂંટ, અપહરણ ને પ્રજાઓની હિજરતો થઈ. દેશમાં હિંસાનાં ડમરૂ બજી ઊઠયાં.

ગાંધીજીનો પવિત્ર આત્મા કકળી ઊઠયો. નિરાશા ને અંધકારની કાળીકોર પળે પણ તેમણે પ્રેમનો મંગળ દીવો લઈ હિંસાવાળા પ્રદેશમાં ઘૂમવા માંડયું. એમને તો હિંદુ ને મુસલમાન બન્ને સરખા હતા. વેરનો બદલો એમને તો પ્રેમથી જ વાળી વેર શમાવવું હતું. હિંદુઓ સમજ્યા કે ગાંધી મુસ્લિમપક્ષી થઈ ગયા છે. એ હશે તો મુસ્લિમો ફરી હિંદમાં જોર પર આવશે, એમ માની એક ભાન–ભૂલ્યા હિંદુ યુવક નાથુરામ ગોડસેએ ઈ. સ. ૧૯૪૮ની ૩૦મી જાનેઆરીના ગોઝારા શુક્રવારે ભગવાનની પ્રાર્થના કરવા જતા બાપુ પર રિવોલ્વરમાંથી ત્રણ ગોળી છોડી એમનો પ્રાણ લીધો.

ભગવાન ઈશુ એમના જ દેશવાસીઓને હાથે શૂળીએ ચડયા હતા; તેમણે જ એમને ખીલા ઠોકયા હતા. ગાંધીજીની હત્યા એક હિંદીએ—હિંદુએ કરી. અહીં જ એમની સાચી દાંડીયાત્રા સમાપ્ત થઈ ને બાપુની આ ભવની યાત્રા પણ સમાપ્ત થઈ ચૂકી.

અરે ! પણ બાપુ કયાં મર્યા છે? શરીર ગયું તેથી શું થયું ! ગાંધી તો સત્ય ને અહિંસારૂપ હતા. એ ગાંધીજીની સદ્ભાવનાની સુગંધી ચારેકોર પમરી ગઈ; વિરાટના અણુએ અણુમાં ભળી ગઈ.

**અમર રહો એ ગાંધીજી !**

## ૩૧. સૂની વાટ

### [ ઉપસંહાર ]

"Footprints, that perhaps another
Sailing o'er life's solemn, main,
A forlorn and shipwrecked brother
Seeing shall make heart again"

[ Longfellow ]

**આમ** તો દાંડીયાત્રા પૂરી થઈ. વર્ષો પસાર થઈ ગયાં. દોઢ દાયકા પછી ફરીથી એ સત્યાગ્રહઆશ્રમની તપોભૂમિ પર પગ માંડતાં શું જોયું? પ્રતિજ્ઞા કરી ચાલી નીકળેલા ગાંધીજી હજુ પાછા ફર્યાં નથી. આશ્રમની ભૂમિ પર નદીતીરે રચાયેલા સ્મૃતિચિહ્ન પર નીચે પ્રમાણે શબ્દો કોતરાઈ ગયા છે.

> " ગાંધી અહીં રહેતા હતા. સ્વરાજ લેવા ગયા છે, પાછા ફર્યા નથી. આ સ્થાનેથી એમણે ને એમના સૈનિકોએ કૂચ કરી હતી."

દરવાજા બહાર નીકળી એ જ ધોરી માર્ગ પર નજર માંડતાં

---

"જીવનના ગંભીર માર્ગ પર પડેલી એ યાત્રીની પગલીઓ જોઈ, જેનું વહાણ ખરાબે ચડી ગયું હશે એવા કોઈ એકાકી મુસાફરને ફરી હિંમત આવશે." [ લોંગફેલો ]

એ રસ્તો દાંડીથીયે આગળ લંબાતો દેખાય છે. સર્વત્ર ગાંધીજીના કુંકુમપગલીઓ પડેલી દેખાય છે.

૧૯૪૭ની ૧૫મી ઓગસ્ટને દિવસે સ્વરાજ પણ મળી ચૂક્યું. ને એ રાજમાર્ગ ઉપર ઘડીભર એમના પુનરાગમનની વાટ જોતા ઊભા રહીએ છીએ. જે પગલીઓ દાંડી તરફ ગઈ હતી તે પાછી ક્યારે ફરશે? જે માર્ગે શોરબકોર મચી રહ્યો હતો તે આ જ માર્ગ? હા. એ જ વાટ આજે સાવ સૂની પડી ગઈ છે. ભમ્મર પર હાથ ટેકવી દૂરદૂર દૃષ્ટિ માંડીને જોઈએ છીએ, પણ કોઈ નજરે પડતું નથી!

ફકી ને નરગીસ પરણી ગયાં છે ને ખાધેપીધે સુખી છે. આચાર્ય પણ કામધંધે લાગી ગયો છે. ગુણવંત એક ગામડામાં હતો તેને પણ પંદરમી આગસ્ટ પછી બીજી કંઈક મહત્ત્વાકાંક્ષા કેળવવાનું મન થાય છે. ને પછી તો સૌ કોઈ ગાંધીજીના પુનરાગમનની વાટ જુએ છે.

પણ એ પુણ્યશ્લોક યુગાવતારનાં પગલાં આશ્રમની ભૂમિ પર પાછાં આવવાનાં જ નથી. એમની યાત્રા તો હવે કોઈક અન્યલોકમાં શરૂ થઈ ચૂકી હશે. અવતારકાર્ય પૂરું થયું છે. એ પાવનકારી કુંકુમવર્ણી મંગળ પગલીઓ જ્યાંજ્યાં પડી છે, તે માર્ગને ને તે રજને પણ હજારો નમન હો. અને સરિતાથી સાગર સુધીનો—સાબરમતીથી દાંડી સુધીનો માર્ગ સદાકાળ માટે યાત્રામાર્ગ થઈ પડશે—જીવનનો માર્ગ ભૂલેલાંની એ સૂની વાટ ઉદ્ધારક બની રહેશે.

દાંડીકૂચના સેનાનીની અમરગાથા સાંભળતાં સાંભળતાં તો

'अपि ग्रावा रोदित्यपि दलति वज्रस्य हृदयम्‌ ॥*

---

[ * પથ્થર પણ રોશે અને વજ્રનું હૈયું પણ દ્રવી જશે. ]

## ૧ પરિશિષ્ટ

# ગાંધીસેનાના સૈનિકો

૧. **મહાત્મા ગાંધીજી** : ગુજરાત; વય ૬૧.

૨. **પ્યારેલાલજી** : પંજાબ; ગાંધીજીના અંગત કાર્યમાં રોકાયેલા હતા, પંજાબ યુનિવર્સિટીના બી. એ., ઈ. સ. ૧૯૨૦માં એમ. એ.ના વર્ગમાંથી અસહકાર કર્યો; વય ૩૦.

૩. **છગનલાલ નથ્થુભાઈ જોશી** : ગુજરાત; બી. એ., શ્રી. મગનલાલ ગાંધીનું અવસાન થતાં આશ્રમના વ્યવસ્થાપક, પ્રો. પેટ્રીક ગેડીસના વિદ્યાર્થી, ઈ. સ. ૧૯૨૦માં અસહકાર કર્યો; વય ૩૫. (હાલ કાઠિયાવાડ હરિજન સેવક સંઘના મંત્રી.)

૪. **પંડિત નારાયણ મોરેશ્વર ખરે** : મહારાષ્ટ્ર; પંડિત વિષ્ણુ દિગમ્બરના ગાંધર્વ મહાવિદ્યાલયમાં બાર વર્ષ પર્યંત અભ્યાસ કર્યો, આશ્રમમાં સંગીત શીખવતા અને પ્રાર્થના કરાવતા; વય ૪૨.

૫. **ગણપતરાવ ગોડસે** : મહારાષ્ટ્ર; ગુજરાત વિદ્યાપીઠના સ્નાતક, શિક્ષક; વય ૨૫.

૬. **પૃથ્વીરાજ લક્ષ્મીદાસ આસર** : કચ્છ; આશ્રમની શાળાના વિદ્યાર્થી; વય ૧૯.

૭. **મહાવીર ગિરિ** : નેપાલ; આશ્રમની શાળાના વિદ્યાર્થી; વય ૨૦.

૮. **બાળ દત્તાત્રેય કાલેલકર** : મહારાષ્ટ્ર; કાકાસાહેબ કાલેલકરના પુત્ર અને આશ્રમની શાળાના વિદ્યાર્થી; વય ૧૮.

૯. **જયંતી નથ્થુભાઈ પારેખ** : ગુજરાત; આશ્રમની શાળાના વિદ્યાર્થી; વય ૧૮.

૧૦. રસિક દેસાઈ : ગુજરાત; આશ્રમની શાળાના વિદ્યાર્થી; વય. ૧૭.

૧૧. વિઠ્ઠલ લીલાધર ઠક્કર : ગુજરાત; આશ્રમની શાળાના વિદ્યાર્થી; વય. ૧૬.

૧૨. હરખજી રામજીભાઈ હરિજન : ગુજરાત; વય. ૧૮.

૧૩. તનસુખ પ્રાણશંકર ભટ્ટ : ગુજરાત; ગોસેવા સંઘના કાર્યકર; વય ૨૦.

૧૪. કાંતિલાલ હરિલાલ ગાંધી : ગુજરાત; ગાંધીજીના પૌત્ર અને વિદ્યાર્થી; વય ૨૦.

૧૫. છોટુભાઈ ખુશાલભાઈ પટેલ : ગુજરાત; ખાદી કાર્યકર્તા; વય ૨૨.

૧૬. વાલજીભાઈ ગોવિંદજી દેસાઈ : ગુજરાત; અમદાવાદની ગુજરાત કૉલેજના અધ્યાપક, ઈ. સ. ૧૯૧૬ની મહાસભામાં હાજરી આપવાની મનાઈ થતાં કૉલેજ છોડી, હિંદુ યુનિવર્સિટી–બનારસમાં અધ્યાપક, ગૂજરાત વિદ્યાપીઠમાં અધ્યાપક, યંગ ઇંડિયામાં જોડાયેલા, ઈ. સ. ૧૯૨૧માં જેલમાં ગયેલા; વય ૩૫

૧૭. પન્નાલાલ બાલાભાઈ ઝવેરી : ગુજરાત; ગોસેવા સંઘમાં કાર્યકર, પન્ના રાજ્યના માજી દીવાનના પુત્ર; વય ૨૫.

૧૮. અબ્બાસ : ગુજરાત; મુસલમાન; પીંજવાના અને કાંતવાના કામમાં નિપુણ, ખાદી ઉદ્યોગશાળામાં શિક્ષક; વય ૨૦.

૧૯. પૂંજાભાઈ શાહ : ગુજરાત; કેટલાંક વર્ષો સુધી આશ્રમમાં રહેલા; વય ૨૫.

૨૦ માધવજીભાઈ ઠક્કર : કચ્છ; લંડનમાં કૃત્તહમંદ વેપાર એડેલો, કલકત્તામાં ધીકતો ધંધો છોડી આશ્રમમાં જોડાયેલા; વય ૪૦.

૨૧. નારણજીભાઈ : કચ્છ; ઉત્કલમાં ખાદી કાર્યકર્તા; વય ૨૨.

૨૨. **મગનભાઇ વોરા** : કચ્છ; ઉત્કલમાં ખાદી કાર્યકર્તા; વય ૨૫.

૨૩. **ડુંગરશીભાઈ** : કચ્છ; ખાદી કાર્યકર્તા; વય ૨૭.

૨૪. **સોમાલાલ પ્રાગજીભાઈ પટેલ** : ગુજરાત; આશ્રમની ખેતી સંભાળનાર, નાગપુરના ધ્વજ સત્યાગ્રહની લડતમાં જેલ ગયેલા; વય ૨૫.

૨૫. **હસમુખરામ** : ગુજરાત; ખેતીખાતામાં; વય ૨૫.

૨૬. **દાઉદભાઈ** : મુંબઇ; મુસલમાન; અગાઉ કરીમભાઈ મિલ્સની ઑફિસમાં નોકર; વય ૨૫.

૨૭. **રામજીભાઈ વણકર** : ગુજરાત; ૧૨ વર્ષ થયાં આશ્રમમાં જોડાયેલા; વય ૪૫.

૨૮. **દિનકરરાવ** : ગુજરાત; દુગ્ધાલયના કામમાં નિપુણ અને બી. એસસી. (કેલિફૅાર્નિયા), અમેરિકામાં લાંબો વખત સુધી શિક્ષણ અને અનુભવ લીધાં, પેદાશવાળી પદવી છોડી, આશ્રમ દુગ્ધાલયના ઉપરી; વય ૩૦.

૨૯. **દ્વારકાનાથ** : મહારાષ્ટ્ર વ્યાયામના શિક્ષક અને ખાદી વ્યવસ્થાપક; વય ૩૦.

૩૦. **ગજાનન ખરે** : મહારાષ્ટ્ર; ખાદીશાળામાં રંગના વિષયના શિક્ષક; વય ૨૫.

૩૧. **જેઠાલાલ રૂપારેલ** : કચ્છ; ખાદીખાતામાં; વય ૨૫.

૩૨. **ગોવિંદ હરકરે** : મહારાષ્ટ્ર; ખાદી વિદ્યાર્થી. વય ૨૫.

૩૩. **પાંડુરંગ** : મહારાષ્ટ્ર; ખાદી વિદ્યાર્થી; વય ૨૨.

૩૪. **વિનાયકરાય આપ્ટે** : મહારાષ્ટ્ર; મહારાષ્ટ્રમાં ખાદી કાર્યકર્તા હતા; વય ૩૩.

૩૫. **રામધીરરાય** : સંયુક્ત પ્રાંત; બ્રહ્મદેશમાં પોષ્ટમેનની નોકરી છોડી ખાદી ખાતામાં જોડાયા; વય ૩૦.

૩૬. **સુલતાનસિંહ** : રજપૂતાના: ખાદીવિદ્યાર્થી; વય ૨૫.

૩૭. **ભાનુશંકર દવે** : ગુજરાત; ખાદીવિદ્યાર્થી; વય ૨૨.

૩૮. **મુનશીલાલ** : સંયુક્ત પ્રાંત; ખાદીવિદ્યાર્થી; વય ૨૫.

૩૯. **રાઘવજી** : કેરલ; ખાદીવિદ્યાર્થી; વય ૨૫.

૪૦. **રાવજીભાઈ નાથાભાઈ પટેલ** : ગુજરાત; ૧૯૨૦માં ગ્રાંટ મેડિકલ કૉલેજમાંથી અસહકાર કર્યો, ગુજરાતમાં આરંભથી ખાદી કાર્યકર્તા, પ્રલય અને દુષ્કાળસંકટ નિવારણકાર્યમાં વલ્લભભાઈ પટેલના સ્વયંસેવક; વય ૩૦. (હાલ ખેડા જિલ્લાના ગ્રામવિકાસ મંડળના મંત્રી).

૪૧. **શિવાભાઈ ગોકળભાઈ પટેલ** : ગુજરાત; ગુજરાત વિદ્યાપીઠના સ્નાતક, દફ્તરમાં; વય ૨૭. (હાલ આચાર્ય : વલ્લભ વિદ્યાલય, બોચાસણ.)

૪૨. **શંકરભાઈ ભીખાભાઈ પટેલ**; ગુજરાત; શિક્ષક; વય ૩૫. (હાલ આચાર્ય : ગુજરાત કુમાર મંદિર, ગુજરાત વિદ્યાપીઠ, અમદાવાદ.)

૪૩. **જશભાઈ ઈશ્વરભાઈ પટેલ** : ગુજરાત; ખાદીવિદ્યાર્થી વય ૨૦.

૪૪. **સુમંગલપ્રકાશજી** : સંયુક્ત પ્રાંત; કાશી વિદ્યાપીઠના સ્નાતક, ગુજરાત વિદ્યાપીઠમાં હિંદીના અધ્યાપક; વય ૨૫.

૪૫. **ટાઇટસજી** : કેરલ; ખ્રિસ્તી; ઇંડિયન ડેરી ખાતાનું પ્રમાણપત્ર મેળવનાર; વય ૨૫.

૪૬. **કૃષ્ણ નાયર** : કેરલ; જામિયા વિદ્યાપીઠના સ્નાતક અને ખાદીવિદ્યાર્થી; વય ૨૫.

૪૭. **તપન નાયર** : તામીલનાડ; ખાદીવિદ્યાર્થી; વય ૨૫.

૪૮. **હરિદાસ વરજીવનદાસ ગાંધી** : ગુજરાત; અગાઉ રૂના વેપારમાં; વય ૨૫.

૪૯. **ચીમનલાલ નરસીલાલ શાહ :** ગુજરાત; ગુજરાત પ્રલયસંકટનિવારણમાં કાર્યકર્તા, ખાદીખાતામાં; વય ૨૪.

૫૦. **શંકરન :** કેરલ; ખાદીવિદ્યાર્થી; વય ૨૫.

૫૧. **સુબ્રહ્મણ્યમ :** આન્ધ્રદેશ; ખાદીવિદ્યાર્થી; વય ૨૫.

૫૨. **રમણિકલાલ મગનલાલ મોદી :** ગુજરાત; બી. એ. (મુંબઈ), આશ્રમની શાળામાં શિક્ષક; વય ૩૮.

૫૩. **મદનમોહન ચતુર્વેદી :** રજપૂતાના; બી. એ. (અલ્હાબાદ), કરાંચીમાં વેપારી હતા; વય ૨૭.

૫૪. **હરિલાલ માહ્યીમતુરા :** મુંબઈ; બી. એ.; એલ એલ. બી. (મુંબઈ), ખાદીવિદ્યાર્થી; વય ૨૭.

૫૫. **મોતીબાસદાસ :** ઉત્કલ; ખાદીવિદ્યાર્થી; વય ૨૦.

૫૬. **હરિદાસ મજુમદાર :** ગુજરાત; એમ. એ. પી. એચ. ડી. (વિસ્કોનસીન), અમેરિકાથી તાજેતરમાં આવેલા; વય ૨૫.

૫૭. **આનંદ હિંગોરાની :** સિંધ; બી. એ. (મુંબઈ); વય ૨૪.

૫૮. **મહાદેવ માર્તંડ :** કર્ણાટક; ખાદીવિદ્યાર્થી; વય ૧૮.

૫૯. **જયંતીપ્રસાદ :** સંયુક્ત પ્રાંત; ખાદીવિદ્યાર્થી; વય ૩૦.

૬૦. **હરિપ્રસાદ :** સંયુક્ત પ્રાંત; ફિજીમાં જન્મ, રાષ્ટ્રીય કાર્યમાં પારંગત થવા મોકલવાથી હિંદુસ્તાનમાં આવેલા; વય ૨૦.

૬૧. **ગિરિવરધારી ચૌધરી :** બિહાર; ખાદીવિદ્યાર્થી વય ૨૦.

૬૨. **કેશવ ચિત્રે :** મહારાષ્ટ્ર; ખાદીવિદ્યાર્થી; વય ૨૫.

૬૩. **અંબાલાલ શંકરભાઇ પટેલ :** ગુજરાત; ઈ. સ. ૧૯૨૦ માં ગ્રાંટ મેડિકલ કૉલેજમાંથી અસહકાર કર્યો, પહેલેથી જ ખાદીકાર્યમાં; દુષ્કાળ અને પ્રલયસંકટ નિવારણમાં વલ્લભભાઈ

પટેલના સ્વયંસેવક; વય ૩૦. (હાલ પોંડિચેરીમાં 'અંબુ ભિખ્ખુ')

૬૪. **વિષ્ણુ પંત** : મહારાષ્ટ્ર; ખાદીવિદ્યાર્થી; વય ૨૫.

૬૫. **પ્રેમરાજજી** : પંજાબ; ખાદી વિદ્યાર્થી; વય ૩૫.

૬૬. દુર્ગેશચંદ્રદાસ : બંગાળ; ખાદીવિદ્યાર્થી; બંગાળમાં સરકારી નોકરી છોડી; વય ૪૪.

૬૭. **માધવલાલ શાહ** : ગુજરાત; બી. એ. (મુંબઈ), શિક્ષક; વય ૨૭. (હાલ ખેડા જિલ્લા સમિતિના મંત્રી)

૬૮. **જ્યોતીરામજી** : સંયુક્ત પ્રાંત; ખાદીવિદ્યાર્થી; વય ૩૦.

૬૯. **સુરજભાન** : પંજાબ; અંબાલા કોંગ્રેસ કમિટીના મંત્રી હતા, ઈ. સ. ૧૯૨૧માં જેલમાં ગયેલા; વય ૩૪.

૭૦. **ભૈરવદત્ત** : સંયુક્ત પ્રાંત; ખાદીવિદ્યાર્થી; વય ૨૫.

૭૧. **લાલજી** : ગુજરાત; વણકર; વય ૨૫.

૭૨. **રત્નજી** : ગુજરાત; ગોધરાના અંત્યજ આશ્રમના; વય ૧૮.

૭૩. **વિષ્ણુ શર્મા** મહારાષ્ટ્ર; શિક્ષક; વય ૩૦.

૭૪. **ચિંતામણિ શાસ્ત્રી** : મહારાષ્ટ્ર; જૂના આશ્રમવાસી; સાસવનેની રાષ્ટ્રીય શાળામાં; વય ૪૦.

૭૫. **નારાયણ દત્ત** : રજપૂતાના; ખાદીવિદ્યાર્થી વય ૨૪.

૭૬. **મણિલાલ ગાંધી** : ગુજરાત; ઈંડિયન ઓપિનિયનના એકવારના તંત્રી, દક્ષિણ આફ્રિકામાંથી તાજેતરમાં આવેલા, ગાંધીજીના બીજા દીકરા; વય ૩૮.

૭૭. **સુરેન્દ્રજી** : સંયુક્ત પ્રાંત; સંસ્કૃત વિશારદ, આશ્રમના ચર્માલયના ઉપરી; વય ૩૦.

૭૮. **હરિભાઈ મોહની** : મહારાષ્ટ્ર; બી. એ.; શિક્ષક; વય ૩૨.

૭૯. **પુરાતન જન્મશંકર બુચ** : ગુજરાત; ગુજરાત વિદ્યાપીઠના સ્નાતક; વય ૨૫.

૮૦. **સરદાર** ખડગબહાદુરગિરિ : નેપાલ; નેપાળી કન્યાની લાજ લૂંટનાર મારવાડી શ્રીમંતનું ખૂન કરનાર, નેપાળી વીર; કાયદાનો ગ્રૅજ્યુએટ; વય ૩૨.

૮૧. **શંકર દત્તાત્રેય કાલેલકર** : મહારાષ્ટ્ર; કાકાસાહેબ કાલેલકરના દીકરા; દાંડી સત્યાગ્રહમાં જોડાવા માટે ફરગ્યૂસન કૉલેજનો અભ્યાસ છોડ્યો; વય ૨૦.

---

# ૨ પરિશિષ્ટ

## દાંડી કૂચ દરમિયાન પડાવનાં સ્થળોની યાદી

| | | |
|---|---|---|
| માર્ચ તા. ૧૨ | અસલાલી | ૧૩ માઈલ |
| તા. ૧૩ | બારેજા, નવાગામ | ૯ ,, |
| તા. ૧૪ | વાસણા, માતર | ૧૦ ,, |
| તા. ૧૫ | ડભાણ, નડિયાદ | ૧૫ ,, |
| તા. ૧૬ | બોરિયાવી, આણંદ | ૧૧ ,, |
| તા. ૧૭ | મૌનવાર | |
| તા. ૧૮ | નાપા, બોરસદ | ૧૧ ,, |
| તા. ૧૯ | રાસ, કંકાપુરા | ૧૨ ,, |
| તા. ૨૦ | મહીસાગર અને કારેલી (૬ માઈલ નદી) | ૧૧ ,, |
| તા. ૨૧ | ગજેરા, અણખી | ૧૧ ,, |
| તા. ૨૨ | જંબુસર, આમોદ | ૧૨ ,, |
| તા. ૨૩ | બુવા, સમની | ૧૨ ,, |
| તા. ૨૪ | મૌનવાર | |
| તા. ૨૫ | ત્રાલસા, દેરોલ | ૧૦ ,, |

| | | | | |
|---|---|---|---|---|
| | તા. ૨૬ | ભરૂચ, અંકલેશ્વર (નર્મદા નદી મછવામાં બેસી ઓળંગી) | ૧૩ | ,, |
| | તા. ૨૭ | સજોદ, માંગરોળ | ૧૨ | ,, |
| | તા. ૨૮ | રાયમા, ઉમરાચી (કીમ નદી ઓળંગી) | ૧૦ | ,, |
| | તા. ૨૯ | એરથાણ, ભટગામ | ૧૦ | ,, |
| | તા. ૩૦ | સાંધિયેર, દેલાડ | ૧૦ | ,, |
| | તા. ૩૧ | મૌનવાર, આરામ | | |
| એપ્રિલ | તા. ૧ | છાપરાભાઠા, (સુરત તાપી ઓળંગી) | ૧૧ | ,, |
| | તા. ૨ | ડીંડોલી, વાંઝ | ૧૨ | ,, |
| | તા. ૩ | ધામણ, નવસારી | ૧૩ | ,, |
| | તા. ૪ | વેજલપુર, કરાડી | ૯ | ,, |
| | તા. ૫ | દાંડી | ૪ | ,, |
| | | | ૨૪૧ | |